जैन-आगम-ग्रन्थमाला : ग्रन्थाङ्क १ (भाग २)

सिरिसामज्जवायगविरइयं

# पण्णवणासुत्तं

परिशिष्ट-प्रस्तावनात्मको द्वितीयो भागः

सम्पादकाः

पुण्यविजयो मुनिः

[ जिनागमरहस्यवेदिजैनाचार्यश्रीमद्विजयानन्दसूरिवर(प्रसिद्धनाम-आत्मारामजीमहाराज)-शिष्यरत्न-प्राचीनजैनभाण्डागारोद्धारकप्रवर्तकश्रीमत्कान्तिविजयान्तेवासिनां श्रीआत्मानन्द-जैनग्रन्थमालासम्पादकानां मुनिप्रवरश्रीचतुरविजयानां विनेयः]

पण्डित दलसुख मालवणिया

पण्डित अमृतलाल मोहनलाल भोजक

इत्येतौ च




श्री महावीर जैन विद्यालय

बम्बई - ३६

जैन-आगम-ग्रन्थमाला
प्रधान सम्पादक
मुनिराज श्री पुण्यविजयजी
पण्डित दलसुख मालवणिया

प्रथम संस्करण
वीर सं. २४९७/विक्र. सं. २०२७/ई. स. १९७१

मूल्य ४० रुपया

मुद्रक :
वि पु भागवत
मौज प्रिन्टिंग ब्यूरो
खटाववाडी, बम्बई-४

प्रकाशक :
जयन्तीलाल रतनचन्द शाह
बालचन्द गाडालाल दोशी
रतिलाल चीमनलाल कोठारी
मानद मत्रीओ
श्री महावीर जैन विद्यालय
ऑगस्ट क्रान्तिमार्ग, बम्बई-३६

Jaina-Āgama Series No. 9 (Part 2)

# PAṆṆAVAṆASUTTAṀ

Editors

MUNI PUṆYAVIJAYA
Pt. DALSUKH MĀLVAṆIĀ
Pt. AMRITLĀL MOHANLĀL BHOJAK

Introduction Translated Into English
By
Dr. NAGIN J. SHAH



SHRI MAHĀVĪRA JAINA VIDYĀLAYA
BOMBAY-36

Jaina-Agama-Series

*General Editors*

MUNIRAJ SHRI PUNYAVIJAYAJI

Pt DALSUKH MALVANIA

*First Published 1971*



Price Rs 40 00

Printed in India
by V P Bhagwat
Mouj Printing Bureau
Khatau Wadi, Bombay-4

Published by
Jayantilal Ratanchand Shah
Balchand Gandalal Doshi
Ratilal Chimanlal Kothari
*Hon Secretaries*
Shri Mahavira Jaina Vidyalaya
August Kranti Marg, Bombay 36

# गंथसमप्पणं

णंदिकरो णय-णिक्खेवविविहभंगेहिं भूसिओ पवरो ।
भवभयवोच्छेयकरो अणुओगो रक्खिओ जेहिं ।। १ ।।

पण्णवणोवंगट्ठियसमग्गसद्दत्थसंगहाइमओ ।
गंथोऽयं भगवंताण ताण थेराण पुज्जाणं ।। २ ।।

वरए पुण्णपवित्ते करजुयकमलम्मि विणयणइजुत्ता ।
मुणिपुण्णविजय-दलसुखभाई-अमया समप्पेमो ।। ३ ।। विसेसयं ।।

तुम्ह पसाया लद्धं वत्थुं तुम्हाण अप्पयंताणं ।
अम्हाण बालचरियं खमंतु पुज्जा खमासमणा ! ।। ४ ।।

## ગ્રંથસમર્પણ

મંગલકારી, સંસારના ભયને દૂર કરનાર, નય-નિક્ષેપ આદિ અનુયોગ-દ્વારના પ્રકારો દ્વારા અનુયોગની—આગમની વ્યાખ્યાના માર્ગની—અખંડ તેમ જ વિશુદ્ધ પરંપરાની જેઓએ રક્ષા કરી છે તે પૂજ્ય સ્થવિર ભગવતોના પુણ્યશાળી, પવિત્ર અને વરદ કરકમળમાં અમે—મુનિ પુણ્યવિજય, દલસુખ માલવણિયા અને અમૃત ભોજક—પ્રજ્ઞાપનોપાંગસૂત્રના અર્થસહિત સમગ્ર શબ્દો આદિના સંગ્રહરૂપ આ ગ્રંથ ભેટ ધરીએ છીએ. આપના જ કૃપા-પ્રસાદથી મેળવેલી વસ્તુ આપને જ સમર્પિત કરવાની અમારી બાલક્રીડાને આપ ક્ષમાશ્રમણ ભગવંતો ક્ષમા કરશો.

# પ્રકાશકીય નિવેદન

ધર્મસ્થાનો અને ધર્મશાસ્ત્રો જનસમૂહમાં ધર્મભાવનાનુ સિંચન કરવાનાં અને ધર્મશ્રદ્ધાને જગાડીને એની પુષ્ટિ અને વૃદ્ધિ કરવાનાં શ્રેષ્ઠ સાધનો છે. તેથી જ ધર્મસ્થાનો અને ધર્મશાસ્ત્રોનું જતન કરવુ એ પવિત્ર ધર્મકૃત્ય લેખવામાં આવ્યુ છે. જૈન સંઘે છેક પ્રાચીન સમયથી લઈ ને આ દિશામાં જે ગૌરવભરી કામગીરી બજાવી છે, અને અત્યારે પણ બજાવી રહેલ છે, તેની સાક્ષી હજારો દેવમદિર, અનેક તીર્થસ્થાનો અને સખ્યાબધ જ્ઞાનમદિરો આપી રહ્યાં છે.

કંઈક આવી જ ભાવનાથી પ્રેરાઈ ને શ્રી મહાવીર જૈન વિદ્યાલયે જૈનધર્મ–દર્શનના બધા જ પવિત્ર મૂળ આગમગ્રંથો, પૂજ્યપાદ આગમપ્રભાકર, શ્રુતશીલવારિધિ મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજ તથા પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયાની સક્રિય રાહબરી નીચે, પ્રકાશિત કરવાની મોટી યોજનાની જવાબદારી સ્વીકારી છે. આ યોજના મુજબ જૈન-આગમ-ગ્રન્થમાલામાં "नंदिसुत्तं अणुओगद्दाराइं च" તથા "पण्णवणासुत्तं"નો પહેલો ભાગ—એ બે ગ્રથો અત્યાર પહેલાં પ્રકાશિત કરવામાં આવ્યા છે; અને અત્યારે "पण्णवणासुत्तं" નો બીજો ભાગ પ્રકાશિત થઈ રહ્યો છે, એનો અમને આનંદ છે.

આ ગ્રથનુ સંપાદન પણ, પહેલા બે ગ્રંથોની જેમ, પૂજ્યપાદ આગમપ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ, પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા તથા પંડિત શ્રી અમૃતલાલ મોહનલાલ ભોજકે સંયુક્ત રીતે કર્યુ છે. તેઓએ આ પ્રકાશનને સર્વાંગસંપૂર્ણ કરવા માટે કેટલી બેહદ જહેમત ઉઠાવી છે, તે આ ગ્રંથનો તથા ગ્રંથકારનો સવિસ્તર પરિચય આપતી તેમ જ અનેક આનુષંગિક બાબતોની વિશદ છણાવટ કરતી માહિતીપૂર્ણ વિસ્તૃત પ્રસ્તાવના ઉપરથી પણ જાણી શકાય એમ છે. આ માટે અમે પૂજ્યપાદ પુણ્યવિજયજી મહારાજનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા તથા પંડિત શ્રી અમૃતલાલભાઈના પણ અમે ખૂબ આભારી છીએ. આગમ-પ્રકાશન કાર્ય પ્રત્યે આત્મીયતા દર્શાવી, આ પ્રવૃત્તિને વેગ આપવા બદલ શ્રી રતિલાલ દીપચદ દેસાઈ ને ધન્યવાદ ઘટે છે. આગમ પ્રકાશન યોજના સબધી બધી માહિતી આ ગ્રંથમાળાના પહેલા ગ્રંથમા વિગતવાર આપવામાં આવી છે, એટલે જિજ્ઞાસુઓ એમાંથી જોઈ શકશે.

### શ્રી જિનાગમ પ્રકાશિની સંસદની ઉદારતા

પૂજ્યપાદ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજને દીક્ષા લીધાને સાઠ વર્ષ પૂરા થતાં હોવાથી, એ વર્ષ પહેલાં (તા૦ ૯–૨–૬૯ના રોજ), વડોદરામા, વડોદરાના શ્રીસઘ તરફથી દીક્ષાપર્યાયષષ્ટિપૂર્તિ-સમારોહ ઊજવવામાં આવ્યો હતો. એ પ્રસગે, મહારાજશ્રીની પ્રેરણાથી પાટણમાં સ્થપાયેલ શ્રી જિનાગમ પ્રકાશિની સંસદના સચાલકોએ, એમની પાસેનું આગમપ્રકાશન માટેનું રૂા ૧,૩૫,૫૬૬નું ફંડ આગમપ્રકાશનના કાર્યમા વાપરવા માટે વિદ્યાલયને અર્પણ કરવાની જાહેરાત કરી હતી; અને એ રકમ સસ્થાને મળી ગઈ છે. ધર્મના પ્રાણરૂપ ધર્મશાસ્ત્રોના રક્ષણ-પ્રકાશન માટે આવી દાખલારૂપ ઉદારતા દર્શાવવા બદલ અમે શ્રી જિનાગમ પ્રકાશિની સંસદના સંચાલકોનો અને ખાસ કરીને શેઠ શ્રી કેશવલાલ કીલાચદ શાહનો ખૂબ ખૂબ આભાર માનીએ છીએ. આ અંગેનો ઋણસ્વીકાર અમે આ ગ્રન્થમા અન્યત્ર કર્યો છે.

## શ્રી ભગવતીસૂત્ર માટે સહાય

મૂળ પાટણના વતની અને હાલ મુંબઈમાં રહેતા શ્રી પનાલાલ મફતલાલ શાહે વિ૦ સં૦ ૨૦૨૬ના કાર્તિકી પૂર્ણિમાના પર્વદિવસે પૂજ્યપાદ મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજનું ચતુર્માસપરિવર્તન પોતાને ત્યાં કરાવ્યુ હતું. આ પ્રસગની યાદરૂપે, શ્રી ભગવતીસૂત્રના પહેલા ભાગના ખર્ચ માટે, રૂ. પાત્રીસ હજાર પાટણવાળા શાહ મફતલાલ જીવાચદ, શ્રી ચીમનલાલ લહેરચંદ અને શ્રી નેમચંદ જેશિગલાલના સ્મરણાર્થે તેમના પુત્રો તરફથી આપવાની જાહેરાત કરવામાં આવી હતી. થોડા વખત પહેલાં તેઓ તરફથી આ રકમ સંસ્થાને મળી પણ ગઈ છે. વિદ્યાલયના આગમપ્રકાશનના કાર્યમા હર્ષોલ્લાસપૂર્વક આવી ઉદાર સહાય આપવા બદલ અમે આ મહાનુભાવોનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

## બીજી સહાય

છેલ્લાં બે વર્ષ દરમ્યાન આ કાર્યને માટે સંસ્થાને જે સહાય મળી છે, તે નીચે મુજબ છે

રૂ. ૭૫૦૦·૦૦ શ્રી પ્રિન્સેસ સ્ટ્રીટ લોહારચાલ જૈન સંઘ, મુબઈ.
રૂ. ૫૦૦૦·૦૦ શ્રી વાડીલાલ સારાભાઈ દેરાસરજી ટ્રસ્ટ, મુબઈ
રૂ. ૨૦૦૦·૦૦ શ્રી શાંતિલાલ વર્ધમાનની પેઢી, પાલેજ.
રૂ. ૨૦૦૦·૦૦ શ્રી જૈન શ્વેતાબર મૂર્તિપૂજક મંદિર, બેંગલોર.
રૂ ૨૦૦૦·૦૦ શ્રી આદિનાથ જન શ્વેતાબર મંદિર, બેંગલોર
રૂ. ૧૧૪૧·૦૦ શ્રી જૈન શ્વેતાબર મૂર્તિપૂજક સંઘ, શ્રીઆત્માનંદ જૈન ઉપાશ્રય, વડોદરા.
રૂ. ૧૦૦૦·૦૦ શ્રી આદિનાથ જૈન શ્રાવિકાસઘ, બેંગલોર.
રૂ. ૩૬૦·૦૦ શ્રી જૈન સઘ, આકોલા.
રૂ. ૨૫૧–૦૦ મેસર્સ પીતાંબર લાલજી એન્ડ સન્સ.
રૂ ૧૦૧–૦૦ શ્રી કલાવતીબહેન.
રૂ ૧૦૦–૦૦ શ્રી અજિતકુમાર સુંદરજી.
રૂ. ૫૦–૦૦ શ્રી આકોલા જૈન સંઘની બહેનો, આકોલા.

આ સૌના અમે આભારી છીએ.

## જુદું ટ્રસ્ટ

આગમપ્રકાશન અંગે વિદ્યાલય હસ્તક એક જુદું ટ્રસ્ટ રચવામાં આવ્યુ છે. અને આ ટ્રસ્ટને સરકારે આવકવેરામાંથી મુક્તિ આપી છે.

આ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ નીચે મુજબ છે :

શ્રી ભોગીલાલ લેહેરચદ
શ્રી પ્રવીણચદ હેમચદ કાપડિયા
શ્રી ચદુલાલ વર્ધમાન શાહ
શ્રી વાડીલાલ ચત્રભુજ ગાધી
શ્રી કપુરચદ નેમચંદ મહેતા

## આગમ પ્રકાશન સમિતિ

આગમપ્રકાશનના કાર્ય અંગે જરૂરી સલાહસૂચના આપવા બદલ અમે આગમ પ્રકાશન સમિતિના નીચેના સભ્યોના ઋણી છીએ :

શ્રી કેશવલાલ કીલાચંદ શાહ
શ્રી પોપટલાલ ભીખાચંદ
શ્રી સેવંતીલાલ ખેમચંદ
(પાટણ જૈન મંડળના પ્રતિનિધિઓ)
શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ
શ્રી પરમાનંદ કુંવરજી કાપડિયા
શ્રી સેવંતીલાલ ચીમનલાલ શાહ

ડૉ. રમણલાલ ચીમનલાલ શાહ
ડૉ. જયંતીલાલ સુરચંદ બદામી
શ્રી પ્રાણલાલ કાનજીભાઈ દોશી
શ્રી જયંતીલાલ રતનચંદ શાહ }
શ્રી બાલચંદ ગાંડાલાલ દોશી } મંત્રીઓ
શ્રી રતિલાલ ચીમનલાલ કોઠારી }
શ્રી વ્રજલાલ કપૂરચંદ મહેતા : કોષાધ્યક્ષ

આ ગ્રંથની સુવિસ્તૃત પ્રસ્તાવનાનો આધારભૂત અંગ્રેજી અનુવાદ અમદાવાદના લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના ડેપ્યુટી ડાયરેક્ટર ડૉ. શ્રી નગીનદાસ જીવણલાલ શાહે કરી આપ્યો છે. અમારાં અન્ય પ્રકાશનોની જેમ આ ગ્રંથનું સ્વચ્છ-સુઘડ મુદ્રણ મૌજ પ્રિન્ટિંગ બ્યૂરોએ ખૂબ ચીવટ અને ધીરજથી કરી આપ્યું છે. એ બન્નેનો અમે હાર્દિક આભાર માનીએ છીએ.

ઑગસ્ટ ક્રાન્તિમાર્ગ
મુંબઈ–૩૬
તા. ૪–૩–૧૯૭૧

જયંતીલાલ રતનચંદ શાહ
બાલચંદ ગાંડાલાલ દોશી
રતિલાલ ચીમનલાલ કોઠારી
માનદ મંત્રીઓ

# ઋણસ્વીકાર

જૈન આગમગ્રંથોના સંશોધન-સંપાદન અને પ્રકાશનના કાર્યમાં વેગ આપવાના ઉદ્દેશથી, વિ૦ સં૦ ૨૦૦૧ની સાલમાં, પાટણ (ઉ. ગુ.)માં, પૂજ્યપાદ મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી મહારાજની પ્રેરણાથી અને મુ. શ્રી કેશવલાલ કીલાચંદના પ્રયાસોથી સ્થપાયેલ શ્રી જિનાગમ પ્રકાશિની સંસદ (ઠે. શ્રી પાટણ જૈન મંડળ, ૭૭, મરીન ડ્રાઈવ, મુંબઈ–૨૦) તરફથી શ્રીમહાવીર જૈન વિદ્યાલય (મુંબઈ)ની મૂળ જૈન આગમો પ્રકાશિત કરવાની યોજના માટે રૂ. ૧,૩૫,૫૬૬–૦૦ અંકે એક લાખ, પાંત્રીસ હજાર, પાંચસો છાસઠ રૂપિયા પૂરા મળ્યા છે; આ ભવ્ય સહકાર માટે અમે શ્રી જિનાગમ પ્રકાશિની સંસદનો, શ્રી પાટણ જૈન મંડળનો તથા એ બન્ને સંસ્થાના કાર્યકરોનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

**જયંતીલાલ રતનચંદ શાહ**

**બાલચંદ ગાંડાલાલ દોશી**

**રતિલાલ ચીમનલાલ કોઠારી**

માનદ મંત્રીઓ

**શ્રી મહાવીર જૈન વિદ્યાલય**

# અસાધારણ ખોટ

પૂજ્યપાદ, શ્રુતશીલવારિધિ, આગમપ્રભાકર, મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજ સ્મૃતિશેષ થઈ ગયા !

પન્નવણાસૂત્રના આ બીજા ભાગના પ્રકાશનનો ઉત્સવ, જોકે એનું કેટલુંક છાપકામ બાકી હતું છતાં, તેઓશ્રીની હયાતીમાં જ થયો હતો છએક મહિના પહેલાં, વિ. સ. ૨૦૨૭ના ફાગણ વદિ ૨, તા. ૧૪-૩-૭૧, રવિવારના રોજ સવારના, મુંબઈમાં, ભાયખલામા, પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયસમુદ્રસૂરિજી મહારાજના સાંનિધ્યમાં, સુપ્રસિદ્ધ વિદ્વાન ડૉ. શ્રી હીરાલાલજી જૈનના શુભ હસ્તે એનું પ્રકાશન આનંદ-ઉલ્લાસપૂર્વક થયું હતું. અને એ જ ગ્રંથમાં પરમપૂજ્ય આગમપ્રભાકર શ્રી પુણ્યવિજયજી મહારાજના સ્વર્ગવાસ નિમિત્તે શ્રદ્ધાંજલિના શબ્દો લખવાનો વખત આવે એને ભવિતવ્યતાની ક્રૂરતા, કરુણતા કે વિચિત્રતા જ કહેવી જોઈએ. એની આગળ માનવી કેવો લાચાર બની જાય છે !

આ વાતની વિગતો આ પ્રમાણે છે : પૂજ્યપાદ પુણ્યવિજયજી મહારાજ પરમપૂજ્ય યુગદર્શી આચાર્યદેવ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની જન્મશતાબ્દી માટે જ વિ. સં. ૨૦૨૫માં મુંબઈ પધાર્યા હતા. એટલે ગત (સને ૧૯૭૦ના) ડિસેમ્બરની આખરે જન્મ-શતાબ્દી સમારોહની શાનદાર રીતે ઉજવણી થઈ ગયા પછી તરત જ તેઓશ્રી ગુજરાત-અમદાવાદ તરફ વિહાર કરવા ઇચ્છતા હતા. અમારી એવી તીવ્ર ઇચ્છા હતી કે તેઓશ્રી મુંબઈથી વિહાર કરે તે પહેલાં, તેઓની હાજરીમાં જ, મુંબઈમાં આ ગ્રંથનું પ્રકાશન કરવામાં આવે. દરમ્યાનમાં એક બાજુ કંઈક નાદુરસ્ત તબિયતને કારણે તેઓનો વિહાર લંબાયો અને બીજી બાજુ, આ ગ્રંથની વિસ્તૃત ગુજરાતી પ્રસ્તાવના તેઓશ્રીએ તપાસી લીધી હોવાથી, પ્રેસમાં થોડીક ઝડપ કરવાથી આ ગ્રંથ તૈયાર થઈ જવાની શકયતા લાગી. એટલે આ ગ્રંથનું પ્રકાશન તેઓશ્રીની ઉપસ્થિતિમાં મુંબઈમાં કરવાની અમારી વિનતિ તેઓએ માન્ય રાખી એટલુ જ નહીં, એ માટે ડૉ. હીરાલાલજી જૈનને આમંત્રણ આપવાનું સૂચન પણ તેઓશ્રીએ જ કર્યું. એ રીતે આ ગ્રંથનું પ્રકાશન, ઉપર સૂચવ્યું તેમ, તા. ૧૪–૩–૭૧ના રોજ મુંબઈમાં થયુ.

પણ, આ ગ્રંથની વિસ્તૃત ગુજરાતી પ્રસ્તાવનાના મોટા ભાગનુ અંગ્રેજી ભાષાંતર એ વખતે તૈયાર થઈ ગયેલ હોવા છતા એનું મુદ્રણ ગ્રંથના પ્રકાશન વખતે પૂરું થાય એ શકય ન હતુ. એટલે મૂળ પ્રસ્તાવનાના અંગ્રેજી અનુવાદ વગર જ એનો પ્રકાશન–સમારોહ ઊજવવાનુ અમારા માટે અનિવાર્ય થઈ ગયુ, અને એ રીતે એ સમારોહ ઊજવવામાં આવ્યો.

એ પછી, જાણે કોઈ દુ:ખદ ભવિતવ્યતા કામ કરતી હોય એમ, એક બાજુ અંગ્રેજી પ્રસ્તાવનાનું મુદ્રણ આગળ ચાલવા લાગ્યુ, અને બીજી બાજુ પૂજ્યપાદ પુણ્યવિજયજી મહારાજની તબિયત પણ અવારનવાર અસ્વસ્થ થવા લાગી. પરિણામે તેઓએ મુંબઈમાથી વિહાર કરવાનો વિચાર જતો કર્યો અને વિ. સ. ૨૦૨૭નુ ચોમાસુ પણ, વિ. સ ૨૦૨૫ અને ૨૦૨૬નાં ચોમાસાની જેમ, મુંબઈમાં વાલકેશ્વરના ઉપાશ્રયમાં જ કરવાનુ નક્કી કર્યું.

આ દરમ્યાન તબિયત બરાબર સારી થાય એવા ઉપચારો ચાલુ જ હતા. તબિયતમાં

વિશેષ અસ્વસ્થતા જણાતા, જરૂરી ઉપચારો માટે, તેઓશ્રીને હૉસ્પિટાલમાં દાખલ કરવામાં આવ્યા. ત્યાં તબિયતમાં એકંદર સુધારો થતો લાગ્યો; અને હવે તો બે-ત્રણ દિવસમાં હૉસ્પિટાલમાંથી રજા મળશે એવી સંતોષકારક સ્થિતિ લાગી. પણ એવામાં જ, જાણે પોતાના સાધુજીવનથી જ જીવનની અને સંસારની અનિશ્ચિતતાનો ધર્મબોધ આપવા માગતા હોય એમ, પરમપૂજ્ય મહારાજશ્રી વિ સં ૨૦૨૭ના જેઠ વદિ ૬, તા. ૧૪-૬-૭૧, સોમવારના રોજ રાતના, પ્રતિક્રમણ કર્યા પછી, ૮-૫૦ વાગતાં પૂરી સ્વસ્થતા, શાંતિ અને સમાધિપૂર્વક સ્વર્ગવાસ પામ્યા! આ અતિ આઘાતજનક કરુણ ઘટનાને લીધે, જે ગ્રંથનો પ્રકાશનવિધિ તેઓની પવિત્ર હાજરીમાં થયો હતો તેને વેચાણ માટે મૂકવાનુ કાર્ય અમારે તેઓશ્રીની ગેરહયાતીમાં કરવુ પડ્યું છે, અને આ ગ્રંથમાં જ તેઓશ્રીને શ્રદ્ધાંજલિ અર્પણ કરવી પડી છે! કેવી કરુણતા!

મહારાજશ્રીના અણધાર્યા સ્વર્ગવાસથી જૈન શાસનને, દેશ-વિદેશમાં ચાલતા જૈન વિદ્યા અને ભારતીય વિદ્યાના અધ્યયન-સશોધન તેમ જ સમગ્ર જ્ઞાનોદ્ધારના કાર્યને તથા વિદ્યાલયની આગમ પ્રકાશન યોજનાને એવી અસાધારણ મોટી ખોટ પડી છે કે જે પૂરી થવી શક્ય નથી. સંસ્થાની આગમ પ્રકાશન યોજનામાં સક્રિય સાથ આપવા ઉપરાંત સસ્થાના વિકાસ માટે તેઓશ્રી જે ભલી લાગણી ધરાવતા હતા અને માર્ગદર્શન આપતા હતા તે માટે સંસ્થા તેઓનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે. મહારાજશ્રી પ્રત્યેની ઊંડી કૃતજ્ઞતાની લાગણીથી પ્રેરાઈ ને વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ તા. ૨૪-૭-૭૧ના રોજ નીચે મુજબ ઠરાવ કર્યો છે —

"પરમપૂજ્ય, પ્રાત સ્મરણીય, આગમપ્રભાકર, શ્રુતશીલવારિધિ મુનિરાજ શ્રી પુણ્ય-વિજયજી મહારાજનુ સ્થાન અને માન ભારતીય વિદ્યા અને જૈન વિદ્યાના દેશ-વિદેશના વિદ્વાનોમા અનન્ય હતું જૈન શ્રુતના તેઓ પારગામી વિદ્વાન હોવા ઉપરાત સમગ્ર જૈન વાઙ્મયના પણ મર્મગ્રાહી અને સર્વસ્પર્શી વિશેષજ્ઞ વિદ્વાન હતા' ઉપરાત, તેઓએ ભારતીય સાહિત્યનું પણ ખૂબ આદર અને ભક્તિથી અવગાહન કર્યું હતુ શાસ્ત્રીય તેમ જ ઇતર સાહિત્યનું તેઓશ્રીનું અધ્યયન તેમ જ સંશોધન સાંપ્રદાયિક કદાગ્રહથી સર્વથા મુક્ત તેમ જ સત્યગ્રાહી હતુ, તેઓશ્રીની જ્ઞાનોપાસનાની આવી વિરલ વિશેષતા હતી, અને તેથી જ તેઓ વિદ્વદ્જગતમા ખૂબ આદર અને ચાહના મેળવી શક્યા હતા

"તેઓ સાચા અને સંપૂર્ણ અર્થમા જ્ઞાનોદ્ધારક હતા. પ્રાચીન જૈન જ્ઞાનભંડારોના સમુદ્ધારનું, પ્રાચીન જીર્ણ વિરલ પ્રતોને ચિરંજીવી બનાવવાનુ, જૈન આગમસૂત્રો તેમ જ અન્ય દુર્ગમ પ્રાચીન ગ્રંથોનુ સંશોધન-સપાદન કરવાનુ, અને દેશ-વિદેશના વિદ્વાનોને પૂરી ઉદારતા અને સહૃદયતા સાથે દરેક પ્રકારની સહાય કરવાનું મહારાજશ્રીનું કાર્ય આદર્શ, બેનમૂન અને શકવર્તી કહી શકાય એવું હતું મહારાજશ્રીનું જ્ઞાનોદ્ધારનું આ કાર્ય તેઓશ્રીના પરમપૂજ્ય દાદાગુરુ પ્રશાતમૂર્તિ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ તથા પરમપૂજ્ય આજીવન વિદ્યાસેવી ગુરુવર્ય શ્રી ચતુરવિજયજી મહારાજે શરૂ કરેલી શ્રુતભક્તિની પરપરાનુ ખૂબ ગૌરવ વધારે એવુ હતુ. પૂજ્યપાદ-પુણ્યવિજયજી મહારાજે જ્ઞાનોદ્ધારના ક્ષેત્રમા કરેલુ કાર્ય એટલુ વિરાટ છે અને તેઓશ્રીના સ્વર્ગવાસથી આ ક્ષેત્રમાં એટલી મોટી ખોટ ઊભી થઈ

છે કે તે ક્યારે, કેવી રીતે પૂરી થશે તેની કલ્પના કરવી પણ આજે તો મુશ્કેલ લાગે છે. એક સતત કાર્યશીલ સંસ્થા કરી શકે એટલુ મોટુ કાર્ય તેઓશ્રીએ કર્યુ છે. તેઓશ્રીના જીવન સાથે વણાઈ ગયેલી અપ્રમત્તતા અને ઉત્કટ શ્રુતભક્તિનું જ આ સુપરિણામ છે.

"જ્ઞાનોપાસક વિદ્વાન હોવા ઉપરાંત મહારાજશ્રી શ્રમણધર્મના ઉદ્દેશ અને સારરૂપ આત્મસાધનામાં પણ એવા જ મગ્ન અને સતત જાગરૂક હતા નિર્મળ સંયમની આરાધના તેઓના જીવન સાથે સાવ સહજપણે એવી ઓતપ્રોત બની ગઈ હતી કે એની મધુર અને પવિત્ર છાપ તેઓના વિચારોમા, કથનમાં અને વર્તનમાં જોવા મળતી હતી. નિર્દંભપણું, નિર્દંશપણું, નિરભિમાનતા, સરળતા, નિખાલસતા, સૌમ્ય નિર્ભયતા, સમભાવ, કરુણા-પરાયણતા, પરોપકારિતા, નમ્રતા, વિવેકશીલતા જેવા અનેકાનેક ગુણોથી તેઓશ્રીનાં જીવન અને વ્યવહાર સ્ફટિક સમાં વિમળ બન્યાં હતાં. તેઓ આદર્શ સાધુતાની મૂર્તિ અને શ્રમણજીવનના શ્રેષ્ઠ પ્રતીક હતા

"આપણી સંસ્થા શ્રી મહાવીર જૈન વિદ્યાલય સાથેના તેઓના આત્મીયતાભર્યા ધર્મસ્નેહનો અને તેઓએ સંસ્થા ઉપર કરેલા ઉપકારોનો વિચાર કરીએ છીએ ત્યારે તો જાણે ઋણ-સ્વીકાર માટેના મોટામાં મોટા શબ્દો પણ ઓછા પડતા હોય એમ લાગે છે. તેઓશ્રીની પ્રેરણાથી જ સંસ્થાએ આપણાં બધાં પવિત્ર મૂળ આગમસૂત્રોને પ્રગટ કરવાની મોટી યોજના શરૂ કરવાની હિંમત કરી હતી. અને આ બાબતમાં માત્ર સલાહ કે માર્ગદર્શન આપીને જ સંતોષ ન માનતાં એ યોજનાને અમલી બનાવવા માટે જૈન આગમ ગ્રંથમાળાના મુખ્ય સંપાદક તરીકેની જવાબદારી પણ તેઓશ્રીએ ઉલ્લાસપૂર્વક સ્વીકારી હતી આવા મોટા કાર્યની જવાબદારી સ્વીકારીને મહારાજશ્રીએ ન કેવળ આપણી સંસ્થા ઉપર કે જૈન સમાજ ઉપર-જ ઉપકાર કર્યો છે, ખરી રીતે એથી જૈન વિદ્યા અને ભારતીય વિદ્યાના દેશ-વિદેશના વિદ્વાનો અને જિજ્ઞાસુઓ પણ ઉપકૃત બન્યા છે. તેઓની આ નિ સ્વાર્થ જ્ઞાનસેવાનો લાભ સૌને સદાને માટે મળતો રહેશે, એમા શક નથી. વળી, આપણી સંસ્થાના એક હિતચિંતક તરીકે તેઓશ્રી જે ચિંતા સેવતા રહેતા હતા એથી તો તેઓ સંસ્થાના એક શિરછત્ર જ બન્યા હતા.

"આવા એક જ્ઞાનતપસ્વી અને જ્ઞાનગરિમાથી શોભતા, સંત પ્રકૃતિના પ્રભાવક મુનિવરનો મુબઈમા વિ. સં. ૨૦૨૭ના જેઠ વદિ ૬, તા. ૧૪–૬–૭૧, સોમવારના રોજ સ્વર્ગવાસ થતાં આપણી સંસ્થાને, જૈન સઘને અને દેશ-વિદેશના વિદ્વત્સમાજને ભાગ્યે જ પૂરી શકાય એવી મોટી ખોટ પડી છે શ્રી મહાવીર જૈન વિદ્યાલયની આ સભા જ્ઞાન-ચારિત્રથી શોભતી આવી ઉચ્ચ કોટિની વિભૂતિના ઉપકારોનું કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરે છે અને તેઓશ્રીને ભાવપૂર્વક અનેકાનેક વદના કરીને તેઓશ્રીનાં અધૂરા કાર્યો પૂરા કરવાની શક્તિ અને ભાવના આ સંસ્થામા તેમ જ શ્રીસઘમા પ્રગટે એવી પ્રાર્થના કરે છે "

સૌ કોઈને એ સુવિદિત છે કે પૂજ્યપાદ પુણ્યવિજયજી મહારાજે જ્ઞાનોદ્ધારને જ પોતાનું જીવનકાર્ય બનાવીને અને છેલ્લાં ચાલીશ વર્ષ દરમ્યાન આગમસંશોધનનું પાયાનુ કામ ખૂબ ભક્તિ, એકાગ્રતા અને ચીવટપૂર્વક કરતાં રહીને, આગમસશોધન માટેની વિપુલ સામગ્રી પોતાના હાથે જ તૈયાર કરેલી છે. એ સામગ્રીનો સમુચિત ઉપયોગ કરીને

તેઓએ શરૂ કરેલ આગમસંશોધનના કાર્યને વણથંભ્યું આગળ વધારવું એ આપણી પવિત્ર ફરજ છે, તેઓશ્રીને સાચી શ્રદ્ધાંજલિ પણ એ જ છે : કંઈક આવી લાગણીથી પ્રેરાઈને, પૂજ્યપાદ મહારાજશ્રીના સ્વર્ગવાસ બાદ પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા મુંબઈ આવ્યા ત્યારે, તેઓની હાજરીમાં, વિદ્યાલયની આગમ પ્રકાશન સમિતિ તથા વિદ્યાલય હસ્તકના જિનાગમ ટ્રસ્ટની સંયુક્ત સભા તા. ૨૨-૬-૭૧ના રોજ આ અંગે વિચારણા કરવા બોલાવવામા આવી હતી; અને એમા વિગતવાર ચર્ચા-વિચારણાને અંતે, આગમપ્રકાશનનું કાર્ય ચાલુ રાખવા અંગે, સર્વસંમતિથી, નીચે મુજબ નિર્ણય લેવામાં આવ્યો હતો :—

"૧ પૂજ્યપાદ આગમપ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજના સ્વર્ગવાસને કારણે તેઓશ્રીની પ્રેરણાથી વિદ્યાલયે શરૂ કરેલ આગમ પ્રકાશનના કાર્યમા ન પૂરી શકાય એવી મોટી ખોટ ઊભી થઈ છે. પણ તેઓએ જીવનભર, આગમોના સંશોધન માટે. લગભગ બધા પવિત્ર આગમસૂત્રોના પાઠ-પાઠાંતરો નોંધીને પાઠશુદ્ધિનું પાયાનું કાર્ય કરેલું છે તે જોતા, તથા આગમોની શુદ્ધ વાચનાઓ છપાવવાની તેઓની ઉત્કટ ભાવના જોતા, આગમપ્રકાશનના કાર્યને ચાલુ રાખવું અને બનતી ત્વરાએ એને પૂરું કરવું

"૨ અત્યાર સુધી આ કાર્યમા પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયા તથા પંડિત શ્રી અમૃતલાલ મોહનલાલ જે પ્રકારનો સહકાર આપતા રહ્યા છે, તે પ્રકારનો સહકાર તેઓની પાસેથી લેવાનું ચાલુ રાખવું, અને જ્યા પણ કોઈ શંકા ઊભી થાય ત્યા એનું નિરાકરણ કેવી રીતે લાવવું એ માટે પરમપૂજ્ય આચાર્ય શ્રી વિજયસમુદ્રસૂરિજી મહારાજશ્રીનું માર્ગદર્શન મેળવવું

'૩ આ કાર્યને વેગ મળે એ માટે પરમપૂજ્ય મુનિરાજ શ્રી જંબૂવિજયજી મહારાજ, અન્ય જે મુનિરાજો તથા જે વિદ્વાનો આમા સહજભાવે સહકાર આપવા તૈયાર હોય તેઓનો સહકાર લેવો

"૪. આ કાર્ય માટે જરૂરી માર્ગદર્શન મેળવવા માટે આગમ પ્રકાશન સમિતિના સભ્યોએ પૂનામા ચતુર્માસ બિરાજતા પરમપૂજ્ય આચાર્ય શ્રી વિજયસમુદ્રસૂરિજી મહારાજને બને તેટલા વહેલા મળવું અને પછી બીજાઓનો સહકાર મેળવવાની દિશામા આગળ વધવું."

અંતમા, અમે પૂજ્યપાદ મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજના અનેકવિધ ઉપકારોનું પુનઃ પુનઃ સ્મરણ કરીને તેઓશ્રીને ફરી અમારી અંતરની શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ છીએ; અને સંસ્થાએ શરૂ કરેલ આગમપ્રકાશનની મહાન યોજના સાંગોપાંગ પૂરી કરવાની ભાવના અને શક્તિ અમારામાં જાગતી રહે એવી પ્રાર્થના સાથે અમારું આ નિવેદન પૂરું કરીએ છીએ.

ઑગસ્ટ ક્રાંતિ માર્ગ
મુંબઈ—૩૬
તા. ૨૦-૯-૧૯૭૧

જયંતીલાલ રતનચંદ શાહ
બાલચંદ ગાંડાલાલ દોશી
રતિલાલ ચીમનલાલ કોઠારી
માનદ મંત્રીઓ
શ્રી મહાવીર જૈન વિદ્યાલય

# ગ્રન્થાનુક્રમ

# પ્રસ્તાવનાનો વિષયાનુક્રમ

## Contents of Introduction

# सङ्केतसूचि

अं० – अध्ययन
उत्त०, उत्तरा० – उत्तराध्ययनसूत्र
क्रि० वि० – क्रियाविशेषण
गा., गा० – गाथा
च० ष० – चतुर्थ्यर्थे षष्ठी
ज्ञाता० – ज्ञाताधर्मकथांगसूत्र
टि० – टिप्पणी
टी० – टीका
तृप० ष० – तृतीया-पञ्चम्यर्थे षष्ठी
तृ० ष० – तृतीयार्थे षष्ठी
तृ० स० – तृतीयार्थे सप्तमी
दशवै० – दशवैकालिकसूत्र
प० – पत्र
पतृ० ष०
प-तृ० ष० } – पञ्चमी-तृतीयार्थे षष्ठी
पं० – पंक्ति
पु० – पुस्तक
पृ० – पृष्ठ
प्र० गा० – प्रक्षिप्तगाथा
प्रज्ञा० – प्रज्ञापनासूत्र
बृहत्० – बृहत्कल्पभाष्य
विशेषा० – विशेषावश्यकभाष्य
स० – सप्तमी
स० तृ० – सप्तम्यर्थे तृतीया
स० द्वि० – सप्तम्यर्थे द्वितीया
स० प० – सप्तम्यर्थे पञ्चमी
स० प्र० – सप्तम्यर्थे प्रथमा
स० ष० – सप्तम्यर्थे षष्ठी
सू० – सूत्र
P. T. S. – (पृ० २) Prakrit Text Society
,, – (पृ० ३६) Pali Text Society

# शुद्धिपत्रकम्

| पत्तस्स | विभागस्स | पंतीए | असुद्धं | सोहणीयं |
|---|---|---|---|---|
| १० | २ | ३३ | °भवरथ° | °भवस्थ° |
| १२ | शिर्षके | | °ट्ठाइ | °ट्ठाइं |
| ,, | १ | १६ | अट्ठ° | ०-अट्ठ° |
| २५ | १ | २७ | °नाराचसं | °नाराचसं- |
| ,, | २ | ३५ | अद्धस° | अद्धास° |
| ३४ | १ | १० | °विट्ठाइ | °विट्ठाइं |
| ३५ | १ | ३७ | अलङ्क° | अलङ्कृ° |
| ३८ | २ | १४ | °यमागे | °यभागे |
| ४७ | १ | ५ | अ ु रः | अङ्कुर· |
| ५९ | २ | ६ | °प्रातप्र° | °प्राताप्र° |
| ६० | २ | २ | स्त्रीवाक | स्त्रीवाक् |
| ६३ | २ | २९ | °का-चा° | °का–वा° |
| ७० | १ | १७ | हरिद्वन° | हरितवन° |
| ९० | २ | २ | °स्थान | °स्थान- |
| ९४ | २ | ८ | °फास | °फास- |
| १०१ | २ | १५ | °प्रकृंती | °प्रकृती |
| १०२ | २ | २९ | कम्मा | ०कम्मा |
| १०३ | १ | १४ | कम | कर्म |
| १०८ | १ | ३० | °प्रवीचा° | °प्रविचा° |
| ,, | ,, | ३३ | ,, | ,, |
| ,, | | ३४ | ,, | ,, |
| १२१ | १ | २१ | वनपरति° | वनरपति° |
| १२४ | १ | ३७ | °चरमेणं | °चरिमेणं |
| १३१ | २ | १८ | गातम | गौतम |
| १४४ | १ | ३ | °समयसि | °समयंसि |
| १५१ | १ | ३२ | षडवि° | पड्वि° |
| ,, | २ | ३२ | षटच° | पट्च° |
| १६२ | १ | ३२ | जगराणं | जागराणं |
| १८७ | १ | २४ | निर्व° | निर्वर्तनता–निर्व° |
| १९१ | २ | २१ | °मू· | °मू् |
| १९७ | २ | २७ | ,, | ,, (च. ष) |
| २१४ | १ | २४ | ति | त्ति |
| २२६ | २ | २९ | °नामा | °नाम |
| २३६ | १ | २१ | निर्व° | निर्वर्तनता–निर्व° |
| २५७ | १ | ३७ | प्रवीचा° | प्रविचा° |

| पत्तस्स | विभागस्स | पंतीए | असुद्धं | सोहणीयं |
|---|---|---|---|---|
| २५७ | २ | २ | प्रवीचा° | प्रविचा° |
| ,, | ,, | ४ | ,, | ,, |
| ,, | ,, | ८ | ,, | ,, |
| २५८ | २ | २० | परिहीणं | ० परिहीणं |
| २५९ | २ | ३८ | °कम | °कम् |
| २७० | २ | ३० | स्पृष्ट | स्पृष्टम् |
| ,, | ,, | ,, | गा मू | गा. |
| २७८ | २ | २० | °प्रवी° | °प्रवि° |
| २८० | १ | ३३ | वद्धेलग | वद्धेल्लग |
| २८७ | २ | १३ | हरिद्वन° | हरितवन° |
| ३०३ | २ | ३२ | ,, | ,, |
| ३०५ | १ | २८ | °प्रवीचा° | °प्रविचा° |
| ,, | ,, | ३० | ,, | ,, |
| ३१३ | २ | ७ | - | – |
| ३२९ | १ | ३५ | °यूभिया | °थूभिया |
| ३३१ | २ | १४ | वजभ्य. | वर्जेभ्य |
| ,, | ,, | ३४ | °वेयड्ड | °वेयड्ढ |
| ३३४ | शिर्पके | | पणवण्णा° | पण्णवणा° |
| ३४७ | १ | १० | °द्वीप | °द्वीप- |
| ३५० | २ | १ | सूल° | मूल° |
| ३५१ | २ | १२ | वीरिय° | वीरिय° |
| ३५६ | २ | १३ | द्वितीय | द्वितीय- |
| ३५८ | २ | १७ | रवकानि | स्वकानि |
| ३५९ | १ | १० | °भाससाए | °भासत्ताए |
| ३६१ | २ | १ | सुत्त° | सुत्त° |
| ३७४ | २ | ३८ | - | – |
| ३७५ | २ | २८ | ,, | ,, |
| ३७८ | शिर्पके | | पणवण्णा° | पण्णवणा° |
| ३८४ | २ | २६ | सवूत° | सव्रृत° |
| ३८५ | १ | ९ | - | – |

# 'पण्णवणासुत्तं मूलग्रन्थस्य (भाग १) शुद्धिपत्रकविशेषः

| पत्तस्स | पंतीए | असुद्धं | सोहणीयं |
|---|---|---|---|
| ५० | १९ | °धयारत° | °धयार त° |
| ५१ | १० | ,, | ,, |
| ,, | २५ | ,, | ,, |
| ५२ | १२ | ,, | , |
| ,, | २६ | ,, | ,, |
| ५३ | १३ | ,, | ,, |
| ,, | २७ | ,, | ,, |
| ५४ | १५ | ,, | ,, |
| २२५ | १ | °पडुप्पणं | °पडुप्पण्ण |
| २५३ | १९ | वद्धेलग° | बद्धेल्लग° |
| २९४ | २७ | इंदगोवे | इंदगोपे |
| २९५ | ७ | पोडरिय° | पोंडरीय° |
| २९६ | १७ | सुपिक्क° | सुपिक्क° |
| ३३० | ३ | तिरिक्खपं° | तिरिक्खजोणियपं° |
| ४०४ | २० | °सुतणाणिसु | °सुतणाणीसु |
| ४१३ | १८ | वणयरसुरा | वणयर-ऽसुरा |
| ४३१ | २ | वयणा° | वेयणा° |
| ४८५ | २७ | अजोगत्तं | अजोगतं |
| ,, | २८ | ,, | अजोगयं |



# પ્રસ્તાવના

## અંગબાહ્ય ગ્રંથોની રચના; તેનો અંગ સાથે સંબંધ

શ્વેતામ્બર સંમત વિદ્યમાન જૈન આગમોની રચનાના જે અનેક તબક્કા છે તેમાં પ્રથમ તબક્કામાં અંગ ગ્રથોની સંકલના કે રચના થઈ. પરંપરા પ્રમાણે અંગ ગ્રથોની રચના ગણધરો કરે છે. એટલે કે તીર્થંકરના સાક્ષાત્ મુખ્ય શિષ્યો દ્વારા તે અંગ ગ્રથોની રચના થાય છે. આથી કહી શકાય કે વિદ્યમાન જૈન આગમોમાં સૌથી પ્રાચીન રચના અંગ ગ્રથોની છે. તે રચનામાં મુખ્યપણે ભગવાન મહાવીરના ઉપદેશનું અને તેમના જીવનના પ્રસગોનું સંકલન ગણધરોએ કર્યું છે. વિદ્યમાન અંગ ગ્રથોની સંકલના કે રચના ગણધર સુધર્મા દ્વારા થયેલી છે. અને તે આપણને પરંપરાથી શ્રુતરૂપે પ્રાપ્ત છે. ભગવાન મહાવીરે જે ઉપદેશ આપ્યો એ પ્રકારના ઉપદેશની એક પરંપરા ચાલી આવતી હતી તેને અનુસરીને તેમાં કાલાનુસારી સશોધન-પરિવર્તન-પરિવર્ધન કરીને ભગવાન મહાવીરે ઉપદેશ આપ્યો હતો—એમ માનવાને કારણ છે. પરંપરા સ્પષ્ટ કરે છે કે દ્વાદશાંગીની રચના ‘ પૂર્વ ’ને આધારે છે.

આ ‘ પૂર્વ ’ને નામે પ્રસિદ્ધ આગમ અત્યારે ઉપલબ્ધ નથી, માત્ર નામો અને તેમાં પ્રતિપાદ્ય વિષયની સૂચી ઉપલબ્ધ છે. પણ ‘ પૂર્વ ’ એ શબ્દ જ સૂચવે છે કે તે ભગવાન મહાવીર પૂર્વનું કોઈ પરંપરાપ્રાપ્ત શ્રુત હશે. પરંપરા એમ પણ કહે છે કે તે પૂર્વનો સમાવેશ બારમા અંગ દૃષ્ટિવાદમાં કરી લેવામા આવ્યો હતો અને દુર્ભાગ્યે એ બારમુ અંગ વિદ્યમાન નથી. પણ એવા ઘણા ગ્રથો અને અધ્યયનો વિદ્યમાન છે જેમા અથવા જેમને વિષે સ્પષ્ટપણે કહેવામાં આવ્યુ છે કે તેની રચના દૃષ્ટિવાદના આધારે કરવામાં આવી છે, અથવા તો દૃષ્ટિવાદગત અમુક પૂર્વના આધારે કરવામાં આવી છે.[1]

ડૉ. શુબ્રીગ દૃષ્ટિવાદ અને પૂર્વ વિષે ચોક્કસ શું મત ધરાવે છે તે તેમના લખાણ ઉપરથી તારવવુ મુશ્કેલ પડે છે. પણ તેમના એક-બે વિધાનોથી ચોક્કસ કહી શકાય તેમ છે કે પૂર્વો એ પ્રાચીન ગ્રથો હતા અને તેને આધારે અમુક ગ્રથો બન્યાની જે વાત કહેવામા આવે છે તે તેમને મતે એક ભ્રાન્ત સમજ અથવા તો ગેરસમજ છે.[2] તેઓ એ પણ નક્કી કરી શક્યા નથી કે એ દૃષ્ટિવાદગત વિવિધ પ્રવાદો (પૂર્વને પ્રવાદ તરીકે ઓળખાવ્યા છે.) વસ્તુત વિદ્યમાન હતા કે માત્ર કાલ્પનિક છે.[3] પરંતુ તેમને મતે અમુક પ્રવાદોનાં એવાં ન સમજાય તેવાં નામો છે, જે તેમને બનાવટી હોવાનું સમર્થન કરે છે.[4]

તેમનાં ઉક્ત મતવ્યો વિષે સંમત થઈ શકાય તેમ નથી, કારણ કે શ્વેતામ્બર અને દિગમ્બર બન્ને પરંપરામા દૃષ્ટિવાદ વિષેની અને તેનાં પ્રકરણો આદિની અને ખાસ કરી પૂર્વો વિષેની

---

૧. आगमयुगका जैनदर्शन, पृ० २०.

૨ Schubring Doctrine of the Jainas § 38, p 74—“It is in harmony with the misunderstanding according to which ” etc.

૩ એજન, § 38, p. 75—“Whether the Pavāya of the Ditthivāya (the 12th Anga) were fiction or fact we do not know.”

૪. એજન, § 38, p 75—“The names of 2 Aggeniya ..........for their obscurity all speak in favour of their factitive nature ”

માન્યતામાં નજીવો ભેદ છે, તે સૂચવે છે કે બન્ને સંપ્રદાયો જુદા પડ્યા તે પહેલાં તે બન્ને પાસે એક સામાન્ય પરંપરા હતી, જેને અનુસરીને બન્નેએ એકસરખી હકીકતો દૃષ્ટિવાદ અને પૂર્વો વિષે કહી છે. અંગ અને અંગબાહ્ય અને ઇતર ગ્રંથોનું મૂળ, જે દૃષ્ટિવાદમાં અથવા અમુક પૂર્વમાં જણાવવામાં આવ્યું છે, તેને ભ્રાન્ત સમજ અગર ગેરસમજ શા માટે માનવી તે સમજાતું નથી. કારણ કે આ બાબતનો છેક નિર્યુક્તિકાળમાં અને પ્રસ્તુત ગ્રંથ પ્રજ્ઞાપના જેવામાં સ્વીકાર કરવામાં આવ્યો છે વળી, ન સમજાતા નામોને કારણે કોઈને બનાવટી માનવાની દલીલ પણ ગળે ઊતરે તેવી નથી

અંગ અને પૂર્વના સંબંધ વિષે ડૉ. શુબ્રીંગે સમવાયાંગની અભયદેવની ટીકાના ઉદ્ધરણને આધારે જે નિષ્કર્ષ કાઢ્યો છે તે પણ ઉચિત જણાતો નથી. એક વાત તો તેમણે એ જણાવી છે કે અભયદેવ અંગોનો આધાર પૂર્વને માનતા નથી; અને બીજી એ કે પૂર્વ અને અંગો બન્ને સ્વતંત્ર હતા, એકબીજાના આધારરૂપ નથી. તેમના આ બન્ને[5] નિષ્કર્ષ ઉચિત છે કે નહિ તેના નિર્ણય માટે અભયદેવની ટીકા અમે ઉદ્ધૃત કરીએ છીએ અને વિદ્વાનોને જ વિનતિ કરીએ છીએ કે તેઓ આ બાબતમાં સ્વયં અભયદેવનો શો મત છે તે અને તેને આધારે ડૉ શુબ્રીંગે જણાવેલ નિષ્કર્ષ ફલિત થઈ શકે છે કે નહિ તેનો નિર્ણય લે—

"अथ किं तत् पूर्वगतम्? उच्यते—यस्मात् तीर्थंकरः तीर्थप्रवर्तनकाले गणधराणां **सर्वसूत्राधारत्वेन** पूर्वं पूर्वगत सूत्रार्थं भाषते, तस्मात् पूर्वाणीति भणितानि। गणधराः पुनः श्रुतरचना विदधाना आचारादिक्रमेण रचयन्ति, स्थापयन्ति च। मतान्तरेण तु पूर्वगतसूत्रार्थः पूर्वम् अर्हता भाषितो गणधरैरपि पूर्वगतश्रुतमेव पूर्वं रचितं पश्चाद् आचारादि। नन्वेवं यदाचारनिर्युक्त्यामभिहितं—'सव्वेसि आयारो पढमो' [6]इत्यादि तत् कथम्? उच्यते। तत्र स्थापनामाश्रित्य तथोक्तम्। इह तु अक्षररचना प्रतीत्य भणितं 'पूर्वं पूर्वाणि कृतानि' इति।"—समवायाङ्गटीका, पत्र १३०-१३१।

આચાર્ય અભયદેવે જે વાત સંસ્કૃતમાં કહી તે જ વાત તેથી પણ પૂર્વે નંદીચૂર્ણિમાં જિનદાસે કહી છે અને તેને જ આચાર્ય હરિભદ્રે નંદીની પોતાની ટીકામાં (પૃ૦૮૮) જેમની તેમ લઈ લીધી છે ચૂર્ણિનો પાઠ આ પ્રમાણે છે—

"से किं तं पुव्वगतं? ति, उच्यते—जम्हा तित्थकरो तित्थपवत्तणकाले गणधराण सव्वसुताधारत्तणतो पुव्वं पुव्वगतसुतत्थं भासति तम्हा पुव्व त्ति भणिता। गणधरा पुण सुत्तरयणं करेन्ता आयाराइकमेण रयति ठवेंति य। अण्णायरियमतेणं पुण पुव्वगतसुत्तत्थो पुव्वं अरहता भासितो, गणहरेहि वि पुव्वगतसुतं चेव पुव्वं रइतं पच्छा आयाराइ। एवमुक्ते चोदक आह—णणु पुव्वावरविरुद्धं। कम्हा? जम्हा आयारनिज्जुत्तीए भणितं "सव्वेसिं आयारो" गाहा [आचाराङ्गनिर्युक्ति गा० ८]। आचार्य आह—सत्यमुक्तम्। किन्तु सा ठवणा। इमं पुण अक्खररयणं पडुच्च भणितम्—पुव्वं पुव्वा कता इत्यर्थः।

—नंदीसुत्तचुण्णी (P T. S), p ७५.

વળી, આ બાબતમાં આચાર્ય જિનભદ્રનું સ્વોપજ્ઞવૃત્તિ સાથેનું વિશેષાવશ્યકભાષ્ય જે મન્તવ્ય ધરાવે છે તે પણ જાણવા જેવું હોઈ તેનો નિર્દેશ અહીં જરૂરી બને છે—

---

૫ એજન, § 37, p 74—"But he does not derive the Angas from the Purvas .. Hence it follows that the two series were parallel to, not dependent on, each other"

૬ આચારાંગનિર્યુક્તિ, ગાથા ૮

"आह—श्रूयते हि पूर्वं पूर्वाण्येवोपनिबध्यन्ते पूर्वप्रणयनादेव च पूर्वाणि—इति। **तत्र च समस्तमस्ति वाङ्मयमतः** किमिह शेषाङ्गैरङ्गबाह्यैश्चेति ? उच्यते—

[7]जति वि य भूतावादे सव्वरस वयोगतस्स ओतारो।
णिज्जूहणा तधा वि हु दुम्मेधे पप्प इत्थी य ॥५४८॥

**जति** गाहा। यद्यपि दृष्टिवादे समस्तवाङ्मयावतारः, तथापि दुर्मेधसामयोग्याना स्त्रीणा चानुग्रहार्थमन्यश्रुतविशेषोपदेशः, श्रावकाणा च॥"

—વિશેષાવશ્યકભાષ્ય, પૃ૦ ૧૧૫.

નીચે ભગવાન મહાવીર પૂર્વેના તીર્થંકરોના શિષ્યોના અધ્યયન વિષે ઉલ્લેખો આપવામા આવે છે:—

જ્ઞાતાધર્મકથામા અરિષ્ટનેમિના શિષ્યો થાવચ્ચાપુત્ર (સૂ૦ ૫૪) અને પાંચે પાંડવ બધુઓ[8] (સૂ૦ ૧૨૮ અને ૧૩૦), તથા થાવચ્ચાપુત્રના શિષ્ય શુકપરિવ્રાજક[9] (સૂ૦ ૫૫), મલ્લિ જિનના શિષ્યો (સૂ૦ ૭૮)—એ સૌ વિષે એમણે સામાયિકાદિ ચતુર્દશ પૂર્વોનું અધ્યયન કર્યું—'सामाइयमाइयाइं चोद्दस पुव्वाइं'—એવા ઉલ્લેખો મળે છે.[10]

ભગવતીસૂત્રમાં તીર્થંકર મુનિસુવ્રતના શિષ્ય કાર્તિક શેઠ વિષે ઉલ્લેખ છે કે તેમણે 'सामाइयमाइयाइं चोद्दस पुव्वाइं' નું અધ્યયન કર્યું (સૂ૦ ૬૧૭).

તીર્થંકર વિમલના પ્રશિષ્ય મહબ્બલ વિષે પણ એવો જ ઉલ્લેખ છે (સૂ૦ ૪૩૨).

અન્તકૃદ્દશામાં પણ તીર્થંકર અરિષ્ટનેમિના શિષ્યો વિષે ચૌદ પૂર્વ ભણ્યાના ઉલ્લેખો છે (સૂ૦ ૪, ૫, ૭). અપવાદ માત્ર તેમના એક શિષ્ય ગૌતમનો છે, જેમને વિષે ઉલ્લેખ છે કે તેમણે 'तते णं से गोयमे...सामाइयमाइयाइं एक्कारस अंगाइं अहिज्जति' (સૂ૦ ૧).

ઉપરના ઉલ્લેખોને આધારે એટલુ તો કહી શકાય છે કે ભગવાન મહાવીર પૂર્વેના તીર્થંકરોના કાળમા 'પૂર્વ'નુ મહત્ત્વ હતુ, 'અગ'નું નહિ અને તે ઉપરથી એમ કહી શકાય કે આગમોના સકલનાકારને મતે 'અંગ'ની અપેક્ષા 'પૂર્વ' એ જૂનું સાહિત્ય હતુ. આથી જ તે સાહિત્યનો સગ્રહ દૃષ્ટિવાદમા 'પૂર્વગત' એવા મથાળામા કરવામા આવ્યો હોય એમ માનવામાં અસગતિને અવકાશ નથી.

'પૂર્વ'નુ 'શ્રુત' તરીકે મહત્ત્વ એથી પણ સિદ્ધ થાય છે કે કર્મસાહિત્યમા અને અન્યત્ર જ્યા શ્રુતનો વિચાર કરવામાં આવે છે ત્યા માપદંડ તરીકે 'અંગ' નહી પણ 'પૂર્વ'ને રાખવામાં આવે છે. હવે જો 'પૂર્વ' જેવુ કાંઈ હોય જ નહિ તો આવુ મહત્ત્વ શાથી અપાય? શ્રુતના તારતમ્યનો વિચાર વિશેષાવશ્યકભાષ્યમાં આવશ્યકનિર્યુક્તિનો આધાર લઈ કરવામા આવ્યો છે, ત્યાં 'પૂર્વધર' શબ્દ છે, 'શ્રુતધર' કે 'અગધર' શબ્દ નથી.—ગા૦ ૧૪૧, ૫૩૧, ૫૩૬, ૫૫૫. આમાની ગા૦ ૫૩૬ બૃહત્કલ્પભાષ્ય (ગા૦ ૧૩૮)માં પણ છે. નદીસૂત્ર (સૂ૦ ૭૧) મા કહ્યુ છે—"इच्चेयं

---

૭ આ ગાથા બૃહત્કલ્પભાષ્યમા પણ છે—ગા૦ ૧૪૫ તથા જુઓ આવશ્યકચૂર્ણિ, पत्र ३५

૮ મરણસમાધિપ્રકીર્ણકમા યુધિષ્ઠિરને ચતુર્દશપૂર્વી અને શેષ ચાર પાડવોને એકાદશાગીના જ્ઞાતા જણાવ્યા છે (ગા૦ ૪૫૯).

૯ શુકના શિષ્ય શેલક સામાયિકાદિ અગિયાર અગ ભણ્યા,–એવો ઉલ્લેખ છે—જ્ઞાતા૦ સૂ૦ ૫૬

૧૦ મલ્લિઅધ્યયનમા પૂર્વભવની કથા પ્રસગે મહાવિદેહમા સ્થવિર પાસે દીક્ષિત થનાર 'બલ' સામાયિક આદિ અગિયાર અગ ભણ્યા—એવો ઉલ્લેખ છે—જ્ઞાતા૦ સૂ૦ ૬૪

दुवालसगं गणिपिडगं चोद्दसपुव्विस्स सम्मसुतं, अभिण्णदसपुव्विस्स सम्मसुतं, तेण परं भिण्णेसु भयणा।" તે ઉપરથી પણ કહી શકાય કે 'પૂર્વો'ને સમ્યક્શ્રુતના માપદંડ તરીકે સ્વીકાર્યાં તે જો પૂર્વોનું અસ્તિત્વ જ ન હોય તો કેમ બને?

આચાર્ય હરિભદ્ર, શીલાંક અને અન્ય ટીકાકારોને મતે શ્રુતકેવલી અને ચતુર્દશપૂર્વી સમાન જ છે; અર્થાત્ ચતુર્દશપૂર્વી હોય તેનાથી શ્રુતની કોઈ જ વાત અજ્ઞાત રહેતી નથી, એવું તે બન્નેનું મતવ્ય છે—"न चतुर्दशपूर्वविदः प्रज्ञापनीयं किञ्चिद् अविदितमस्ति" પ્રજ્ઞાપના, હરિભદ્રવૃત્તિ, પૃ૦ ૧૮; શીલાંક આચારાંગટીકા, પત્ર ૧૮૩, ૧૮૫; પ્રજ્ઞાપના, મલયગિરિવૃત્તિ, પત્ર ૭૨.

વ્યવહારભાષ્યમા જણાવ્યુ છે કે પૂર્વકાળે ચતુર્દશપૂર્વીને ગીતાર્થ માનવામા આવતા, પણ હવે જે પ્રકલ્પધર હોય તે ગીતાર્થ છે—ઉદ્દેશ ૩, ગાથા ૧૭૩. આ પણ તો જ બને જો કોઈ કાળે પૂર્વનું અસ્તિત્વ અને મહત્ત્વ સ્વીકૃત હોય.

પ્રજ્ઞાપનાટીકામાં મલયગિરિ ગૌતમ ગણધરને ચતુર્દશપૂર્વી કહે છે (પત્ર ૭૨). વળી, કલ્પસૂત્રમા ભગવાન મહાવીરના ચતુર્દશપૂર્વધારી શિષ્યોની સંખ્યા આપવામાં આવી છે-કલ્પસૂત્ર (શ્રીપુણ્યવિ૦ સપા૦) સૂ૦ ૧૩૭, પરતુ દ્વાદશાંગધર શિષ્યોની સંખ્યા નથી આપી, તે પણ બતાવે છે કે શ્રુતધર તરીકે પૂર્વધરોનુ મહત્ત્વ હતુ તે જ પ્રમાણે ભગવાન પાર્શ્વ આદિના પણ ચતુર્દશપૂર્વધરોની સખ્યા (સૂ૦ ૧૫૭, ૧૬૬ આદિ) આપવામાં આવી છે, પણ અંગધારીઓની નથી આપી આથી પણ એ વાત તો નક્કી થઈ જ શકે છે કે 'પૂર્વ' નામે કોઈ શાસ્ત્ર હતાં જ.

કલ્પસૂત્રમા જ નહિ પણ જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં પણ ઋષભદેવના ચતુર્દશપૂર્વીઓની સંખ્યા આપવામાં આવી (સૂ૦ ૩૧) છે.

નદીથેરાવલીમાં નાગાર્જુનાચાર્યની પ્રશસ્તિમા (ગા૦ ૩૫) તેમને કાલિકશ્રુત(અંગ)ના અને પૂર્વના ધારક કહ્યા છે તેથી સિદ્ધ થાય છે કે કાલિક[૧૧] અર્થાત્ અંગથી પૂર્વનુ પાર્થક્ય હતુ. નદી(સૂ૦ ૭૮)મા ગમિકને દૃષ્ટિવાદ અને અગમિકને કાલિક-જેમા શેષ ૧૧ અંગો વગેરે છે-કહ્યુ છે તેથી તે બન્નેનુ પાર્થક્ય સિદ્ધ છે

ચતુ શરણપ્રકીર્ણકની નીચેની ગાથા દ્વાદશાંગધર કરતા ચૌદપૂર્વધરનો ઉલ્લેખ જુદો કરે છે તે પણ તેનુ સ્વાતન્ત્ર્ય સિદ્ધ કરે છે—

> " चउदस-दस-नवपुव्वी दुवालसिक्कारसगिणो जे अ।
> जिणकप्पाहालंदिअ परिहारविसुद्धिसाहू य ॥ ३३ ॥

અનુયોગના ભાષા-વિભાષા-વાર્તિક જેવા ભેદોની વ્યાખ્યાપ્રસંગે આવશ્યકચૂર્ણિમાં કહ્યુ છે કે જે સૂત્રપદોની અનેક પ્રકારે વ્યાખ્યા, તે વિભાષા. આ વિભાષા કરવામાં ચતુર્દશપૂર્વી સમર્થ છે, પણ સર્વપ્રકારે વ્યાખ્યા, જે વાર્તિક કહેવાય છે, તે તો કેવળી જ કરી શકે (આવશ્યકચૂર્ણિ, પત્ર ૧૧૫), (ગા૦ ૩૫)

ભગવાન મહાવીરના ગણધર ગૌતમને ચતુર્દશપૂર્વી કહેવામાં આવ્યા છે, પરંતુ ભગવાનના ગણધર સિવાયના અન્ય શિષ્યો વિષે ભાગ્યે જ ચૌદ પૂર્વના અધ્યયનનો ઉલ્લેખ મળે છે. લગભગ બધા જ વિષે—'सामाइयमाइयाइं एक्कारस अंगाइं—એમ માત્ર અગિયાર અંગ ભણ્યાનો ઉલ્લેખ મળે છે[૧૨] આથી વિરુદ્ધ, આપણે જોયુ તે પ્રમાણે, ભગવાન મહાવીર પૂર્વેના તીર્થંકરોના શિષ્યો

---

૧૧ [illegible] —नन्दीहारि० टी०, પૃ૦ ૬૯

૧૨ [illegible] સૂ૦ ૬૭, ૩૮૨, ૩૮૬, ૬૧૮; વિપાકસૂત્ર, ૩૩; જ્ઞાતા૦, સૂ૦ ૨૮, ૧૦૫, અનુત્તરો૦, ૩ ઇત્યાદિ

વિષે પ્રધાનપણે ચૌદ પૂર્વ ભણ્યાના ઉલ્લેખો છે. આથી એક બાબતનું અનુમાન આપણે કરી શકીએ કે ભગવાન મહાવીર પહેલાંનુ જે શ્રુત હતું તેને જ 'પૂર્વ' નામે ઓળખાવવામાં આવ્યુ હોય, તેવો પૂરો સંભવ છે. એ પૂર્વને આધારે અંગરચના થઈ એ આપણે જોઈ ગયા છીએ. એટલે તે પૃથક્ અને સ્વતંત્ર છતાં આધારભૂત બન્યુ અને ક્યારેક તેનો સમાવેશ બારમા અંગમાં 'પૂર્વગત' એ નામે કરી લેવામાં આવ્યો—એમ માનીએ તો તે ઉચિત ગણાશે.

એક બાબત અહી નોંધવા જેવી એ છે કે આપણે એક માન્યતા વિષે પૂર્વે જોયું કે સ્ત્રી આદિના હિતાર્થે પૂર્વને આધારે અંગરચના કરવામાં આવી છે. જ્યાં સાધ્વીના અધ્યયનની વાત છે ત્યા સર્વત્ર ભગવાન મહાવીર પૂર્વેની અથવા ભગવાન મહાવીરના કાળની સાધ્વીઓના અધ્યયન વિષેના ઉલ્લેખોમાં એક જ પ્રકારનો ઉલ્લેખ છે—કે તેઓએ અગિયાર અંગોનું અધ્યયન કર્યું. કોઈ પણ સાધ્વી વિષે પૂર્વોનો અભ્યાસ કર્યાનો ઉલ્લેખ મળતો નથી. આથી ઉક્ત માન્યતાનું સમર્થન થાય છે. જ્ઞાતા૦ માં જણાવ્યુ છે કે દ્રૌપદીએ અગિયાર અંગોનું અધ્યયન કર્યું, પણ પાંડવોએ તો ૧૪ પૂર્વોનુ. —જ્ઞાતા૦, સૂ૦ ૧૨૯. અરિષ્ટનેમિની આર્યા પદ્માવતી વિષે પણ એવો જ (અગિયાર અંગના અભ્યાસનો) ઉલ્લેખ છે. —અંતગડ, સૂ૦ ૯ ભગવાન મહાવીર કાળે શ્રેણિકની પત્નીઓ દીક્ષિત થઈ તો તેમને વિષે પણ જણાવ્યું છે કે તેમણે ૧૧ અંગોનુ અધ્યયન કર્યું. —અંતગડ, સૂ૦ ૧૬.

પૂર્વનું મહત્ત્વ હોવાથી જ તેના જ્ઞાનને એક પ્રકારની ઋદ્ધિ કે લબ્ધિ ગણવામા આવે તેમાં આશ્ચર્ય નથી. આવશ્યકનિર્યુક્તિમાં લબ્ધિધરોને ગણાવતાં પૂર્વધરોને પણ તેમાં ગણાવ્યા છે, તે સૂચવે છે કે 'પૂર્વ'નું મહત્ત્વ શ્રુતમા વિશેષ હતું. —ગાથા ૬૯; વિશેષા૦, ગા૦ ૭૭૬.

આગમવ્યવહાર અથવા તો પરોક્ષવ્યવહારની ચર્ચાને પ્રસગે આગમવ્યવહારમા ચૌદ-દશ-નવ પૂર્વધર અને ગંધહસ્તીનો ઉલ્લેખ છે. —જિતકલ્પભાષ્ય, ગા૦ ૧૧૨, ૧૧૩. વળી, પૂર્વધરોના વિચ્છેદ સાથે પ્રાયશ્ચિત્તનો પણ વિચ્છેદ થયો છે એવો મત કોઈ ધરાવતા હતા તેનો ઉલ્લેખ આચાર્ય જિનભદ્રે કર્યો છે (એજન, ગા૦ ૨૫૬–૨૬૨) અને તેનો પ્રતિવાદ પણ કર્યો છે (ગા૦ ૨૬૩થી). જો 'પૂર્વ'જેવી કોઈ પરંપરા હતી જ નહિ તો આ બધી ચર્ચા નિરર્થક જ ઠરે, માટે માનવુ જોઈએ કે ક્યારેક પણ 'પૂર્વ'નામે ઓળખાતુ શ્રુત વિદ્યમાન હતું. તે માત્ર કલ્પિત છે એમ માનવાને કોઈ આધાર નથી. એ પૂર્વનો સમાવેશ દૃષ્ટિવાદમાં 'પૂર્વગત'ને નામે કરી દેવામાં આવ્યો હતો—આ પરંપરા નિરાધાર નથી.

સૈદ્ધાન્તિક ગ્રંથો અને આગમનાં કેટલાંક પ્રકરણોમા 'પૂર્વ'નો જ અથવા તો દૃષ્ટિવાદનો જ આધાર શા માટે લેવામાં આવ્યો, વિદ્યમાન અંગોમાંથી જ તે તે ગ્રથોની સામગ્રી શા માટે લેવામાં ન આવી, તેવો પ્રશ્ન સહજ છે, પણ જ્યારે સ્વયં અંગોની જ રચના 'પૂર્વ'ને આધારે થઈ હોય એમ મનાતુ હોય ત્યારે અંગ કરતા 'પૂર્વ'નું મહત્ત્વ વિશેષ છે જ, તો પછી તે કારણે ગ્રથકાર 'પૂર્વ'નો આધાર લે તેમાં શું ખોટુ છે? વળી, જે અત્યારે વિદ્યમાન નથી તે, તે કાળે પણ વિદ્યમાન નહી હોય તેમ માનવાને કારણ નથી. કારણ, તેનો વિચ્છેદ પણ સમય જતાં થયો છે. વળી, દૃષ્ટિવાદ એ નામ જ સૂચવે છે કે દાર્શનિક માન્યતાઓ—પછી તે સ્વયં જૈનદર્શનની હોય છે કે અન્ય દર્શનની કે ઉભય દર્શનની—દૃષ્ટિવાદમા સમાવેશ પામી હશે એટલે દાર્શનિક કે સૈદ્ધાન્તિક ચર્ચાનું મૂળ અન્ય અગ કરતા જો દૃષ્ટિવાદમા શોધવામાં આવે તો તે ઉચિત ગણાવુ જોઈએ. અને બન્યુ પણ એમ જ છે. અગબાહ્ય ગ્રંથોમાં જે ગ્રથો સૈદ્ધાન્તિક અર્થાત્ તાત્ત્વિક ચર્ચા સાથે સબંધ ધરાવે છે તેનુ મૂળ સામાન્ય રીતે દૃષ્ટિવાદમાં છે એમ કહેવામાં આવ્યુ છે. દિગબર સપ્રદાયના સિદ્ધાન્ત ગ્રંથો

પટ્ખંડાગમ અને કષાયપાહુડનો સંબંધ દૃષ્ટિવાદ અને પૂર્વ સાથે જોડવામાં આવ્યો છે. શ્વેતાંબર-દિગંબર બન્નેને સંમત કર્મસાહિત્યના પ્રાચીન કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ જેવા સૈદ્ધાન્તિક ગ્રંથોનું મૂળ પણ 'પૂર્વ'માં મનાયું છે. તે જ પ્રમાણે પ્રસ્તુતમાં સૈદ્ધાન્તિક ગ્રંથ પ્રજ્ઞાપનાનો સંબંધ પણ દૃષ્ટિવાદ સાથે જ છે. વિશેષતા એ છે કે પટ્ખંડાગમનું મૂળ દૃષ્ટિવાદમાં છે એમ તેના ટીકાકાર ધવલામાં સ્પષ્ટ કરે છે; જ્યારે પ્રસ્તુતમાં તો સ્વયં ગ્રંથકર્તા પ્રજ્ઞાપનાનો સંબંધ દૃષ્ટિવાદ સાથે જણાવે છે.

પૂર્વો વિદ્યમાન હતા, તો પછી એ ઉપેક્ષિત કેમ થયા અને વિચ્છિન્ન કેમ થયાં—આવો પ્રશ્ન સ્વાભાવિક છે. આનો ઉત્તર એ છે કે તેમને આધારે વધારે વ્યવસ્થિત ગ્રંથોની રચના થઇ તેથી તેમની પ્રથમ ઉપેક્ષા અને પછી સહજ ભાવે વિચ્છેદ થાય—એવો ક્રમ માનવામાં ઔચિત્ય છે. દિગંબરોએ શ્વેતાંબર સંમત આગમો વિચ્છિન્ન છે એમ તો માન્યું, પણ તેમને મતે પણ સૌથી વધારે પ્રામાણ્ય અને મહત્ત્વ પટ્ખંડાગમ જેવા સૈદ્ધાન્તિક ગ્રંથોનું હતું. છતાં પણ તેની એક માત્ર પ્રતિ ઉપલબ્ધ થાય અને તે અધ્યયન-અધ્યાપનમાંથી છેલ્લાં હજાર વર્ષથી દૂર થાય તેનું કારણ શોધીએ તો આ પ્રશ્નનો ઉત્તર મળી રહે છે. જેમ પૂર્વ ગ્રંથોમાંથી અંગ અને અન્ય ગ્રંથોની રચના થઈ ત્યારે પૂર્વનું પ્રામાણ્ય અને મહત્ત્વ છતાં તે ક્રમે કરી ઉપેક્ષિત થાય અને અધ્યયન-અધ્યાપનમાંથી બાકાત થાય અને છેવટે વિચ્છિન્ન પણ થાય, તેમ જ્યારે ગોમ્મટસાર જેવા વ્યવસ્થિત અને સારભૂત ગ્રંથોની રચના પટ્ખંડાગમને આધારે થઈ, ત્યારે પટ્ખંડાગમ પણ ઉપેક્ષિત થઈ માત્ર એક પ્રતિમાં વિદ્યમાન રહે—એ સ્વાભાવિક છે. પછી આવા ગ્રંથોનું ઐતિહાસિક મહત્ત્વ તો રહે જ છે, પણ અધ્યયન-અધ્યાપનમાં તો ઉપેક્ષિત જ થાય છે. અને વિચ્છેદનું એકમાત્ર કારણ આ ઉપેક્ષા બને છે.

આ જ પ્રક્રિયા પ્રમાણે પ્રાચીન દિગંબર મતે અંગોનો અધિક ભાગ લુપ્ત થઈ ગયો, માત્ર આંશિક અંગો વિદ્યમાન રહ્યા, અને આધુનિક માન્યતા પ્રમાણે સર્વાંશે લુપ્ત થઈ ગયા. પણ શ્વેતાંબર મત પ્રમાણે અંગોનો સર્વથા લોપ નથી થયો; તેના અંશોનો લોપ થયો છે.

જેમ પૂર્વમાંથી અંગોનું નિર્માણ થયું તેમ પૂર્વ અને અંગોને આધારે અંગબાહ્ય ગ્રંથોની રચના કાળક્રમે થઈ. તેનું નિર્માણ સ્થવિરોએ કર્યું. જેમ પૂર્વમાંથી રચાયેલ અંગમાં પૂર્વ કરતાં વધારે રચનાસૌષ્ઠવ હોય, તેમ પૂર્વ અને અંગને આધારે રચાયેલ અંગબાહ્ય ગ્રંથોમાં કાળક્રમે વધારે રચના-સૌષ્ઠવ આવે તે સ્વાભાવિક છે. આથી વિષયનિરૂપણની બાબતમાં વ્યવસ્થા, અંગ કરતાં અંગ-બાહ્યમાં વધારે સારી હોય—વાચકને સુગમ અને અનુકૂળ હોય—તેમ બનવું સ્વાભાવિક છે. આવી વ્યવસ્થાનું—સુંદર અને વાચકને અનુકૂળ વ્યવસ્થાનું—પ્રમાણપત્ર માત્ર આજે જ આપણે આપીએ છીએ તેમ નથી, પણ અંગ ગ્રંથોની અંતિમ વાચનામાં અંગબાહ્ય ગ્રંથોને આવું પ્રમાણપત્ર આપવામાં આવ્યું છે, અને તે, તે તે વિષયનું નિરૂપણ વિશેષાર્થીએ તે તે અંગબાહ્યમાં જોઈ લેવું તેમ સૂચવીને આપ્યું છે. આથી જ આપણે જોઈએ છીએ કે અંગ કરતાં નંદી, અનુયોગદ્વાર કે પ્રજ્ઞાપના કાળદૃષ્ટિએ પછીની રચના છતાં ભગવતી જેવા મહત્ત્વના અંગ ગ્રંથમાં નંદી, અનુયોગદ્વાર કે પ્રજ્ઞાપનામાં તે તે વિષય જોઈ લેવાની ભલામણ કરવામાં આવી છે. આમ પ્રામાણ્યની દૃષ્ટિએ પૂર્વ અને અંગ વિશેષ મહત્ત્વનાં છતાં વિષયનિરૂપણની દૃષ્ટિએ તેમના કરતાં અંગબાહ્ય ગ્રંથો વિશેષ મહત્ત્વ ધરાવે છે—એ બાબત લક્ષ્યમાં લેવા જેવી છે.

અંગ ગ્રંથોમાં સૈદ્ધાન્તિક ચર્ચા નથી જ એમ તો ન કહેવાય. પણ સ્થાનાંગ-સમવાયાંગમાં સંખ્યાને આધારે થયેલ છે, વિષયને આધારે નહીં; જ્યારે ભગવતીમાં સૈદ્ધાન્તિક ચર્ચા મુખ્ય છતાં—તેનું પ્રાધાન્ય છતાં—તેનો ક્રમ વ્યવસ્થિત નથી, કારણ કે તેમાં જુદા જુદા વિષયને લગતી પ્રસંગ-પ્રાપ્ત ચર્ચા થયેલી છે; જ્યારે અંગબાહ્ય ગ્રંથોમાં તેમ નથી. તેમાં તો વિષયનિરૂપણ મુખ્ય છે. તેથી

નિરૂપિત છે તેમાં વિષયોની વ્યવસ્થિત ચર્ચા કરવામાં આવી છે. આ જ વિશેષતાને કારણે જૈન દર્શનના અધ્યયન-અધ્યાપનની દૃષ્ટિએ અંગબાહ્યનું મહત્ત્વ વિશેષ છે.

અંગમાં ભગવાન મહાવીરના વિહાર અને જીવનપ્રસંગો સાથે સૈદ્ધાન્તિક ચર્ચાને વણી લેવામાં આવી છે તેથી કોઈ પણ વિષયનું સાંગ વર્ણન તેમાં મળવું મુશ્કેલ હતું. આ કમીની પૂર્તિ અંગબાહ્ય ગ્રંથોની રચના કરીને આચાર્યોએ કરી છે. પાલિપિટકમાં પણ આમ જ બન્યું છે. સુત્તપિટકમાં ભગવાન બુદ્ધના ઉપદેશ પ્રસંગે યત્ર તત્ર સૈદ્ધાન્તિક ચર્ચા થયેલ છે, પણ તેથી સમગ્ર બૌદ્ધ દર્શનનું સ્વરૂપ ઉપસ્થિત થતું નથી; પણ તેની પૂર્તિ અભિધમ્મપિટકમાં કરવામાં આવી છે. આથી બૌદ્ધ-સિદ્ધાન્તનું સ્વરૂપ જાણવાની ઇચ્છા રાખનાર માટે અભિધમ્મનું અધ્યયન જેમ અનિવાર્ય છે તેમ જૈન દર્શનની સૈદ્ધાન્તિક દૃષ્ટિ માટે અંગબાહ્ય ગ્રંથોમાંના પ્રજ્ઞાપના, જીવાભિગમ આદિ ગ્રંથો અનિવાર્ય છે. એટલે એમ કહી શકાય કે જૈન આગમ ગ્રંથોની રચનાનો જે બીજો તબક્કો—એટલે કે વ્યવસ્થિત વિષયનિરૂપક રચનાનો સમય—તે અંગબાહ્ય ગ્રંથોની રચનાનો સમય છે. અને તે સમયની રચના પ્રજ્ઞાપના છે.

*

## પ્રજ્ઞાપના-નામ

પ્રજ્ઞાપનાસૂત્રનું સામાન્ય નામ ગ્રંથકારે 'અધ્યયન' એવું આપ્યું છે[1] અને વિશેષ નામ 'પ્રજ્ઞાપના' સૂચિત થાય છે, કારણ, ગ્રંથકારે સ્પષ્ટ કર્યું છે કે ભગવાન મહાવીરે સર્વ ભાવોની 'પ્રજ્ઞાપના'[2] કરી છે તે પ્રમાણે જ હું કરવાનો છું. એટલે ઉત્તરાધ્યયનની જેમ આ ગ્રંથનું પણ પૂરું નામ 'પ્રજ્ઞાપનાધ્યયન' કહી શકાય. આ સમગ્ર ગ્રંથ એક અધ્યયનરૂપ છે; જ્યારે 'ઉત્તરાધ્યયન'માં અનેક અધ્યયનો છે તે ધ્યાનમાં રાખવું જરૂરી છે. પ્રત્યેક 'પદ'ને અંતે 'पण्णवणाए भगवईए' એવું વિશેષણ મળે છે તેથી પાંચમા અંગ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિની જેમ ઉપાંગોમાં પ્રજ્ઞાપનાનું વિશેષ મહત્ત્વ સૂચિત થાય છે. 'भगवईए' એવું વિશેષણ ગ્રંથકારને અભિપ્રેત નહીં હોય, કારણ, ગ્રંથાન્તે તો "पण्णवणा समत्ता"—એટલું જ મળે છે.

### 'પ્રજ્ઞાપના' શબ્દનો પ્રયોગ અને અર્થ

સ્વયં પ્રજ્ઞાપનામાં જણાવ્યા પ્રમાણે (સૂ૦ ૩) જીવ અને અજીવ વિષેની પ્રજ્ઞાપના એટલે કે નિરૂપણ તે પ્રજ્ઞાપના છે. આથી જેમાં જીવ-અજીવનું નિરૂપણ હોય તે શાસ્ત્ર પણ પ્રજ્ઞાપના કહેવાય.

ભગવાન મહાવીરને કેવલજ્ઞાન થયું તે પહેલાં તેમણે દશ મહાસ્વપ્નો જોયાં હતાં. તેમાં ત્રીજા મહાસ્વપ્નના વર્ણન પ્રસંગે તેનું ફળ બતાવતાં ભગવતી (શ૦ ૧૬, ઉ૦ ૬)માં જણાવ્યું છે—"तण्णं समणे भगवं महावीरे विचित्तं ससमयपरसमइयं दुवालसंगं गणिपिडगं आघवेति **पन्नवेति** परूवेति......" આ ઉપરથી સ્પષ્ટ છે કે ભગવાન મહાવીરના ઉપદેશને પ્રજ્ઞાપયતિ, પ્રરૂપયતિ—એવી ક્રિયાથી જણાવવામાં આવ્યો છે. તેને આધારે જ તેમનો ઉપદેશ 'પ્રજ્ઞાપના' કે 'પ્રરૂપણા' કહેવાય એ સ્વાભાવિક છે, તેથી તેમના ઉપદેશનો આધાર લઈ જે ગ્રંથ રચાય તેને પણ 'પ્રજ્ઞાપના'

---

૧. 'अज्झयणमिणं चित्तं'—गा० ३।

૨. उवदंसिया भगवया पण्णवणा सव्वभावाणं......जह वण्णियं भगवया अहमवि तह वण्णइस्सामि गा० २-३।

એવુ નામ આપી શકાય અને તેથી આર્ય શ્યામાચાર્યે પોતાના ગ્રથને 'પ્રજ્ઞાપના' એવુ નામ આપ્યું છે તે ઉચિત જ છે.

વળી, જ્યા પણ અગોમાં 'ભગવાને આ કહ્યું છે કે આવું નિરૂપણ કર્યુ છે' તેમ બતાવવાનું હોય છે ત્યા પણ સર્વત્ર 'पन्नत्ते' (प्रज्ञप्तः) એવો શબ્દપ્રયોગ જોવા મળે છે. તેથી પણ જૈન શાસ્ત્રની શૈલીમાં આ પ્રજ્ઞાપના શબ્દનું પ્રાધાન્ય જણાય છે. એથી આર્ય શ્યામાચાર્યે એ શબ્દ પસંદ કર્યો તે ઉચિત જ છે.

સ્વયં ભગવાન મહાવીર પણ પોતાના ઉપદેશ માટે આ જ શબ્દનો પ્રયોગ કરે છે તે ધ્યાનમાં લેવા જેવુ છે—

"एवं खलु मए खंदया चउव्विहे लोए **पन्नत्ते**" ભગવતી, ૨-૧-૯૦. આ જ પ્રકારના પ્રયોગો આચારાંગ આદિ શાસ્ત્રોમા અનેક ઠેકાણે મળે છે. વળી, અગમાં મહત્ત્વપૂર્ણ લેખાતા પાચમા અગનું નામ 'વિયાહપન્નત્તિ' 'વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ' છે તે પણ ભગવાનના ઉપદેશ માટે 'પ્રજ્ઞાપના' શબ્દનું પ્રાધાન્ય સૂચવે છે. તેથી આ શબ્દનુ વિશેષ મહત્ત્વ જૈન પરંપરામાં સ્વીકારાય તે સ્વાભાવિક છે. અને, ટીકાકારના જણાવ્યા પ્રમાણે, આ શબ્દપ્રયોગમાં પ્ર ઉપસર્ગ જે મૂકવામાં આવ્યો છે તે ભગવાન મહાવીરના ઉપદેશની વિશેષતાનો સૂચક છે એટલે કે ભગવાન મહાવીરે જીવ, અજીવ આદિ તત્ત્વોનું જે નિરૂપણ કર્યું છે તે વિશિષ્ટ પ્રકારનું છે; જૈનેતર શાસ્ત્રોમા તે પ્રકારનું નિરૂપણ જોવામાં આવતું નથી—તેવો ભાવ પણ એ શબ્દના પ્રયોગમાં રહેલો છે. એટલે કે આ નિરૂપણ જૈન શાસ્ત્રમાં આગવી રીતે થયેલું છે, જે અન્યત્ર દુર્લભ છે. અને તે વસ્તુસ્થિતિનું પણ સૂચક છે જ. આ પ્રકારનું નિરૂપણ અન્યત્ર તે કાળના શાસ્ત્રોમાં જોવામાં આવતું નથી, એ સૂચક છે.

વળી, ભાષાપદમા પ્રસ્તુત ગ્રંથમાં જ ભાષાના ભેદોનો જે વિચાર છે તેમા 'पण्णवणी' પણ ભાષાનો એક પ્રકાર છે (૮૩૨). તેનો ટીકાકાર અર્થ કરે છે—"प्रज्ञापनी–प्रज्ञाप्यतेऽर्थोऽनयेति प्रज्ञापनी"—પત્ર ૨૪૯ अ; અને તેનું સ્પષ્ટીકરણ કરતા કહે છે કે—"यथावस्थितार्थाभिधानादियं प्रज्ञापनी"—પત્ર ૨૪૯ ब; અર્થાત્ અર્થ–વસ્તુ જે પ્રકારે વ્યવસ્થિત હોય તેનુ કથન જે ભાષા વડે થાય તે ભાષા પ્રજ્ઞાપની કહેવાય. વળી, તે જ ભાષાપદમાં પ્રસ્તુત ગ્રથમા જ ભાષાના 'पज्जत्तिया' અને 'अपज्जत्तिया' એવા બે ભેદ કર્યા છે (૮૬૦) અને 'अपज्जत्तिया'ના વિવરણ પ્રસગે 'असच्चामोसा' એટલે કે જેને સત્ય કે મિથ્યા સાથે સબધ નથી પણ કેવળ વસ્તુનું નિરૂપણ કરવા પ્રવૃત્ત છે, તેવી ભાષાના જે બાર પ્રકાર જણાવ્યા છે તેમા પાચમો પ્રકાર पण्णवणी (૮૬૬) ભાષા છે. એટલે કે એવી ભાષા, જે વસ્તુનુ નિરૂપણ કરવા પ્રવૃત્ત છે, તે पण्णवणी કહેવાય છે. પ્રજ્ઞાપનાનો આ સામાન્ય અર્થ છે. એટલે કે જેમા કોઈ ધાર્મિક વિધિનિષેધનો પ્રશ્ન નથી પણ વસ્તુનિરૂપણ માત્ર થયુ હોય તે પ્રજ્ઞાપની ભાષા કહેવાય છે. ટીકાકારે આ ભાષા વિષે જે વિવરણ કર્યું છે તેથી પણ પ્રસ્તુત 'પ્રજ્ઞાપના' નો અર્થ વિશેષ સ્પષ્ટ થાય છે. તેમાં ટીકાકારે અન્યકૃત ગાથાનુ ઉદ્ધરણ દીધુ છે—

"पाणिवहाउ नियत्ता हवंति दीहाउया अरोगा य।
एमाई पण्णत्ता पण्णवणी वीयरागेहिं॥"

—प्रज्ञापनाटीका, पत्र २५९ ब

સારાશ કે "જેઓ પ્રાણિવધથી નિવૃત્ત થયા છે તેઓ (ભવાન્તરમા) દીર્ઘાયુ અને અરોગ થાય છે." આ પ્રકારનો ઉપદેશ કે કથન તે પ્રજ્ઞાપની ભાષાનુ ઉદાહરણ છે. આથી સ્પષ્ટ થાય છે કે પ્રસ્તુતમા

'હિંસા ન કરો' એવી આજ્ઞા કે ઉપદેશ નથી પણ વસ્તુસ્થિતિનું નિરૂપણ છે કે જેઓ હિંસા નથી કરતા તેઓ દીર્ઘાયુ અને નીરોગ થાય છે; આથી ભાષાનો આ પ્રકાર પ્રજ્ઞાપની છે. પ્રસ્તુત ગ્રથમા પણ જીવ અને અજીવ વિષે આ જ જાતની પ્રજ્ઞાપના છે. તેથી તેનુ 'પ્રજ્ઞાપના' નામ યથાર્થ ઠરે છે.

બૌદ્ધ પાલિપિટકમાં पुग्गलपञ्ञत्ति એ નામનો ગ્રંથ છે. તેમાં નાના પ્રકારના પુદ્ગલના એટલે કે પુરુષોના અનેક પ્રકારે ભેદોનું નિરૂપણ છે. એ નામમા વપરાયેલ પ્રજ્ઞપ્તિ (પઞ્ઞત્તિ) અને પ્રસ્તુત પ્રજ્ઞાપના (पण्णवणा) નામમાં તાત્પર્ય સરખું જ છે.

પ્રાકૃત पण्णवणा અથવા पण्णत्त જેવા શબ્દોના સમાનાર્થક શબ્દો પાલિમા પણ વપરાયા છે. તે છે—पञ्ञत्त, पञ्ञापन આદિ.

## પ્રજ્ઞાપનાનો આધાર દૃષ્ટિવાદ છે

પ્રજ્ઞાપનાસૂત્ર એ ચોથુ ઉપાંગ છે. જૈન આગમમાં અંગ બાર છે, પણ બારમું અંગ દૃષ્ટિવાદ વિચ્છિન્ન છે, છતાં ઉપાંગની સંખ્યા તો બાર છે અને બારેય ઉપાંગો ઉપલબ્ધ છે. તે તે અંગ સાથે તે તે ઉપાંગોનો સંબધ ક્યારથી જોડાયો તે નક્કી કરવું કઠણ છે, પણ સસ્કૃત ટીકાઓ લખાવી શરૂ થઈ ત્યારથી તો એવો સંબધ બતાવવામાં આવે છે. તે પ્રમાણે પ્રસ્તુત ઉપાગ પ્રજ્ઞાપના, સમવાય નામના ચોથા અંગનું ઉપાગ છે—એમ ટીકાકાર આચાર્ય મલયગિરિ જણાવે છે—'इयं च समवायाख्यस्य चतुर्थाङ्गस्योपाङ्गम्, तदुक्तार्थप्रतिपादनात्—' प्रज्ञापनाटीका, पत्र १। પરંતુ આવો કોઈ સંબધ પ્રાચીન કાળમા જોડવામા આવતો નહિ—અને તેવો સબધ હતો પણ નહીં તે તો સ્પષ્ટ છે. કારણ, સ્વયં પ્રજ્ઞાપનાના પ્રારંભમાં જ કર્તાના જણાવ્યા પ્રમાણે આ પ્રજ્ઞાપના[3] દૃષ્ટિવાદમાથી ઝરતો રસ છે—

> अज्झयणमिणं चित्तं सुयरयणं दिट्ठिवायणीसंदं ।
> जह वण्णियं भगवया अहमवि तह वण्णइस्सामि । ३ ॥

આર્ય શ્યામાચાર્યે આ ગ્રંથનો સીધો સબધ દૃષ્ટિવાદ સાથે જોડ્યો છે એ તો નિશ્ચિત છે જ, પણ આપણી સમક્ષ દૃષ્ટિવાદ છે નહિ તેથી તેના ક્યા પ્રકરણ સાથે પ્રજ્ઞાપનાનો સંબધ છે તેની તો કલ્પના જ કરવી રહી. અને એ કલ્પના પ્રમાણે દૃષ્ટિવાદના ૧૪ પૂર્વોમાંથી નીચેના પૂર્વો સાથે પ્રજ્ઞાપનાના વિષયનો સબધ જોડી શકાય તેમ છે—

જ્ઞાનપ્રવાદ, આત્મપ્રવાદ અને કર્મપ્રવાદ.

પરંતુ ષટ્ખંડાગમની ટીકા ધવલામા ષટ્ખંડાગમનો સબધ [4]આગ્રાયણી પૂર્વ સાથે પણ જોડવામાં આવ્યો છે તે જોતાં અને પ્રજ્ઞાપના અને ષટ્ખંડાગમનો ચર્ચિત વિષય સમાન છે એ જોતાં પ્રજ્ઞાપનાનો સબધ આગ્રાયણી પૂર્વ સાથે પણ હોવાનો સભવ ખરો જ.

આચાર્ય મલયગિરિના મતે સમવાયાંગમા કહેલ અર્થનું જ વર્ણન પ્રજ્ઞાપનામા પણ છે. તેથી તે સમવાયાંગનુ ઉપાંગ છે પણ સ્વયં કર્તા એવું કોઈ સૂચન કરતા નથી પણ તેનો સંબંધ દૃષ્ટિવાદ સાથે સ્પષ્ટપણે જણાવે છે; અને તે ઉચિત જ છે. કારણ, દૃષ્ટિવાદમા મુખ્યપણે દૃષ્ટિ-દર્શનનું વર્ણન

---

૩ આ સ્થિતિમા શ્વેતાબરોમાં બારમા અગનો સર્વથા અભાવ હોવાની સૂચના ષટ્ખડાગમમા (પુસ્તક ૧, પ્રસ્તાવના, પૃષ્ઠ ૭૧) કરવામા આવી છે તે વિચારણીય છે.

૪ ષટ્ખંડાગમ, પુસ્તક ૧, પ્રસ્તાવના, પૃષ્ઠ ૭૨.

હતુ તેથી જૈન દર્શનને માન્ય પદાર્થોનુ વ્યવસ્થિત નિરૂપણ કરનાર પ્રજ્ઞાપનાનો સબધ દૃષ્ટિવાદ સાથે હોય તે વધારે ઉચિત પણ છે.

અને જે આધારે પરંપરા રૂઢ થઈ તે પરંપરાને અનુસરી આચાર્ય મલયગિરિએ જણાવ્યા મુજબ સમવાયાંગમા પણ જીવ-અજીવ આદિ તત્ત્વોનુ જ નિરૂપણ છે તેથી પ્રજ્ઞાપનાને તેનુ ઉપાગ માનવામા કશો વિરોધ પણ નથી.

## પ્રજ્ઞાપનાની રચનાશૈલી

ગ્રથના પ્રારંભમા સ્તુતિરૂપ મગલ કરીને ગ્રથરચનાની પ્રતિજ્ઞા બાદ પ્રતિપાદ્ય વિષયનો નિર્દેશ કરતી ગાથાઓ આપી છે. આમા ૩૬ વિષયોનો નિર્દેશ છે તેથી ગ્રથને ૩૬ પ્રકરણમા વહેચી દેવામા આવ્યો છે અને પ્રત્યેક પ્રકરણને ‘પદ’ એવુ સામાન્ય નામ આપવામા આવ્યુ છે, જેની સૂચના તે તે પ્રકરણને અંતે સમાપ્ત થતા પ્રતિપાદ્ય વિષય સાથે આપવામા આવી છે આચાર્ય મલયગિરિ ‘પદ’ની વ્યાખ્યા કરતાં કહે છે કે—‘पदं प्रकरणम् अर्थाधिकार इति पर्यायाः’ प्रज्ञापना-टीका, पत्र ६ अ। એટલે કે ‘પદ’ શબ્દનો અર્થ અહી પ્રકરણ[5] કે અર્થાધિકાર એમ સમજવાનો છે.

સમગ્ર ગ્રથની રચના પ્રશ્નોત્તર રૂપમા છે પ્રારંભમા ૮૧ સૂત્ર સુધી પ્રશ્નકર્તા કે ઉત્તરદાતા કોણ તેના વિષેની કોઈ સૂચના નથી, માત્ર પ્રશ્નો અને ઉત્તરો છે પણ ત્યાર પછીના ૮૨મા સૂત્રમા ભગવાન અને ગૌતમનો સવાદ છે. વળી, ૮૩થી ૯૨માં સામાન્ય પ્રશ્નોત્તર દેખાય છે અને અચાનક ૯૩મા સૂત્રમા ગૌતમ અને ભગવાનના પ્રશ્નોત્તરો છે. ત્યાર પછી વળી સામાન્ય પ્રશ્નોત્તરો ચાલુ થાય છે તે ૧૪૭મા સુધી ચાલે છે. પછીની રચનામા જ્યાં ગૌતમ અને ભગવાનના પ્રશ્નોત્તરો છે તે આ પ્રમાણે છે સૂત્ર ૧૪૮–૨૧૧ અર્થાત્ સમગ્ર બીજુ પદ, તીજા પદમા સૂત્ર ૨૨૫–૨૭૫, ૩૨૫, ૩૩૦–૩૩૩; ચોથા પદથી બધાં જ પદોના સૂત્રોમા છે. માત્ર પ્રારંભમાં, વચ્ચે કે અંતે આવતી ગાથાઓમા અને સૂત્ર ૧૦૮૬ માં તે નથી

અને એક અપવાદ છે, જેનો પ્રારંભ આ પ્રમાણે છે, સૂત્ર ૩૩૪ “अह भंते! सव्वजीवप्प-बहुं महादंडयं वत्तइस्सामि”।—આ રીતે શિષ્ય (તે કોણ છે તે જાણવામા આવે તેમ નથી) ગુરુની સમક્ષ [6]મહાદંડક રચવાની પ્રતિજ્ઞા કરીને સર્વ જીવોનુ અલ્પ-બહુત્વ વર્ણવે છે આની ટીકામા આચાર્ય મલયગિરિએ આ પ્રમાણે ખુલાસો કર્યો છે—

“अनेन एतद् ज्ञापयति—तीर्थकरानुज्ञामात्रसापेक्ष एव भगवान् गणधरः सूत्ररचना प्रति प्रवर्तते, न पुनः श्रुताभ्यासपुरःसरम् इति। यद्वा एतद् ज्ञापयति—कुशलेऽपि कर्मणि विनेयेन गुरुमनापृच्छ्य च न प्रवर्तितव्यम्, किन्तु तदनुज्ञापुरःसरम्। अन्यथा विनेयत्वायोगात्।”—पण्णवणाटीका, पत्र १६३ अ।

આચાર્ય મલયગિરિ પોતે નિઃશંક નથી[7] તેથી વિકલ્પે એ બાબતો રજુ કરે છે. પ્રથમમા તેમણે માન્યુ છે કે અહી પણ શિષ્ય તરીકે ગણધર ગૌતમ વિવક્ષિત છે બીજા વિકલ્પમાં માત્ર ગુરુ-શિષ્ય એવુ સામાન્ય રૂપે વિવક્ષિત છે

વળી, જેમ પ્રારભમા સમગ્ર ગ્રથની અધિકારગાથાઓ મૂકવામા આવી છે, તેમ કેટલાક

---

૫ “सूत्रनमूह प्रकरणम” ન્યાયવાર્તિક, પૃ૦ ૧

૬ આવો જ મહાદંડક ષટ્ખંડાગમમા પણ છે તેની ચર્ચા આગળ આવશે

૭ પ્રારભમા જ આચાર્ય શ્યામ દૃષ્ટિવાદને આધારે પ્રજ્ઞાપનાની રચના કરે છે એમ તેમણે જ જણાવ્યુ છે, એટલે સભવ છે કે પ્રસ્તુત ભાગ અંગનો અશ હોય અને તે રીતે એને ગણધરની રચના કહી શકાય

પદોના પ્રારભમાં પણ વિષયનિર્દેશક ગાથાઓ રચવામા આવી છે. —જુઓ ૩, ૧૮, ૨૦, ૨૩ ઇત્યાદિ પદોનો પ્રારંભ તે જ પ્રમાણે ઉપસહારમાં પણ કેટલીક વાર સગ્રહગાથાઓ મૂકવામા આવી છે, જેમ કે દશમા પદના અંતમાં. ગ્રથની વચ્ચે પણ જ્યા જરૂરી જણાયુ છે ત્યાં આચાર્ય ગાથાઓ મૂકે છે

સમગ્ર ગ્રંથનું શ્લોક પ્રમાણ ૭૮૮૭ છે અને તેમાં કુલ ગાથાઓ, પ્રક્ષેપ બાદ કરતા, ૨૩૨ છે,[૮] એટલે સમગ્રભાવે મુખ્યપણે આ ગ્રથની રચના ગદ્યમાં છે એમ કહી શકાય.

ગાથાઓમાં સામાન્ય રીતે જીવના વિશેષ ભેદો અથવા સખ્યાઓ (સૂત્ર ૨૪, ૪૦, ૧૦૨ ઇત્યાદિ) આપવામા આવી છે, પણ ક્યાંઇક પ્રતિપાદ્ય વિષયનું સ્વરૂપ પણ વર્ણિત જોવામાં આવે છે, જેમ કે સિદ્ધ વિષે—સૂત્ર ૨૧૧. સિદ્ધ વિષેની આ ગાથાઓ અને ઉવવાઇયને અંતે આવતી ગાથાઓ લગભગ એકસરખી છે. આથી પ્રજ્ઞાપનામાં આવતી બધી જ ગાથાઓ આર્ય શ્યામાચાર્યે રચી હોવાનો સભવ નથી. કારણ, મૂળમા જ કોઇક વાર પોતે "इमाओ गाहाओ अणुगंतव्वाओ—" (સૂત્ર ૫૫[૩], ૧૮૭) એમ નિર્દેશપૂર્વક ગાથાઓ મૂકે છે તે સૂચવે છે કે તે ગાથાઓ પરંપરાપ્રાપ્ત છે. વિશેષ રૂપે 'त जहा' (સૂત્ર ૨૪, ૩૮, ૪૦, ૪૧, ૪૨, ૪૩, ૫૦, ૫૪, ૧૦૨, ૧૧૦, ૧૬૭ ઇત્યાદિ) એમ કહીને જે ગાથાઓ મૂકવામા આવી છે તેમા પણ તેમની પોતાની[૯] અને અન્યની રચના હોવા સભવ છે. શ્યામાચાર્યે કેટલીક ગાથાઓને 'સગ્રહણિગાથા' (સૂત્ર ૧૯૪, ૨૦૬[૨]) કહી છે. તે ગાથાઓ સંભવ છે કે અન્યની હોય કેટલીક ગાથાઓને આચાર્ય મલયગિરિએ 'संग्रहगाथा' કે 'संग्रहणिगाथा' એવુ નામ આપ્યુ છે[૧૦] તે ગાથાઓ કોની રચના છે તે જાણવુ કઠણ છે

પ્રજ્ઞાપનાના સમગ્રભાવે અધ્યયનથી એની નિરૂપણશૈલી વિષે જે કેટલીક બાબતો નક્કી થાય છે તે આ છે—તેમાં ૩૬ પદોમાં સર્વ પ્રથમ જે જીવના ભેદો પ્રથમ પદમા જણાવ્યા છે, તેમા સંસારી અને સિદ્ધ એ મુખ્ય ભેદો પછી જીવના ઇન્દ્રિયોના હીનાધિક્યને આધારે એટલે કે એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિયના ભેદ-પ્રભેદો ગણાવ્યા છે સારાશ કે સસારી સકલ જીવોનો સમાવેશ એકેન્દ્રિયથી પંચેન્દ્રિયમા કર્યો છે એટલે કે જીવભેદોનું મુખ્ય નિયામક તત્ત્વ ઇન્દ્રિયોની ક્રમિક વૃદ્ધિ એ છે. જીવના સ્થાનનો વિચાર બીજા પદમા છે. તે જીવભેદોના સ્થાનની વિચારણામા પણ જીવોના ઉક્ત પ્રથમ પદમાં ભેદનિરૂપણનો જે ક્રમ—એટલે કે ઇન્દ્રિયપ્રધાન—છે તે જ અપનાવાયો છે. ભેદ છે તે એ કે આમાં એકેન્દ્રિયને બદલે પૃથ્વીકાય શબ્દ વપરાયો છે, કારણ, એકેન્દ્રિયના પૃથ્વીકાયાદિ જે ભેદો છે તેને ક્રમે એકેકને લઈને વિચારણા છે. પણ નિરૂપણક્રમ એકેન્દ્રિયથી માંડી પચેન્દ્રિય એ છે. અને બહુવક્તવ્ય નામના તીજા પદમાં પણ પ્રારંભમા તો ઉક્ત પ્રકારે જ જીવભેદો લીધા છે પરતુ તે પછી જીવોનુ અન્ય પ્રકારે એટલે કે ગતિ આદિને આધારે, જે વિભાજન થાય છે, તેનું પણ ગ્રહણ કર્યું છે, સૂત્ર ૨૧૬ માથી ગતિને આધારે

---

૮ ગ્રંથના અતની ગાથાનો અક ૨૩૧ છે, પણ તે ૨૩૨ જોઈએ, કારણ કે ૨૧૭ મી ગાથાનો અંક બેવડાયો છે

૯. આચાર્ય મલયગિરિના નિમ્ન ઉલ્લેખો સૂચવે છે કે તે ગાથાઓ આર્ય શ્યામની હશે— "तावत् सग्रहीतुकाम आह 'अट्ठत्तर च' इत्यादि गाथाद्वयम्"—प्रज्ञापनाटीका, पत्र ८४ अ। "सग्रहार्थमिदमाह—'नाणाविहे', त्यादि" पत्र ३३ अ। "गाथादशकमाह" पत्र ३५ व। તથા જુઓ પત્ર ૧૧૩ व, ૨૯૨ व, ૩૯૬ अ, ૪૯૮ अ ઇત્યાદિ

૧૦ प्रज्ञापनाटीका, ५० अ, ८४ अ, १०५ अ, २५८ अ, व, २९२ व, ४१४ अ, ५३४ व।

જીવવિભાજન દિશાઓમાં વિચારાયુ છે અને પુનઃ સૂત્ર ૨૨૫ થી ગતિ, ઇન્દ્રિય, કાય, યોગ, વેદ, કષાય, લેશ્યા, સમ્યક્ત્વ, જ્ઞાન, દર્શન, સંયત, ઉપયોગ, આહાર, ભાષક, પરિત્ત, પર્યાપ્ત, સૂક્ષ્મ, સંજ્ઞી, ભવ, અસ્તિકાય, ચરિમ, જીવ, ક્ષેત્ર, બંધ—આ બધી દૃષ્ટિથી પણ જીવના જે નાના પ્રકારે ભેદ પડે છે તેને લઈ ને અલ્પબહુત્વનો વિચાર છે. પરંતુ પ્રજ્ઞાપનામાં ત્રીજા પદ પછીનાં પદોમાં, અમુક અપવાદ સિવાય[11] સર્વત્ર, નારકથી માંડી ૨૪ દંડકમાં[12] વિભાજિત જીવોને લઈ ને જ વિચારણા છે. અર્થાત્ ઉક્ત ગતિ આદિ અનેકને પ્રધાન માની વિવિધ પ્રકારે જીવને જે અનેક રીતે વર્ગીકૃત કરવામા આવે છે, તે વર્ગીકરણોનો સ્વીકાર કરીને વિચારણા નથી; તેવી વિચારણા તો ષટ્ખંડાગમમાં છે સારાશ કે માત્ર ૨૪ દંડકને ક્રમે જીવોનુ જે વિભાજન છે તે એક જ વિભાજનને સ્વીકારીને વિચારણા છે તેથી ઉલટું, ષટ્ખંડાગમમા તો જીવના ગતિને લઈ ને, ઇન્દ્રિયને લઈ ને, કાયને લઈ ને તે જ રીતે અન્ય યોગાદિને લઈ ને જે બાર વિભાજનપ્રકારો છે, તે સૌ વિભાજનપ્રકારોમાં વિચારણા છે. એટલે નાના પ્રકારે તાળો મેળવવાનો પ્રયાસ છે. આમ આ વિચારણા પ્રજ્ઞાપનાથી સૂક્ષ્મ છે

## વિષયવિભાગ (a) સાત તત્ત્વમાં

આચાર્ય મલયગિરિ ગાથા ૨ની વ્યાખ્યા પ્રસગે પ્રજ્ઞાપનાગત વિષયવિભાગનો સંબંધ જીવા-જીવાદિ સાત તત્ત્વોના નિરૂપણ સાથે નીચે પ્રમાણે જોડી આપે છે—

| | | |
|---|---|---|
| ૧–૨ જીવ-અજીવ | પદ ૧, ૩, ૫, ૧૦ અને ૧૩ | =૫ પદો |
| ૩ આસ્રવ | પદ ૧૬ અને ૨૨ | =૨ ,, |
| ૪ બન્ધ | પદ ૨૩ | =૧ પદ |
| ૫–૭ સવર, નિર્જરા અને મોક્ષ | પદ ૩૬ | =૧ ,, |

અને બાકીનાં પદોમા કોઈક વાર કોઈ તત્ત્વનુ નિરૂપણ થયેલ છે—शेषेषु तु स्थानादिषु क्वचित्कस्यचिदिति—प्रज्ञापनाटीका, पत्र ५ अ.

## (b) દ્રવ્યાદિ ચારમાં વિભાગ

જૈન સમત બધા તત્ત્વોનો સમાવેશ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ આ ચારમા પણ થાય છે, તેથી તે ચાર વિષયોનુ નિરૂપણ પ્રજ્ઞાપનામા ક્યાં થયુ છે તે પણ આચાર્ય મલયગિરિએ જણાવ્યુ છે—

| | |
|---|---|
| દ્રવ્યનુ | પ્રથમ પદમાં |
| ક્ષેત્રનુ | બીજા પદમા |
| કાલનું | ચોથા પદમા |
| ભાવનુ | શેષ પદોમા |

—પ્રજ્ઞાપનાટીકા, પત્ર ૫ અ

આમા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ—આમ ચાર ભેદમાં વિષયનિરૂપણ કરવાની પદ્ધતિ જૂની જણાય છે. ભગવતીમાં અનેક વિષયોમાં તે જોવામા આવે છે.[13] પરંતુ તત્ત્વ સાત પ્રકારનુ છે,

---

૧૧ આ અપવાદ માટે જુઓ પદ ૧૩, ૧૮ અને ૨૧

૧૨ જીવોને ૨૪ દંડકમા વિભક્ત કરવાનુ મૂળ પણ ખરી રીતે તો ગતિનો જ વિસ્તાર છે, પણ તેમાં ગતિને ભૌગોલિક દૃષ્ટિએ નીચેથી ઉપર એમ ગોઠવી છે

૧૩ ન્યાયાવતારવાર્તિકવૃત્તિ, પ્રસ્તાવના, પૃ૦ ૫૦–૫૧.

આ વ્યવસ્થા મોડી છે. તેથી આચાર્ય મલયગિરિએ અહીં પ્રસ્તુત પ્રજ્ઞાપનાના વિષયને જે રીતે સાતમાં વહેંચવા પ્રયત્ન કર્યો છે તે પ્રકારની વહેંચણી સ્વયં આર્ય શ્યામાચાર્યને અભિપ્રેત હતી તેમ માની શકાય નહિ, પણ પોતાના કાળમા જે પરપરા સ્થિર થઈ હતી તેની સાથે પ્રજ્ઞાપનાના નિરૂપણનો મેળ બેસાડવાનો પ્રયત્ન આચાર્ય મલયગિરિનો છે, તેમ માનવુ જોઈએ. સ્વયં પ્રજ્ઞાપનામાં સરાગ દર્શનાર્યના નિરૂપણમા નિસર્ગરુચિ જીવના લક્ષણમાં જે ગાથા (૧૨૦) આપી છે, તેમાં પણ સાત તત્ત્વનો ઉલ્લેખ નથી, એ ધ્યાનમાં લેવા જેવી વાત છે.

## 'પદ'વિભાગ અને નિરૂપણાનો ક્રમ

સૂત્રકાલીન સાહિત્યની એ વિશેષતા છે કે ગ્રથના પ્રારંભમાં જ પ્રતિપાદ્ય વિષયોની સૂચિ આપી દેવામાં આવે છે, જેનું પારિભાષિક નામ ઉદ્દેશ છે ન્યાયસૂત્ર આદિ ગ્રથોમા આ પદ્ધતિનું અનુસરણ જોવામાં આવે છે. પ્રજ્ઞાપનામાં પણ પ્રારંભમા તેનો વિષયવિભાગ (સૂત્ર ૨) પ્રજ્ઞાપના આદિ ૩૬ પદોમા ઉદ્દેશરૂપે નિર્દિષ્ટ છે અને પછી તે ક્રમે ૩૬ પદ ગત એકેક વિષયનું નિરૂપણ કરવામાં આવ્યુ છે.

સામાન્ય નિયમ એવો છે કે ઉદ્દેશમા જે ક્રમ નિર્દિષ્ટ હોય તેનું જ અનુસરણ નિરૂપણમા કરવામાં આવે છે આ ગ્રંથમાં ૩૬ પદોનું નિરૂપણ નિર્દિષ્ટ ક્રમે જ કરવામા આવ્યુ છે. પરંતુ વિષયનિરૂપણપ્રસગે આ ગ્રથ લક્ષણપ્રધાન નથી, પણ વિભાગપ્રધાન છે. એટલે કે વિષયનુ નિરૂપણ પ્રથમ લક્ષણ કરીને કરવામા આવ્યું નથી પણ વિભાગ બતાવવામાં આવ્યા છે અને પાછા તે તે વિભાગોના ઉપવિભાગો અને તેના પણ ઉપવિભાગો એમ માત્ર ભેદ-પ્રભેદોનુ જ નિરૂપણ છે. ભેદોનો જે ક્રમે નિર્દેશ હોય છે, તે જ ક્રમે ઉપભેદોનું નિરૂપણ સામાન્ય રીતે થાય, પણ ગ્રથકાર જ્યાં જે ઉપભેદનુ નિરૂપણ સક્ષિપ્ત હોય છે ત્યાં તે ઉપભેદનુ નિરૂપણ પ્રથમ કરીને પછી વિસ્તૃત ભેદવાળા ઉપભેદનુ નિરૂપણ કરે છે, જેમ કે સૂત્ર ૩ મા પ્રથમ જીવપ્રજ્ઞાપના નિર્દિષ્ટ છે અને પછી અજીવ-પ્રજ્ઞાપના. પણ ચોથા સૂત્રમાં પ્રથમ અજીવ પ્રજ્ઞાપના કરીને પછી ચૌદમા સૂત્રથી જીવપ્રજ્ઞાપનાના પ્રભેદો નિર્દિષ્ટ છે. વળી, તે જ ન્યાયે ૪ થા સૂત્રમા રૂપીઅજીવપ્રજ્ઞાપના પછી અરૂપીઅજીવ-પ્રજ્ઞાપના નિર્દિષ્ટ છે, છતા પણ પાચમા સૂત્રમા પ્રથમ અરૂપીઅજીવપ્રજ્ઞાપનાનું વર્ણન કરીને પછી છઠ્ઠા સૂત્રમા રૂપીઅજીવપ્રજ્ઞાપના કરવામા આવી છે. એ જ ન્યાયે જીવપ્રજ્ઞાપનાના સૂત્ર ૧૪ મા સસારી અને અસંસારી એવા બે ભેદ કરી પ્રથમ સંક્ષેપને કારણે ૧૫ મા સૂત્રમા અસંસારીનુ વર્ણન કરી પછી સસારી જીવોનું નિરૂપણ ૧૮ મા સૂત્રથી છે. આવા ક્રમભગનું કારણ, આચાર્ય મલય-ગિરિએ જણાવ્યા પ્રમાણે, અલ્પવક્તવ્ય વિષયનુ નિરૂપણ પ્રથમ કરીને પછી બહુવક્તવ્ય વિષયને હાથમાં લેવામાં આવ્યો છે[૧૪] તે છે અને તે ઉચિત જણાય છે.

પરિભાષામા કહેવુ હોય તો કહી શકાય કે આ ગ્રથમા ઉદ્દેશ, નિર્દેશ અને વિભાગ છે પણ પરીક્ષા નથી. ન્યાયસૂત્ર જેવા દાર્શનિક ગ્રન્થોમા ઉદ્દેશ, નિર્દેશ, વિભાગ ઉપરાત પરીક્ષા હોય છે, પરંતુ આમા પરીક્ષાનો અભાવ છે તે ધ્યાનમા રાખવુ જોઈએ.

## ભગવતી અને પ્રજ્ઞાપના ભગવતી

પાંચમુ અંગ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ છે છતા વ્યવહારમાં તે ભગવતીને નામે વિશેષ પ્રચલિત છે.

---

૧૪. પ્રજ્ઞાપનાટીકા, પત્ર ૭ બ—"आदौ अल्पवक्तव्यत्वाद् अजीवप्रज्ञापना प्रतिपिपादयिषु । વળી, જુઓ પત્ર ૮ अ, પત્ર ૧૮ ब.

પ્રજ્ઞાપનાને પણ 'ભગવતી' એવુ વિશેષણ આપવામા આવ્યુ છે તે તેની વિશેષતા સૂચવે છે. ભગવતીમા પ્રજ્ઞાપનાસૂત્રનાં ૧, ૨, ૫, ૬, ૧૧, ૧૫, ૧૭, ૨૪, ૨૫, ૨૬ અને ૨૭ મા પદોમાંથી વિષયની પૂર્તિ કરી લેવાની ભલામણ કરવામા આવી છે,[15] તે સૂચવે છે કે તે તે વિષયોની પ્રતિપાદનશૈલી પ્રજ્ઞાપનામાં વધારે વ્યવસ્થિત હતી. તેથી ઊલટું, પ્રજ્ઞાપનામા ભગવતીની ભલામણ નથી, એ પણ એમ સૂચવે છે કે, જોકે પ્રજ્ઞાપનાનો આધાર અગ ગ્રથ છે છતાં, વિષયનિરૂપણ પ્રજ્ઞાપનામાં વધારે વ્યવસ્થિત રીતે કરવામાં આવ્યુ છે, તેથી પ્રજ્ઞાપનાના વિષયની પૂર્તિ અન્યત્રથી કરવાની જરૂર ઊભી થતી નથી.

મહાયાન બૌદ્ધોમાં પ્રજ્ઞાપારમિતા વિષે લખાયેલ ગ્રથોનું પણ સર્વાધિક મહત્ત્વ હોઈ અષ્ટ-સાહસ્રિકા પ્રજ્ઞાપારમિતા ગ્રથનો માત્ર **ભગવતી** એવા નામે પણ ઉલ્લેખ થતો એમ અહી નોંધવુ જોઈએ—જુઓ, શિક્ષાસમુચ્ચય, પૃ. ૧૦૪, ૧૧૨ ઇત્યાદિ અને પૃ ૨૦૨ (સૂચી).

## પ્રજ્ઞાપના અને જીવાજીવાભિગમ[16]

**પ્રજ્ઞાપનામાં** જીવ અને અજીવની પ્રજ્ઞાપના છે (સૂત્ર–૩) અને **જીવાજીવાભિગમમાં** પણ જીવ અને અજીવનો અભિગમ છે. પ્રજ્ઞાપના અને અભિગમ શબ્દનો ભાવાર્થ એક જ છે. બન્ને અગબાહ્ય ગ્રંથો છે. અને બન્ને સ્થવિરકૃત છે. બન્ને 'અધ્યયન' નામે રચાયા છે. પ્રજ્ઞાપના ચોથા અંગ સમવાયના ઉપાંગ તરીકે મધ્યકાળમાં ગણાયુ અને જીવાજીવાભિગમ સ્થાન નામના તીજા અગનું ઉપાગ ગણાયું બન્નેનો વિષય–મુખ્ય વિષય–એક છતાં એકને **સ્થાન** સાથે અને બીજાને **સમવાય** સાથે જોડવામા આવ્યુ તેમા કાઈ ઐતિહાસિક ક્રમ જેવુ છે કે નહી એ તપાસવુ જરૂરી છે.

જીવાજીવાભિગમનો મુખ્ય વિષય જીવ-અજીવ પ્રારંભમાં પ્રજ્ઞાપનાની જેમ જ ચર્ચિત છે તેમાં પણ જીવ-અજીવ એ બેમાંથી પ્રથમ અજીવનું નિરૂપણ કરીને પછી જ જીવનુ નિરૂપણ કરવામાં આવ્યુ છે જીવનિરૂપણનો ક્રમ જીવાજીવાભિગમમા–સમગ્ર ગ્રથમા–તેના જે વિવિધ પ્રકારે ભેદો છે તેને મુખ્ય રાખીને છે. એટલે કે પ્રથમ સંસારી જીવોના બે ભેદોથી માંડી દશ ભેદોનુ નિરૂપણ અને પછી સર્વ જીવોના બેથી માંડીને દશ ભેદોનુ વર્ણન છે. આમ જીવાજીવા-ભિગમમાં ભેદોને મુખ્ય રાખીને નિરૂપણ ક્રમે ક્રમે આગળ વધે છે અને અંતે સર્વ જીવોના દશ ભેદોના વર્ણનમાં તે સમાપ્ત થાય છે એક બાબત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે સ્થાનાગમાં પણ દશ સ્થાનો છે, એટલે કે જીવ-અજીવને લગતી એક, બે, ત્રણ એમ દશ સુધીની બાબતો તેમાં સખ્યાક્રમે નિરૂપવામા આવી છે. અને જીવાજીવાભિગમમાં જીવના બેથી માડી દશ ભેદો—પ્રથમ માત્ર સસારી જીવના અને પછી સર્વ જીવના—નિરૂપવામા આવ્યા છે. આમ **બેથી દશનું નિરૂપણ** બન્નેમાં સરખું છે. સભવ છે કે પ્રજ્ઞાપના અને જીવાજીવાભિગમમાં જીવાજીવની ચર્ચા સમાન છે છતા આ પ્રકારે બેથી માડી **દશનું** નિરૂપણ **સ્થાન** અને **જીવાજીવાભિગમ**માં સરખું હોઈ તે બન્નેને અંગ અને ઉપાગ તરીકે ગણવામા આવ્યા હોય.

પણ આપણી મુખ્ય સમસ્યા એ છે કે **પ્રજ્ઞાપના** અને **જીવાજીવાભિગમમા** કાઈ ઐતિહાસિક ક્રમ સ્થાપી શકાય છે કે નહી; તેનુ સમાધાન તો હજી બાકી જ રહે છે. જીવાજીવા-

૧૫ જુઓ ભગવતીસાર, પૃ ૨૯૧, ૩૧૨, ૩૬૧–૬૨, ૩૯૬–૭, ૪૦૪, ૪૫૭, ૬૨૭, ૬૮૦, ૭૨૭

૧૬ પ્રસ્તુતમા દેવચદ લાલભાઈની ઈ સ ૧૯૧૯ની જીવાજીવાભિગમની આવૃત્તિના સૂત્રાકો આપવામા આવ્યા છે.

ભિગમમાં પ્રજ્ઞાપના અને તેનાં પદોનો ઉલ્લેખ અનેકવાર છે. (સૂત્ર ૪, ૫, ૧૩, ૧૫, ૨૦, ૩૫, ૩૬, ૩૮, ૪૧, ૮૬, ૯૧, ૧૦૦, ૧૦૬, ૧૧૩, ૧૧૭, ૧૧૯–૧૨૨); વળી, રાજપ્રશ્નીય (સૂત્ર ૧૦૯, ૧૧૦) અને ઔપપાતિક (સૂત્ર ૧૧૧) સૂત્રોનો પણ ઉલ્લેખ છે. એમાંથી ઔપપાતિકનો ઉલ્લેખ તો આગમોના લેખન કાળનો હોવો જોઈએ, એટલે કે વલભીવાચનાના કાળમાં તે સગવડ ખાતર કરવામાં આવ્યો છે, એમ માની શકાય છે. પરંતુ પ્રજ્ઞાપનાનો ઉલ્લેખ પણ તે જ કાળે કરવામાં આવ્યો છે કે રચયિતાએ જ કર્યો છે તે નક્કી કરવા માટે તે બન્નેનું પૌર્વાપર્ય અન્ય પ્રકારે નક્કી કરવુ જરૂરી છે.

જીવાજીવાભિગમની સામાન્ય રચના એવી છે કે તેમાં ક્રમે ક્રમે જીવભેદોનું નિરૂપણ અને તે ભેદોમાં તે તે જીવની સ્થિતિ, અતર, અલ્પબહુત્વ આદિનું નિરૂપણ કરવામાં આવ્યુ છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે સમગ્ર ગ્રથ બે વિભાગમાં વહેંચાઈ જાય છે. પ્રથમ વિભાગમાં અજીવનું અને સંસારી જીવોના ભેદોનું અને બીજામાં સમગ્ર જીવોનું એટલે કે સસારી અને સિદ્ધ એ બન્નેનો સમાવેશ થાય એવી રીતે ભેદનિરૂપણ છે. તે તે બે ભેદ, ત્રણ ભેદ ઇત્યાદિ દશ ભેદોનું નિરૂપણ કરતી વખતે તેમાં સ્થિતિ વગેરે બાબતોનુ કથન કરવામાં આવ્યુ છે. પરંતુ પ્રજ્ઞાપનામાં પણ મુખ્ય વિષય તે જ છતાં તેમાં નિરૂપણપદ્ધતિ જુદી છે. તેમાં તે ગ્રંથને ૩૬ પદોમા વિભક્ત કરવામાં આવ્યો છે, અને ભેદનિરૂપણ માત્ર પ્રથમ પદમાં કરવામાં આવ્યું છે. એટલે કે જીવ-અજીવના જે ભેદ-પ્રભેદો છે તેનું સમગ્રભાવે ચિત્ર પ્રથમ પ્રજ્ઞાપનાપદમાં મળી રહે છે. ત્યાર પછીનાં પદોમાં જીવોનાં સ્થાન, અલ્પબહુત્વ, સ્થિતિ ઇત્યાદિ અનેક વિષયોનો ક્રમે વિચાર છે. સારાંશ કે તે તે જીવભેદની સ્થિતિ આદિનો વિચાર તે તે જીવભેદના વર્ણન પ્રસગે આપણે જીવાજીવાભિગમમા જાણી શકીએ; પણ પ્રજ્ઞાપનામા તો તે તે પદમાં બધા જ જીવોની સ્થિતિ આદિ વિષયોનો એકત્ર પરિચય પ્રાપ્ત કરીએ છીએ. વળી, જે અનેક વિષયોની ચર્ચા પ્રજ્ઞાપનાનાં શેષ ૩૫ (૨ થી ૩૬) પદોમા છે, તે સર્વ વિષયોની ચર્ચા જીવાજીવાભિગમમાં નથી— આમ નિરૂપણપદ્ધતિનો ભેદ બન્નેમાં છે જ; ઉપરાંત, પ્રજ્ઞાપનામા વસ્તુવિચારનું પણ આધિક્ય છે.

આ ઉપરથી સહેજે એમ માનવા મન થાય છે કે જીવાજીવાભિગમની રચના પ્રજ્ઞાપનાથી પૂર્વે કદાચ થઈ હશે. અને તેમાં પ્રજ્ઞાપનાનો ઉલ્લેખ અગમા એટલે કે ભગવતીમાં કરવામા આવ્યો છે, તેમ સંક્ષેપ ખાતર કરવામાં આવ્યો હશે.

વળી, જેમ અંગ ગ્રથોમાં પ્રારંભમાં મંગળ નથી દેખાતુ તેમ પ્રસ્તુત જીવાજીવાભિગમમાં પણ મગળ કરવામાં આવ્યુ નથી, પણ માત્ર એટલુ જ કહેવામા આવ્યું છે કે જિનમત, જિનાનુમત...જિનદેશિત...જિનપ્રશસ્તનું અનુચિંતન કરીને તેમાં શ્રદ્ધા ધરાવીને સ્થવિર ભગવંતોએ આ જીવાજીવાભિગમ નામના અધ્યયનની પ્રજ્ઞાપના કરી છે. ગ્રંથપ્રારંભની આ પદ્ધતિ અંગરચનાનુ અનુકરણ છે. તેમા જેમ ‘एवं मे सुयं’—એ પ્રકારે પ્રાપ્ત થયેલ શ્રુતનો ઉપદેશ આર્ય સુધર્મા જંબૂને આપે છે તેમ અહીં સૂચના છે કે સ્થવિરોએ જે જિનોપદેશ પ્રાપ્ત કર્યો હતો તેમાં શ્રદ્ધા ધરાવીને તેમણે આ ગ્રંથની પ્રરૂપણા કરી છે.

પરંતુ પ્રજ્ઞાપનાના પ્રારંભમાં તો મંગળ એટલે કે સિદ્ધ વગેરેને વંદના કરવામા આવી છે અને પછી જ જિનવરના ઉપદેશને આધારે રચના કરવામાં આવી છે તેવો નિર્દેશ છે. આમ જીવાજીવાભિગમના પ્રારંભમાં અંગશૈલીનું અનુકરણ છે, જ્યારે પ્રજ્ઞાપનામાં મગલપૂર્વક શાસ્ત્ર-રચના થઈ છે. આથી પણ કહી શકાય કે મગળ કરીને જ શાસ્ત્ર રચવાની પદ્ધતિ શરૂ થયા પછી પ્રજ્ઞાપનાની રચના થઈ હશે; જ્યારે, સંભવ છે કે, જીવાજીવાભિગમની રચના તે પહેલાં થઈ ગઈ હતી.

## પ્રજ્ઞાપના અને ષટ્ખંડાગમ

પ્રજ્ઞાપના અને ષટ્ખડાગમ બન્નેનું મૂળ દૃષ્ટિવાદ નામના અંગ સૂત્રમાં છે. એટલે સામગ્રીનો આધાર એક જ છે. બન્ને સગ્રહગ્રથો છે. છતાં પણ બન્નેની નિરૂપણશૈલીમાં જે ભેદ છે તે સમજવા જેવો છે. પ્રજ્ઞાપનામાં જીવને કેન્દ્રમાં રાખીને ૩૬ 'પદો' છે, જ્યારે ષટ્ખડાગમમાં જીવસ્થાન નામના પ્રથમ ખંડમા કર્મના હ્રાસને કારણે નિષ્પન્ન ગુણસ્થાનો, જે જીવસમાસને નામે નિર્દિષ્ટ છે, તેની માર્ગણા જીવના માર્ગણાસ્થાનો ગત્યાદિ દ્વારા કરવામાં આવી છે. તે સમાપ્ત થયે શેષ ખંડમાંથી ખુદ્દાબધ, બધસ્વામિત્વ, વેદના, એ ખંડોમા કર્મને કેન્દ્રમાં રાખીને જીવનો વિચાર છે, એમ કહેવાય. અને વર્ગણાખંડમાં પણ મુખ્ય તો કર્મવર્ગણા જ છે; શેષ વર્ગણાની ચર્ચા તો તેને સમજવા માટે છે. છઠ્ઠો ખંડ તો મહાબંધને નામે જ ઓળખાય છે, એટલે તેમાં પણ કર્મચર્ચા જ મુખ્ય છે. પ્રજ્ઞાપનાનાં ૩૬ પદોમાંથી કર્મ (૨૩), કર્મબધક (૨૪), કર્મવેદક (૨૫), વેદબધક (૨૬), વેદવેદક (૨૭), વેદના (૩૫)—એ પદોનાં નામો, જે પ્રજ્ઞાપના મૂળમા આપવામા આવ્યાં છે અને ષટ્ખંડમાં જે તે તે ખંડના નામો ટીકાકાર દ્વારા સૂચિત કરવામા આવ્યાં છે, તેની તુલના કરવા જેવી છે. તે તે નામના 'પદો'માં જે ચર્ચા પ્રજ્ઞાપનામાં જોવા મળે છે તેથી ઘણી વધારે ચર્ચા—સૂક્ષ્મ ચર્ચા—ષટ્ખડાગમમા સમાન નામે સૂચિત ખંડોમાં છે. આમ પ્રજ્ઞાપનામાં જીવપ્રધાન અને ષટ્ખડાગમમાં કર્મપ્રધાન નિરૂપણ છે.

પ્રજ્ઞાપનામાં અંગસૂત્રમાં અપનાવાયેલી પ્રશ્નોત્તરપ્રધાન શૈલી જોવા મળે છે. અને ઘણે પ્રસગે તો ગૌતમ અને ભગવાનના જ પ્રશ્નોત્તરો હોય એમ પણ સ્પષ્ટ છે. પરંતુ ષટ્ખંડાગમમાં ઉદ્દેશ-નિર્દેશ-વિભાગ એ શાસ્ત્રપ્રક્રિયાનું અનુસરણ છે. ક્વચિત જ પ્રશ્ન અને ઉત્તરો જોવા મળે છે.[૧૭]

પ્રજ્ઞાપના એક જ આચાર્યની સગ્રહકૃતિ છે, પણ ષટ્ખંડાગમ વિષે તેમ નથી. પ્રજ્ઞાપનામા કોઈ ચૂલિકા નથી, પણ ષટ્ખડાગમમાં અનેક ચૂલિકાઓ[૧૮] ઉમેરવામાં આવી છે. તે ઉમેરો કોણે ક્યારે કર્યો તે જાણી શકાયુ નથી; પણ ચૂલિકા નામ જ સૂચવે છે કે તે પાછળથી ઉમેરવામા આવી છે—જેમ દશવૈકાલિક વગેરે આગમ ગ્રથોમાં જોવા મળે છે.

પ્રજ્ઞાપના મૌલિક **સૂત્ર**રૂપે લખાયેલ છે, જ્યારે ષટ્ખંડાગમ સૂત્ર ઉપરાત **અનુયોગ**=વ્યાખ્યાની શૈલીને પણ અનુસરે છે, કારણ, તેમાં ઘણીવાર અનુયોગનાં દ્વારો વડે વિચારણા કરવામાં આવી છે, જે વ્યાખ્યાની શૈલીને સૂચવે છે; જેમ કે 'अणिओगद्दाराणि' એમ અનેક દ્વારો સૂચવીને પછી તે દ્વારોના ક્રમે વિચારણા છે.[૧૯] ઉપરાંત કૃતિ, વેદના, કર્મ—જેવા શબ્દોની વ્યાખ્યા નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ આદિ નિક્ષેપો દ્વારા પણ કરવામાં આવી છે, જે જૈનાગમોની નિર્યુક્તિ-પ્રકારની વ્યાખ્યાશૈલીનું સ્પષ્ટ અનુસરણ છે.[૨૦] 'अनुगम'[૨૧], 'संतपरूवणा'[૨૨],

---

૧૭ ષટ્ખડાગમ, પુસ્તક ૮, 'बंधसामित्तविचय' પ્રકરણ જેવા સ્થાનોમાં ક્વચિત્ પ્રશ્નોત્તરશૈલી છે

૧૮ ષટ્ખડાગમ, પુસ્તક ૬માં કુલ નવ ચૂલિકા છે, પુસ્તક ૧૦મા એક છે, પુસ્તક ૧૧મા બે ચૂલિકા છે, પુસ્તક ૧૨મા ત્રણ ચૂલિકા છે પુસ્તક ૧૪મા તો સૂત્ર ૫૮૧મા જ જણાવ્યું છે કે "एत्तो उवरिमगथो चूलिया णाम"।

૧૯ ષટ્ખંડાગમ, પુસ્તક ૧, સૂત્ર ૫, પુસ્તક ૯, સૂત્ર ૪૫, પુસ્તક ૧૦, સૂત્ર ૧, પુસ્તક ૧૧, સૂત્ર ૧, પુસ્તક ૧૧, સૂત્ર ૧૬૫, પુસ્તક ૧૨, સૂત્ર ૧, પુસ્તક ૧૩, સૂત્ર ૨ ઇત્યાદિ

૨૦ ષટ્ખંડાગમ, પુસ્તક ૯, સૂત્ર ૪૫થી માંડીને આ પ્રક્રિયા પુસ્તક ૧૪ સુધી બરાબર જોવા મળે છે.

૨૧. એજન, પુસ્તક ૧, સૂત્ર ૭, પુસ્તક ૩, સૂત્ર ૧ ઇત્યાદિ

૨૨ એજન, પુસ્તક ૧, સૂત્ર ૭, પુસ્તક ૯, સૂત્ર ૭૧

'निद्देस'[२३], 'विहासा'[२४], (विभाषा)[२५] જેવા શબ્દોનો પ્રયોગ પણ વ્યાખ્યાશૈલી પ્રત્યે ઇશારો કરી દે છે.

તત્ત્વાર્થસૂત્રમાં જે અનેક પ્રકારે અનુયોગદ્વારોનું પ્રથમ અધ્યાયમાં વર્ણન છે તેની વ્યવસ્થા પ્રજ્ઞાપનામાં હજી થઈ ન હતી તેમ જણાય છે, કારણ, તેમાં પ્રથમ એ અનુયોગદ્વારોને ગણાવીને કોઈ નિરૂપણ નથી; પરંતુ ષટ્ખંડાગમમા તો આઠ અનુયોગદ્વારોના નિર્દેશપૂર્વક[૨૬] સ્પષ્ટ નિરૂપણ છે. એવાં અનુયોગદ્વારોની નિર્માણભૂમિકા તો પ્રજ્ઞાપનામાં ખડી થઈ છે, જેને આધારે આગળ જઈ અનુયોગદ્વારોનુ નિરૂપણ થવા લાગ્યું. તત્ત્વાર્થસૂત્ર (૧. ૮.)માં સતસંખ્યા ઇત્યાદિ આઠ અનુયોગદ્વારોનો નિર્દેશ છે. આવો કોઈ નિર્દેશ પ્રજ્ઞાપનામા નથી. પરંતુ તેમાં જુદાં જુદાં પદોમાથી આ અનુયોગદ્વારોનું સંકલન કરવું સંભવ છે. એવા નિશ્ચિત સંકલનનો ઉપયોગ ષટ્ખંડાગમમાં થયો છે, જે તે બન્નેના કાળ વિષે અવશ્ય પ્રકાશ ફેકે છે, અને સિદ્ધ કરે છે કે ષટ્ખંડાગમ પ્રજ્ઞાપના પછીની જ રચના કે સંકલન હશે.

'गदियाणुवादेण', 'इंदियाणुवादेण', 'कायाणुवादेण' ઇત્યાદિ[૨૭] શબ્દોથી તે તે માર્ગણા-દ્વારોની ચર્ચાનો પ્રારંભ કરવાની પદ્ધતિ ષટ્ખડાગમમાં સર્વત્ર અપનાવવામાં આવી છે, જેનું અનુસરણ પ્રજ્ઞાપનામાં ક્વચિત જ જોવા મળે છે. માત્ર 'दिसाणुवाएण' અને 'खेत्ताणुवाएण' એ બે શબ્દો[૨૮] વપરાયા છે, પણ ગતિ આદિની ચર્ચામાં 'गइअणुवाएण' જેવો પ્રયોગ નથી.

પ્રજ્ઞાપના અને ષટ્ખડાગમમાં કેટલેક સ્થળે તો નિરૂપણ ઉપરાંત શબ્દસામ્ય પણ છે, જે સૂચવે છે કે બન્ને પાસે સમાન પરંપરા હતી. નિરૂપણસામ્ય એટલે કે તે તે બાબતોમા મતૈક્ય તો અધિકાંશે બન્નેમાં જોવા મળે જ છે. તેથી તેની જુદી નોંધ લેવી જરૂરી નથી. પણ જ્યાં શબ્દ-સામ્ય સ્પષ્ટ છે તેની નોધ લેવી જરૂરી છે.

સામાન્ય રીતે કહી શકાય કે બન્ને ગ્રંથો ગદ્યમાં લખાયા છે, પરંતુ તેમા ગાથાઓ પણ છે. તે ગાથાઓમાથી કેટલીક તો પારંપરિક સંગ્રહણીગાથાઓ જ હોવી જોઈએ, એમ જણાય છે. પ્રજ્ઞાપનાની ગાથા ન. ૯૯, ૧૦૦ અને ૧૦૧ ષટ્ખંડાગમમાં પણ મળે છે, તે આ પ્રમાણે—

**पुस्तक १४, सूत्र १२१—** "तत्थ इमं साहारणलक्खणं **भणिदं**

सूत्र १२२ साहारणमाहारो साहारणमाणपाणगहणं च ।
साहारणजीवाणं साहारणलक्खणं भणिदं ॥

सूत्र १२३ एयस्स अणुग्गहणं बहूण साहारणाणमेयस्स ।
एयस्स जं बहूणं समासदो तं पि होदि एयस्स ॥

सूत्र १२४ समगं वक्कंताणं समगं तेसिं सरीरणिप्पत्ती ।
समगं च अणुग्गहणं समगं उस्सासणिस्सासो ॥

---

૨૩ એજન, પુસ્તક ૧, સૂત્ર ૮, પુસ્તક ૩, સૂત્ર ૧ ઇત્યાદિ

૨૪ એજન, પુસ્તક ૬, સૂત્ર ૨, પૃષ્ઠ ૪, પુસ્તક ૬, સૂત્ર ૧, પૃષ્ઠ ૧૪૫, પુસ્તક ૧૪, સૂત્ર ૧

૨૫. બૌદ્ધોમા વિભાષાને મહત્ત્વ આપનાર મત વૈભાષિક તરીકે જાણીતો છે, તેની અહી નોધ લેવી જોઈએ.

૨૬ ષટ્ખંડાગમ, પુ૦ ૧, સૂ૦ ૭, પૃ૦ ૧૫૫.

૨૭ એજન, પુસ્તક ૧, સૂત્ર ૨૪, ૩૩, ૩૯ ઇત્યાદિ

૨૮ પ્રજ્ઞાપના, સૂત્ર ૨૧૩–૨૨૪, ૨૭૬–૩૨૪, ૩૨૬–૩૨૯.

ષટ્ખંડાગમમા ધ્યાન દેવા જેવી એક વાત એ છે કે તેમાં **भणिदं** કહીને આ ગાથાઓ ઉદ્ધૃત કરવામા આવી છે, જ્યારે પ્રજ્ઞાપનામા તેવો કોઈ નિર્દેશ નથી. જે ક્રમે પ્રસ્તુતમા ઉદ્ધરણ છે તે અનુક્રમે પ્રજ્ઞાપનામાં નં. ૧૦૧, ૧૦૦, ૯૯ છે. અર્થાત્ ત્રણે ગાથા વ્યુત્ક્રમે પ્રજ્ઞાપનામા મળે છે. વળી, પ્રસ્તુત સૂત્ર ૧૨૨ ગત ગાથામાં "लक्खणं भणिदं" એવો પાઠ છે, જ્યારે પ્રજ્ઞાપનામાં ગાથા ૧૦૧ મા "लक्खणं एयं" એવો પાઠ છે. સૂત્ર ૧૨૩ગત ગાથા અને પ્રજ્ઞાપનાગત ગાથા ૧૦૦ એક જ છે, પણ ષટ્ખંડાગમ કરતાં પ્રજ્ઞાપનાગત પાઠ વિશુદ્ધ છે; જ્યારે ષટ્ખંડાગમમાં તે અવ્યવસ્થિત થઈ ગયો છે. સૂત્ર ૧૨૪ગત ગાથા અને પ્રજ્ઞાપનાગત ગાથા ૯૯ એક જ છે, પણ તેમાં પણ પાઠાંતરો છે. પ્રજ્ઞાપનાગત પાઠ વિશુદ્ધ છે.

પ્રજ્ઞાપનામાં જીવોના અલ્પબહુત્વવિચાર પ્રસગે 'महादंडय'નો પ્રારંભ આમ છે—"अह भते! सव्वजीवप्पबहुं **महादंडयं** वत्तइस्सामि—सव्वत्थोवा गब्भवक्कतिया मणुस्सा..." અને અંત આમ છે—"सजोगी विसेसाहिया ९६, संसारत्था विसेसाहिया ९७, सव्वजीवा विसेसाहिया ९८ ॥" सूत्र ३३४.

ષટ્ખંડાગમમાં પણ 'महादंडअ' છે જ. તેમાં તેનો પ્રારંભ આ પ્રમાણે છે—"एत्तो सव्वजीवेसु **महादंडओ** कादव्वो भवदि। सव्वत्थोवा मणुस्सपज्जत्ता गब्भोवक्कंतिया" અને અંતે "णिगोदजीवा विसेसाहिया ॥"—પુસ્તક ૭, સૂત્ર ૧-૭૯ ।

વિચારણામાં બન્નેમાં થોડો જે ફેર છે, તે એ કે પ્રજ્ઞાપનામા આ અલ્પબહુત્વમાં કુલ ૯૮ ભેદો લીધા છે, જ્યારે ષટ્ખંડાગમમા તેની સંખ્યા ૭૮ છે. આનું કારણ પ્રભેદોનો ગૌણ-મુખ્ય ભાવ ગણવું જોઈએ. પણ ખાસ વાત તો એ છે કે બન્ને આ વિચારણાને[२९] '**મહાદંડક**' એવુ એક જ નામ આપે છે, જે બન્નેની સામાન્ય પરંપરાનુ સૂચન કરે છે. વળી, પ્રજ્ઞાપનાગત 'वत्तइस्सामि' પ્રયોગ અને ષટ્ખંડાગમગત 'कादव्वो' પ્રયોગ પણ સૂચક છે.

પ્રજ્ઞાપનાસૂત્રનુ બીજું પદ 'સ્થાનપદ' છે. તેમાં નાનાપ્રકારના—એકેન્દ્રિયથી માંડીને સિદ્ધના—જીવો લોકમાં ક્યાં ક્યા છે તેનુ વર્ણન છે. આ જ પ્રકારનુ વર્ણન ષટ્ખંડાગમના બીજા ખંડમા ક્ષેત્રાનુગમ નામના પ્રકરણમા (પુસ્તક ૭, પૃષ્ઠ ૨૯૯થી) છે. ભેદ માત્ર એ છે કે તેમાં ગતિ આદિ દ્વારો વડે ક્ષેત્રનો વિચાર છે, જ્યારે પ્રજ્ઞાપનામા ક્રમે એકેન્દ્રિયથી માંડી સિદ્ધ સુધીના જીવોના ક્ષેત્રનો વિચાર છે. પ્રજ્ઞાપનામાં નિરૂપણ વિસ્તૃત છે, જ્યારે ષટ્ખંડાગમમા સંક્ષિપ્ત છે.

પ્રજ્ઞાપનામા અલ્પબહુત્વ અનેક દ્વારો વડે વિચારાયુ છે. તેમાં જીવ-અજીવ બન્નેનો વિચાર છે. ષટ્ખંડાગમમાં પણ ૧૪ ગુણસ્થાનોમા ગત્યાદિ માર્ગણાસ્થાનો વડે જીવના અલ્પબહુત્વનો વિચાર છે[३०], જે પ્રજ્ઞાપનાથી વધારે સૂક્ષ્મ છે ઉપરાંત, ષટ્ખંડાગમમાં માત્ર ગત્યાદિ માર્ગણાની દૃષ્ટિએ પણ[३१] અલ્પબહુત્વનો વિચાર જોવા મળે છે; તેમાં પ્રજ્ઞાપનાના અલ્પબહુત્વની માર્ગણાનાં દ્વારો ૨૬ છે, જ્યારે ષટ્ખંડાગમમાં ગત્યાદિ ૧૪ દ્વારો છે તેમાના ગત્યાદિ ૧૪ બન્નેમાં સમાન છે, જે નીચેની સૂચીથી જાણવા મળે છે—

---

૨૯ ષટ્ખંડાગમમા અન્યત્ર પણ 'महादडअ' શબ્દનો પ્રયોગ છે —પુસ્તક ૧૪, સૂત્ર ૬૪૩, પૃષ્ઠ ૫૦૧, પુસ્તક ૧૧, સૂત્ર ૩૦ મા—'ओगाहणमहादडओ।' પુસ્તક ૬, સૂત્ર ૧, પૃષ્ઠ ૧૪૦, ૧૪૨.

૩૦ ષટ્ખંડાગમ, પુસ્તક ૫, પૃષ્ઠ ૨૪૧ થી.

૩૧. એજન, પુસ્તક ૭, પૃષ્ઠ ૫૨૦ થી.

| પ્રજ્ઞાપના | ષટ્ખંડાગમ (પુસ્તક ૭, પૃષ્ઠ ૫૨૦) |
|---|---|
| ૧. દિશા[૩૨] | — |
| ૨. ગતિ | ૧. ગતિ |
| ૩. ઇન્દ્રિય | ૨. ઇન્દ્રિય |
| ૪. કાય | ૩. કાય |
| ૫. યોગ | ૪. યોગ |
| ૬. વેદ | ૫. વેદ |
| ૭. કષાય | ૬. કષાય |
| ૮. લેશ્યા | ૧૦. લેશ્યા |
| ૯. સમ્યક્ત્વ | ૧૨. સમ્યક્ત્વ |
| ૧૦. જ્ઞાન | ૭. જ્ઞાન |
| ૧૧. દર્શન | ૯. દર્શન |
| ૧૨. સયત | ૮. સયમ |
| ૧૩. ઉપયોગ | — |
| ૧૪. આહાર | ૧૪. આહારક |
| ૧૫. ભાષક | — |
| ૧૬. પરિત્ત | — |
| ૧૭. પર્યાપ્ત | — |
| ૧૮. સૂક્ષ્મ | — |
| ૧૯. સંજ્ઞી | ૧૩. સંજ્ઞી |
| ૨૦. ભવ | ૧૧. ભવ્ય |
| ૨૧. અસ્તિકાય | — |
| ૨૨. ચરિમ | — |
| ૨૩. જીવ | — |
| ૨૪. ક્ષેત્ર | — |
| ૨૫. બધ | — |
| ૨૬. પુદ્ગલ | — |

ધ્યાન દેવાની વાત એ છે કે પ્રજ્ઞાપના અને ષટ્ખંડાગમ બન્નેમા આ પ્રકરણને અંતે **'મહાદંડક'** છે.—જુઓ પુસ્તક ૭, પૃષ્ઠ ૫૭૫.

પહેલાં જણાવ્યા પ્રમાણે આ મહાદંડકમા ૯૮ જીવભેદો પ્રજ્ઞાપનામાં છે; જ્યારે ષટ્ખંડાગમમાં ૭૮ છે. ઉપરની સૂચીથી એ પણ જણાય છે કે વિચારણીય દ્વારોની સખ્યા પણ પ્રસ્તુત પ્રકરણમા પ્રજ્ઞાપનામા વધારે છે. આ ઉપરથી કહી શકાય કે પ્રજ્ઞાપનાનુ પ્રસ્તુત પ્રકરણ વિચારણાનો વિકાસ સૂચવે છે, જ્યારે ષટ્ખડાગમમા તે પ્રકરણ તેથી જૂની પરંપરા પ્રમાણે સ્વીકારી લેવામાં આવ્યુ છે.

ખરી વાત એવી જણાય છે કે પ્રથમ જીવસ્થાન નામના ખંડમાં ૧૪ ગુણસ્થાનમાં ૧૪ ગત્યાદિ માર્ગણાસ્થાનો ઘટાવ્યા છે, પરંતુ બીજા ખંડ ખુદ્દાબધમાં પ્રક્રિયા બદલાઈ જાય છે. તેમાં

૩૨. પ્રજ્ઞાપના, પદ ૧૮ મા પણ આમાના ૧, ૨૪–૨૬ એ વિના ૨૨ દ્વારોમા વિચાર છે. —સૂત્ર ૧૨૫૯.

બંધક=જીવ આદિનો વિચાર ૧૪ માર્ગણાસ્થાનોમા કરવામાં આવ્યો છે. તેમા ગુણસ્થાનને લઇ ને વિચાર નથી. આથી પ્રજ્ઞાપના અને પટ્ખંડાગમની શૈલી આ પ્રકરણમાં એકજેવી છે.

તેવી જ રીતે જીવની સ્થિતિનો વિચાર અનેક રીતે પટ્ખંડાગમમા છે. તેમાથી કાલાનુગમમાં (પુસ્તક ૭, પૃષ્ઠ ૧૧૪થી) જીવોની કાલસ્થિતિ ગત્યાદિ ૧૪ દ્વારો વડે વિચારાઈ છે. પરંતુ પ્રજ્ઞાપનામા ૨૪ દંડકને નામે ઓળખાતા જીવના મુખ્ય ૨૪ ભેદો અને તેના પ્રભેદોને લઈને કાલ વિચાર છે. —પ્રજ્ઞાપના, સ્થિતિપદ ચોથુ

આ જ પ્રમાણે ‘ અવગાહના ’, ‘ અતર ’ આદિ અનેક બાબતોની સમાન વિચારણા બન્નેમા છે, પરંતુ તે વિષે વિશેષ લખવાનુ મોકુફ રાખી અત્યારે એટલુ જ સૂચવવુ બસ થશે કે આ બન્ને ગ્રથોની સૂક્ષ્મ દૃષ્ટિથી તુલના કરવા જેવી છે અને તેથી જૈનોના જીવવિચારમાં અને કર્મવિચારમા કયે ક્રમે વિચારવિકાસ થયો છે તે જાણવાનુ એક સુદૃઢ સાધન આ બન્ને ગ્રથો છે, એ પ્રત્યે ધ્યાન દોરવા આટલુ લખ્યુ છે

વળી, બન્નેની એક બીજી સમાનતા પણ આશ્ચર્ય ઉપજાવે તેવી છે. ગત્યાગતિની ચર્ચામાં જ બન્નેમાં તીર્થંકર, ચક્રવર્તી, બલદેવ, વાસુદેવ પદની પ્રાપ્તિની ચર્ચા છે. —પ્રજ્ઞાપના, સૂત્ર ૧૪૪૪–૧૪૬૫. ષટ્ખડાગમ, પુસ્તક ૬, સૂત્ર ૨૧૬, ૨૨૦ ઇત્યાદિ. પણ પ્રજ્ઞાપનામાં માડલિક પદ વિશેષ છે અને રત્નપદ પણ વિશેષ છે.—પ્રજ્ઞાપના, સૂત્ર ૧૪૬૬–૬૯.

જેમ પ્રજ્ઞાપનામાં નિર્યુક્તિની અનેક ગાથાઓ છે, તેમ પટ્ખડાગમમા પણ તે ગાથાઓ મળી આવે છે તે સૂચવે છે કે નિર્યુક્તિમાં સમાન પરંપરામાંથી ગાથાઓ સગ્રહવામા આવી છે. આથી નિર્યુક્તિ વિષે સ્વતત્ર વિચાર કરીને તેમાં આચાર્ય ભદ્રબાહુ, તે પ્રથમ હોય કે બીજા, તેમની ગાથાઓ કેટલી અને તેમને પરંપરાપ્રાપ્ત કેટલી?—જુઓ પટ્ખડાગમમાં ગાથાસૂત્રો, પુસ્તક ૧૩ મા સૂત્ર ૪, ૫. ૬, ૭, ૮, ૯, ૧૨, ૧૩, ૧૫, ૧૬ ઇત્યાદિ અને આવશ્યકનિર્યુક્તિ, ગાથા ૩૧ થી; વિશેષાવશ્યક, ગાથા ૬૦૪ થી

પ્રજ્ઞાપના ઉપાંગ એ આર્ય શ્યામાચાર્યની રચના છે, પરંતુ તેનો અર્થ એવો નથી કે તેમાની બધી જ બાબતો તેમણે પોતે જ વિચારીને રજૂ કરી છે. કારણ, તેમનુ પ્રયોજન તો શ્રુતપરંપરામાથી હકીકતોનો સગ્રહ કરવાનુ અને તેની માત્ર ગોઠવણી અમુક પ્રકારે કરવી એ હતુ. આથી આપણે જોઈ શકીએ છીએ કે પ્રારંભમાં પ્રથમ પદમા જીવના જે અનેક ભેદો જણાવ્યા છે, તે જ ભેદોમા એટલે કે તે બધા જ ભેદોમા દ્વિતીય ‘સ્થાન’ આદિ ‘દ્વારો’–બાબતોની ઘટના તેઓએ રજૂ કરી નથી. સ્થાન આદિ દ્વારોનો વિચાર તેમની સમક્ષ જે રીતે–જે વિવિધ રીતે–તેમની પૂર્વેના આચાર્યોએ કર્યો હતો, તે વિદ્યમાન હતો, એટલે તે તે દ્વારોમા તે તે વિચારોનો સગ્રહ કરી લેવો—એ કાર્ય આર્ય શ્યામાચાર્યનુ હતુ. આથી ‘સ્થાન’ આદિ દ્વારોમાં થયેલ વિચાર યદ્યપિ સર્વ જીવોને સ્પર્શે છે, પણ વિવરણ એટલે કે જીવના કયા ભેદોમાં તે તે દ્વારોનો વિચાર કરવો, તેમાં ઐકમત્ય નથી. તે તે દ્વારોના વિચારપ્રસગે જીવોના કયા કયા ભેદ-પ્રભેદોનો વિચાર કરવો તે, તે તે વિષયના નિરૂપણની સરલતાની દૃષ્ટિએ થયુ છે. જો એક જ વ્યક્તિ પોતે જ બધુ વિચારીને નિરૂપવા બેસે તો જુદી રીતે જ વર્ણવી શકે એમ સભવ છે, પણ આમા એમ નથી બન્યુ. આમાં તો જુદા જુદા આચાર્યોએ જુદે જુદે કાળે જે જે વિચાર કર્યો, તે પરંપરાથી આર્ય શ્યામાચાર્યને પ્રાપ્ત થયો અને તે વિચારપરંપરાને તેમણે આમાં એકત્ર કરી છે આ દૃષ્ટિએ વિચારીએ તો પ્રજ્ઞાપના એ તે કાળની વિચારપરંપરાનો વ્યવસ્થિત સંગ્રહ છે. આ જ કારણ છે કે જ્યારે આગમોનુ લેખન થયુ ત્યારે તે તે વિષયની સમગ્ર વિચારણા માટે પ્રજ્ઞાપના જોઈ લેવાની ભલામણ કરવામાં આવી.

જૈન આગમના મુખ્ય બે વિષયો છે—જીવ અને કર્મ. એક વિચારણાનો ઝોક એવો દેખાય છે કે તેમાં જીવને મુખ્ય રાખીને તેના અનેક વિષયો, જેવા કે તેના કેટલા પ્રકાર છે, તે કયા રહે છે, તેનુ આયુ કેટલુ છે, તે મરીને એક પ્રકારમાંથી બીજા કયા પ્રકારમાં જઈ શકે છે કે તે તે પ્રકારમાં આવી શકે છે, તેની ઇન્દ્રિયો કેટલી, વેદ કેટલા, જ્ઞાન કેટલાં, તેમાં કર્મ કયા—ઇત્યાદિની વિચારણા થાય છે; પરંતુ બીજા પ્રકારની વિચારણાનો ઝોક કર્મને મુખ્ય રાખીને છે. તેમાં કર્મ કેટલા પ્રકારના અને તે વિવિધ પ્રકારના જીવોના વિકાસ કે હ્રાસમાં કેવો ભાગ ભજવે છે—આવો વિચાર મુખ્ય આવે છે. આથી આમાં જીવના વિકાસક્રમને લક્ષીને ૧૪ ગુણસ્થાનો, જે જીવસમાસને નામે ઓળખાયાં, તેની માર્ગણા—શોધ માટે ચૌદ માર્ગણાસ્થાનો નક્કી કરવામાં આવ્યાં. આ માર્ગણાસ્થાનો એટલે કે શોધ માટેના દ્વારો તે જીવોના ગતિ આદિને કારણે થતા વિવિધ પ્રકારે ભેદો છે.

પ્રથમ પ્રકારના ઝોકનુ દૃષ્ટાન્ત **પ્રજ્ઞાપના** પૂરૂ પાડે છે. અને દ્વિતીય પ્રકારનો ઝોક પ્રાચીન કર્મપ્રકૃતિ આદિ કર્મસાહિત્ય, ષટ્ખડાગમ વગેરેમા જોવા મળે છે.

વસ્તુસ્થિતિ આવી હોઈ પૌર્વાપર્યની વિચારણા ઘણી કઠણ બની જાય છે. પદરમી શતાબ્દી કે તે પછી પણ જ્યારે સ્થાનકવાસી પરંપરાએ આગમોની વિચારણાને ભાષામાં થોકડારૂપે રજૂ કરવા પ્રયત્ન કર્યો, ત્યારે એનાં એ જ માર્ગણાદ્વારો વગેરે બાલ જીવને સરલ રીતે સમજાય એવી રીતે રજૂ કર્યા અને અંગ ગણાતા સ્થાનાગમા પણ તે જ સખ્યાને મુખ્ય રાખીને હકીકતા રજૂ કરવામા આવી છે. પણ જે કાળનું સ્થાનાંગ છે તે જ કાળમા જટિલ રીતે પણ જીવ અને કર્મની હકીકતો રજૂ કરવામા આવી હતી. આથી માત્ર વિષયનિરૂપણની સરલ કે જટિલ પ્રક્રિયા અથવા તો વિષયની સૂક્ષ્મ કે ગભીર ચર્ચા જોઈને પૌર્વાપર્યનો વિચાર નિર્ણાયક બની શકે એમ નથી કારણ, એવી રચનાનો આધાર લેખકના પ્રયોજન ઉપર છે, નહી કે તેમા ચર્ચાતા સૂક્ષ્મ કે સ્થૂલ વિષય ઉપર. આથી પ્રજ્ઞાપના કરતાં ષટ્ખડાગમની ચર્ચા ઘણી જ આગળ વધી ગયેલી જણાય છે, છતાં પણ માત્ર તે બન્નેમા ચર્ચિત વિષયની સૂક્ષ્મતા કે સ્થૂલતા ઉપરથી તેમના પૌર્વાપર્યને નક્કી કરવામા ગભીર ભૂલ થવા સભવ છે. આથી કોઈ બીજો જ માર્ગ લઈને તેવા ગ્રંથોનો નિર્ણય સ્વતત્ર રીતે કર્યા પછી જ તેમનુ પૌર્વાપર્ય નક્કી થઈ શકે બન્ને પ્રકારના સાહિત્યનું મૂળ બન્નેને મતે દૃષ્ટિવાદ છે. આથી દૃષ્ટિવાદના જ વિષયને અનેક રીતે, અનેક પ્રયોજન સિદ્ધ કરવા, અનેક આચાર્યોએ નિરૂપિત કર્યો છે. આ પણ એક મુશ્કેલી છે—જેથી પૌર્વાપર્ય નક્કી કરવામા સ્થૂલ કે સૂક્ષ્મ વિચાર પ્રસ્તુતમાં બાધક બને છે. અન્યથા એ કહેવુ બહુ સરલ હતુ કે પટ્ખંડાગમમાં જે વિચારની સૂક્ષ્મતા દેખાય છે તે પ્રકારની સૂક્ષ્મચર્ચા પ્રજ્ઞાપનામાં નથી માટે તે પટ્ખડાગમ કરતાં પ્રાચીન છે. પરંતુ ઉપર જણાવેલી મુશ્કેલીને કારણે માત્ર આ દલીલને આધારે પ્રજ્ઞાપનાને પ્રાચીન ઠરાવવુ એ અયોગ્ય જણાય છે. તેથી તે માર્ગ છોડી દેવો એ જરૂરી છે. અને પટ્ખડાગમ અને પ્રજ્ઞાપના—એ બેમાં કોણ પ્રાચીન એની વિચારણા જુદી જ રીતે કરવી જરૂરી છે. એ કર્યા પછી ઉક્ત દલીલનો ઉપયોગ થઈ શકે.

એક વાત તો નિશ્ચિત જ છે કે ષટ્ખડાગમમા–તેના કેટલાક ભાગોમા–જે પ્રકારે અનુયોગદ્વારસૂત્રમાં અનુયોગદ્વાર વડે વ્યાખ્યા કરવાની પદ્ધતિ એટલે કે નયનિક્ષેપ આદિ પદ્ધતિ દ્વારા વસ્તુનિરૂપણ કરવાની જે પદ્ધતિ મળે છે, તેનું જ અનુસરણ સ્પષ્ટ છે એવુ કાંઈ જ પ્રજ્ઞાપનામાં નથી, એ બાબત પ્રજ્ઞાપનાની ષટ્ખડાગમ કરતાં પ્રાચીનતા નિર્વિવાદપણે સિદ્ધ કરે છે. વળી, પ્રજ્ઞાપનાનો સમય, આગળ જણાવવામાં આવશે તે પ્રમાણે, ઈસ્વીસન પૂર્વેનો જ છે; જ્યારે

ષટ્ખંડાગમની રચના વીર નિર્વાણ પછી ૬૮૩ (ઈ. ૧૫૬) વર્ષ પછી જ ક્યારેક થઇ છે. તેથી તો નિર્વિવાદપણે કહી શકાય કે પ્રજ્ઞાપના એ ષટ્ખંડાગમથી પૂર્વવર્તી જ છે.

વળી, ૧૪ જીવસ્થાન, ૧૪ ગુણસ્થાન જેવી સ્થિર પ્રક્રિયા જે કાળમા નિશ્ચિત થઈ, એટલે કે વિચારણાનાં અનેક દ્વારો વડે પૂર્વકાળે જે વિચાર થતો હતો તેને સ્થાને ૧૪ જીવસ્થાન અને ૧૪ ગુણસ્થાનને લઈને વિચાર કરવાની પદ્ધતિ જે કાળે સ્થિર થઈ, ત્યાર પછીના કાળે તેનું અનુસરણ બરાબર થયુ છે. આવી કોઈ નિશ્ચિત પરંપરા પ્રજ્ઞાપનામાં દેખાતી નથી, પરંતુ ષટ્ખંડાગમમાં સ્પષ્ટ છે. આથી સિદ્ધ થઈ શકે છે કે પ્રજ્ઞાપના કરતાં ષટ્ખંડાગમ એ પછીના કાળની રચના છે આમ પ્રજ્ઞાપના અને ષટ્ખંડાગમનું પૌર્વાપર્ય અનેક રીતે સિદ્ધ કરી શકાય છે, એટલે પ્રજ્ઞાપનાને ષટ્ખંડાગમથી પૂર્વવર્તી ગ્રંથ માનવો જરૂરી છે.

## પ્રજ્ઞાપનાના કર્તા અને એમનો સમય

પ્રજ્ઞાપનાના મૂળમાં તો ક્યાંય તેના કર્તાનો નિર્દેશ નથી. પણ તેના પ્રારંભના મગલ પછી બે ગાથાઓ છે, જેની વ્યાખ્યા આચાર્ય હરિભદ્રે અને આચાર્ય મલયગિરિએ પણ કરી છે. છતાં તેઓ બન્ને તે બન્ને ગાથાઓને પ્રક્ષિપ્ત જ માને છે તે ગાથાઓમાં આર્ય શ્યામાચાર્યનો કર્તા તરીકે ઉલ્લેખ છે. એટલે આચાર્ય હરિભદ્રના સમયપૂર્વે પણ પ્રજ્ઞાપના શ્યામાચાર્યની કૃતિ તરીકે પ્રસિદ્ધ હતુ એમ માની શકાય.

આચાર્ય મલયગિરિએ તો તેમને વિષે "भगवान् आर्यश्यामोऽपि इत्थमेव सूत्रं रचयति" (ટીકા, પત્ર ૭૨) "भगवान् आर्यश्यामः पठति" (ટીકા, પત્ર ૪૭), "सर्वेषामपि प्रावचनिकसूरीणा मतानि भगवान् आर्यश्याम उपदिष्टवान्" (ટીકા, પત્ર ૩૮૫), "भगवदार्यश्यामप्रतिपत्तौ" (ટીકા, પત્ર ૩૮૫)[૩૩] ઇત્યાદિ પ્રયોગોમા ભગવાનનું પદ આપી દીધુ છે, તે તેમનુ મહત્ત્વ સૂચવે છે. ઉક્ત બે પ્રક્ષિપ્ત ગાથા ઉપરથી પણ ફલિત થાય છે કે આર્ય શ્યામ વાચકવંશમાં થયા છે અને તેઓ પૂર્વશ્રુતમાં વિશારદ હતા. પ્રજ્ઞાપનાની રચનામાં તેમણે એવા પ્રકારની કુશળતા દેખાડી છે કે અંગ-ઉપાંગમાં પણ અનેક વિષયોની વિસ્તૃત ચર્ચા માટે પ્રજ્ઞાપનાની ભલામણ કરવામાં આવી છે.

નન્દીસૂત્રની પટ્ટાવલીમા સુધર્માથી માંડીને એક પછી એક જે નામો આપ્યા છે તેમા ૧૧ મું નામ "वंदिमो हारियं च सामज्जं"—એ પ્રકારે આર્ય શ્યામનુ નામ આવે છે અને તેમને હારિત ગોત્રના ગણાવ્યા છે. પરંતુ ઉક્ત પ્રજ્ઞાપનાના પ્રારંભની પ્રક્ષિપ્ત ગાથામાં તેમને વાચકવંશમા ૨૩મા જણાવ્યા છે તેને અનુસરીને આચાર્ય મલયગિરિ પણ તેમને ત્રેવીસમી પાટે ગણે છે. એમાં માત્ર ૨૩મી પાટનો નિર્દેશ છે, પણ સુધર્માથી શ્યામાચાર્ય સુધીનાં નામો વિષેની કોઈ નોંધ નથી.

પટ્ટાવલિઓ ઉપરથી ત્રણ કાલકાચાર્ય થયાની હકીકત જાણવા મળે છે. એક કાલક જેઓ વીર નિર્વાણ ૩૭૬ મા મૃત્યુ પામ્યા (ધર્મસાગરીય પટ્ટાવલી પ્રમાણે; જ્યારે ખરતરગચ્છીય પટ્ટાવલી પ્રમાણે—'आद्यः प्रज्ञापनाकृत् इन्द्रस्य अग्रे निगोदविचारवक्ता श्यामाचार्यपरनामा। स तु वीरात् ३७६ वर्षैर्जातः). બીજા ગર્દભિલ્લોચ્છેદક કાલકાચાર્ય વીર નિર્વાણ ૪૫૩ મા થયા=વિક્રમ પૂર્વે ૧૭ મા. અને તીજા વીર નિર્વાણ ૯૯૩=વિક્રમ ૫૨૩ માં થયા, જેમણે સંવત્સરી તિથિ પાંચમની ચોથ કરી.

---

૩૩. આ ઉલ્લેખોની શ્રી પં બેચરદાસજીએ ભગવતીસૂત્ર, દ્વિતીય ખંડ, પૃષ્ઠ ૧૩૫ માં પ્રજ્ઞાપના વિષેની તેમની ટિપ્પણીમા નોંધ લીધી છે.

આ ત્રણમાંથી પ્રથમ કાલક અને શ્યામાચાર્ય, જેમણે પ્રજ્ઞાપનાની રચના કરી, તેઓ એક છે એવી પરંપરા પટ્ટાવલીઓમાં જણાય છે. પરંતુ પટ્ટાવલીમા તેમને ૨૩મુ સ્થાન અપાયું નથી; જ્યારે ઉક્ત પ્રક્ષિપ્ત ગાથામાં તેમને ૨૩મી પાટે ગણવામાં આવ્યા છે. આથી પાટ વિષેનો ઉલ્લેખ ગૌણ કરીને જ તેમના સમયનો વિચાર કરવો જરૂરી બને છે.

અંતિમ કાલક, જેઓ વીર નિર્વાણ ૯૯૩=વિક્રમ ૫૨૩ મા થયા, તે તો પ્રજ્ઞાપનાના કર્તા સભવી શકે નહિ, કારણ, નદી, જે વીર નિર્વાણ ૯૯૩=વિક્રમ ૫૨૩ પહેલા જ રચાયુ છે, તેમાં પ્રજ્ઞાપનાને આગમસૂચીમાં સ્થાન મળ્યુ છે.

એટલે પ્રથમ બે કાલકમાંથી કયા કાલક તે શ્યામાચાર્ય છે તે પ્રશ્નનું નિરાકારણ બાકી રહે છે.

ડૉ ઉમાકાન્તને મતે જો તે બન્ને કાલકને એક માનવામાં આવે તો અગિયારમી પાટે ઉલ્લિખિત શ્યામાચાર્ય અને ગર્દભિલ્લોચ્છેદક કાલકાચાર્ય એક ઠરે છે. પટ્ટાવલીમા જ્યાં તે બન્નેને જુદા ગણ્યા છે, ત્યાં પણ એકની તિથિ વીર ૩૭૬ અને બીજાની ૪૫૩ છે. ખરી રીતે ૩૭૬ મા 'જાત' છતાં તે તેમની મૃત્યુતિથિ જ અન્યત્ર ગણાઈ, તે જ પ્રમાણે બીજા કાલકની ૪૫૩ એ મૃત્યુતિથિ જ હશે. એટલે તે બન્નેના સમયમાં બહુ ફેર નથી. 'જાતઃ' જેમનું તેમ માનીએ તો- પણ બન્નેમાં માત્ર ૭૭ વર્ષનો ફરક છે. એટલે ગમે તેણે પ્રજ્ઞાપના રચ્યું હોય, ચાહે તેઓ પ્રથમ કાલક હોય કે બીજા, અગર બન્ને એક હોય, પણ તે વિક્રમ પૂર્વે થનાર કાલકની રચના છે—એટલુ તો નિશ્ચિત રૂપે કહી જ શકાય છે.

પ્રજ્ઞાપનામાં જે કેટલીક ગાથાઓ મળે છે તેમાંની કેટલીક સૂત્રકૃતાગ, ઉત્તરાધ્યયન, આવશ્યક અને આચારાંગનિર્યુક્તિમાં પણ મળે છે તે વિષે કાંઈક તુલના કરવી જરૂરી હોઈ નીચે કેટલીક ગાથાઓની તુલના આપવામા આવે છે :

| **પ્રજ્ઞાપના** | **સૂત્રકૃતાંગ** | **ઉત્તરા૦ અ. ૩૬** | **આચારાંગનિર્યુક્તિ** |
|---|---|---|---|
| સૂ૦ ૨૪. ગા૦ ૮ | ૨. ૩. ૧૯. ગા૦ ૧ | ગા૦ ૭૪ | ગા૦ ૭૩ |
| ,, ,, ૯ | ,, ,, ૨ | ગા૦ ૭૫ | ગા૦ ૭૪ |
| ,, ,, ૧૦ | ,, ,, ૩ | ગા૦ ૭૬ | ગા૦ ૭૫ |
| ,, ,, ૧૧ | ,, ,, ૪ | ગા૦ ૭૭ | ગા૦ ૭૬ |

આચારાંગનિર્યુક્તિ (ગા૦ ૭૨, ૭૬) અને ઉત્તરાધ્યયન (ગા૦ ૭૩)માં સ્પષ્ટ ૩૬ ભેદો હોવાનું જણાવ્યું છે, છતા ઉત્તરાધ્યયનમાં ૪૦ ભેદો છે, જ્યારે આચારાગનિર્યુક્તિમાં ૩૬ જ છે. અને સૂત્રકૃતાંગ અને પ્રજ્ઞાપનામા ૪૦ ભેદો છે. આથી સિદ્ધ થાય છે કે મૂળે ૩૬ ભેદો ગણાતા હતા[૩૪] તેમાં આ ગાથાઓમા ચાર ઉમેરવામાં આવ્યા છે. તેથી પ્રજ્ઞાપનામાં તે ગાથાઓ અન્યત્રથી ઉદ્ધૃત જ માનવી પડે અને તેમા સશોધન થયાનું પણ માનવું પડે. સૂત્રકૃતાગમાં પણ તે જ ગાથાઓ છે. તે ગાથાઓનું સૌથી જૂનું રૂપ આચારાગનિર્યુક્તિમા ઉપલબ્ધ થાય છે એમ માનવુ પડે તે ગાથાઓ સૂત્રકૃતાંગમાં પણ ઉદ્ધૃત થઈ હોય એવો સભવ છે.[૩૫]

---

૩૪. મૂલાચારમા (૫ ૮–૧૨) પણ પૃથ્વીના ૩૬ જ ભેદો ગણાવ્યા છે તેની ગાથાઓ પણ પાઠાતરો સાથે આવી જ છે

૩૫ સૂત્રકૃતાગમા આ ગાથાઓ ઉદ્ધૃત હોય એમ જણાય છે, કારણ, 'इमाओ गाहाओ अणुगतव्वाओ' એમ કહીને ગાથાઓ આપી છે. અને અતે વળી 'एयाओ एएसु भणियव्वाओ गाहाओ जाव सूरकंतत्ताए विउट्टंति'—એમ જણાવ્યું છે તુલના કરો, પ્રજ્ઞાપના, સૂત્ર ૫૫ માં "एएसि णं इमाओ गाहाओ अणुगंतव्वाओ" એ વાકય.

નિર્યુક્તિઓ પ્રથમ કે દ્વિતીય આચાર્ય ભદ્રબાહુની રચના માનીએ તોપણ તેમાંની બધી ગાથાઓ આચાર્ય ભદ્રબાહુએ જ રચી હોય તેવો સંભવ ઓછો છે. પણ તેમા ઘણી સગ્રહણી-ગાથાઓનો સમાવેશ કરી લેવામાં આવ્યો હશે એમ માનવુ યોગ્ય થશે. એટલે નિર્યુક્તિને આધારે પ્રજ્ઞાપનાના સમયનો વિચાર કરવો યોગ્ય નથી.

ઉત્તરાધ્યયનનું જીવાજીવવિભક્તિ નામનુ ૩૬મુ અધ્યયન અને પ્રજ્ઞાપનાના પ્રથમપદની તુલના કરવાથી એ સ્પષ્ટ થાય છે કે ઉત્તરાધ્યયન પછીની ભૂમિકાએ પ્રજ્ઞાપનામાં જીવવિચાર કરવામાં આવ્યો છે. આથી ઉત્તરાધ્યયનનું તે અધ્યયન પ્રસ્તુત રૂપમાં પ્રજ્ઞાપનાથી પ્રાચીન જ છે. પરંતુ સ્વયં ઉત્તરાધ્યયનને વિષે વિદ્વાનોએ એક જ આચાર્યની કૃતિ નહી માનતા એને સંકલનગ્રંથ માનવા તરફ વલણ ધરાવ્યુ છે. એટલે તેને આધારે પણ પ્રજ્ઞાપનાનો સમય નક્કી કરવામાં મુશ્કેલી જ છે.

પ્રજ્ઞાપના અને ઉવવાઇયમાં પણ સિદ્ધો વિષેની ગાથાઓ મળી આવે છે, જેમાંની ઉત્તરાધ્યયનમા પણ જોવામા આવે છે અને આવશ્યકનિર્યુક્તિમા પણ છે—

| પ્રજ્ઞાપના સૂ૦ ૨૧૧ | ઉવવાઇય | ઉત્તરા૦ અ૦ ૩૬ | આવશ્યકનિ૦ | (વિશે૦) |
|---|---|---|---|---|
| ગા. ૧૫૮ | × | × | × | |
| ગા. ૧૫૯ | § ૧૬૮ | ૫૬ | ૬૭૮ | (૩૯૭૮) |
| ગા. ૧૬૦ | § ૧૬૯ | ૫૭ | ૬૭૯ | (૩૭૭૯) |
| ગા ૧૬૧ | § ૧૭૧ | તુલના–૬૫ | ૯૬૪ (દી.) | (૩૮૧૦) |
| ગા. ૧૬૨ | § ૧૭૦ | × | ૯૬૩ (દી.) | |
| ગા. ૧૬૩ | § ૧૭૨ | × | ૯૬૫ (દી.) | (૩૮૧૧) |
| ગા. ૧૬૪ | § ૧૭૩ | × | ૯૬૬ (દી.) | (૩૮૧૨) |
| ગા. ૧૬૫ | § ૧૭૪ | × | ૯૬૭ (દી.) | (૩૮૧૩) |
| ગા. ૧૬૬ | § ૧૭૫ | × | ૯૬૮ (દી.) | (૩૮૧૪) |
| ગા. ૧૬૭ | § ૧૭૬ | × | ૬૮૦ | (૩૮૨૮) |
| ગા. ૧૬૮ | § ૧૭૭ | × | ૬૮૧ | (૩૮૨૯) |
| ગા. ૧૬૯ | § ૧૭૮ | × | ૬૮૨ | (૩૮૩૫) |
| ગા. ૧૭૦ | § ૧૭૯ | × | ૬૮૩ | (૩૮૩૬) |
| ગા. ૧૭૧ | § ૧૮૦ | × | ૬૮૫ | (૩૮૪૭) |
| ગા ૧૭૨ | § ૧૮૧ (તુલના) | તુલના–૬૭ | ૬૮૬ | (૩૮૪૮) |
| ગા ૧૭૩ | § ૧૮૨ | × | ૬૮૭ | (૩૮૪૯) |
| ગા. ૧૭૪ | § ૧૮૩ | × | ૬૮૮ | (૩૮૫૦) |
| ગા. ૧૭૫ | § ૧૮૪ | તુલના–૬૭ | ૬૮૯ | (૩૮૫૧) |
| ગા. ૧૭૬ | § ૧૮૫ | × | ૬૯૦ | (૩૮૫૨) |
| ગા. ૧૭૭ | § ૧૮૬ | × | ૬૯૧ | (૩૮૫૩) |
| ગા. ૧૭૮ | § ૧૮૭ | × | ૬૯૨ | (૩૮૮૯) |
| ગા. ૧૭૯ | § ૧૮૮ | × | ૬૯૩ | (૩૮૯૦) |
| × | § ૧૮૯ | × | × | |

ઉપરની તુલના ઉપરથી એક વાત ચોક્કસ થાય છે કે ઉત્તરાધ્યયનમા સિદ્ધો વિષેની ગાથાઓ ભૂમિકારૂપ છે અને અન્યમાં તેનો વિસ્તાર છે. આથી એ પણ સિદ્ધ થાય છે કે ઉત્તરાધ્યયનનું આ

પ્રકરણ, જેનો વિશેષ સંબંધ પ્રજ્ઞાપના સાથે છે, તે પ્રજ્ઞાપના કરતા પ્રાચીન છે. ઉવવાઇય અને પ્રજ્ઞાપનામાં પ્રારંભ અને અંતની ગાથા વિષે વિભેદ છે. સભવ તો વધારે એ જણાય છે કે પ્રજ્ઞાપના ઉવવાઇય કરતાં પ્રાચીન હોવુ જોઈએ.

પરંપરા પ્રમાણે નિગોદવ્યાખ્યાતા 'કાલક' અને 'શ્યામ' આચાર્ય એક મનાયા છે, કારણ, એ બન્ને શબ્દો એકાર્થક જ છે. પરંપરા પ્રમાણે તેઓ વીર નિર્વાણ ૩૩૫માં યુગપ્રધાન થયા અને ૩૭૬ સુધી જીવ્યા. આથી પ્રજ્ઞાપના જો તે જ કાલકની રચના હોય તો વીરનિર્વાણ ૩૩૫–૩૭૬ વચ્ચેની રચના હશે. અર્થાત્ વિક્રમ પૂર્વે ૧૩૫–૯૪, ઇસ્વીસન પૂર્વે ૭૯–૩૮ વચ્ચે તે રચાયુ હશે.[૩૬] પ્રથમ ભદ્રબાહુકૃત નિર્યુક્તિ માનવામાં આવે—અને તેમાં મૂળે જીવભેદો ઉત્તરાધ્યયન પ્રમાણે '૩૬' જ સ્વીકારાયા હતા, તેમ માનવાને કારણે છે—તો પ્રજ્ઞાપના નિર્યુક્તિ પછીની રચના ઠરે છે. અને ઉક્ત પ્રજ્ઞાપનાના સમય સાથે પ્રથમ ભદ્રબાહુના સમયનો પણ વિરોધ નથી, કારણ, તેઓ પ્રજ્ઞાપનાના સમય કરતાં પ્રાચીન જ મનાયા છે.

ષટ્ખંડાગમ તેના વિદ્યમાન રૂપે ભદંત પુષ્પદંત-ભૂતબલિ એ બે આચાર્યોની રચના છે અને તેઓનો સમય વીર નિર્વાણ ૬૮૩ પછી ક્યારેક થનાર ધરસેનાચાર્ય પછી છે, એથી પ્રજ્ઞાપના ષટ્ખંડાગમ પૂર્વની રચના છે તે નિશ્ચિત થાય છે. આથી કહી શકાય કે ષટ્ખંડાગમમાં જે વિચારની પ્રૌઢતા અને વ્યવસ્થા તથા અનુયોગશૈલીનુ અનુસરણુ દેખાય છે તે તેની ઉત્તરકાલીન સ્થિતિ હોવાને કારણે છે.

નંદીસૂત્રની આગમસૂચીમાં પ્રજ્ઞાપનાનો ઉલ્લેખ છે અને નંદી વિક્રમ સવત્ ૫૨૩ પૂર્વની રચના છે. આથી તેના સમય સાથે પણ પ્રજ્ઞાપનાના ઉક્ત સમયનો કશો વિરોધ નથી.

## પ્રજ્ઞાપનાનું મંગલ અને પંચનમસ્કાર મંત્ર

પ્રજ્ઞાપનાના પ્રારંભમાં જે મગલ ગાથાઓ છે તેમાં સર્વપ્રથમ સિદ્ધને નમસ્કાર છે, પછી જિનવરેન્દ્ર ભગવાન મહાવીરને નમસ્કાર કર્યો છે. ષટ્ખંડાગમમાં પણ ધવલાકાર પ્રમાણે પ્રારંભમાં પંચનમસ્કારમંત્રનો નિર્દેશ છે. પ્રજ્ઞાપના મૂળ સૂત્રની લખાયેલી બધી જ પ્રતોમાં પણ પંચનમસ્કારનો નિર્દેશ મળે છે. પરંતુ આચાર્ય હરિભદ્ર અને મલયગિરિએ તેની વ્યાખ્યા નથી કરી તેથી તે મૂળ સૂત્રાતર્ગત નથી એવી માન્યતા સંપાદકોની છે, જેનો નિર્દેશ પ્રસ્તુત આવૃત્તિના પ્રારંભમાં પૃષ્ઠ ૧ના ટિપ્પણ ૧માં કરવામાં આવ્યો છે. સામાન્ય રીતે આવી માન્યતાનુ મૂળ એ છે કે જ્યારથી પચનમસ્કારમંત્રનુ માહાત્મ્ય વધ્યુ છે, ત્યારથી જૈનાગમોની પ્રતોમાં પ્રારંભમા તે લખવાની પ્રથા અપનાવવામાં આવી હશે. તેથી તે વસ્તુતઃ તે તે ગ્રથના પ્રારંભમા ગ્રથકર્તાએ મૂક્યો છે કે નહિ તેની ચકાસણી કરવી આવશ્યક છે.

પ્રજ્ઞાપનાના પ્રારંભના મગળમાં પ્રથમ સિદ્ધને નમસ્કાર છે અને પછી અરિહતને, તે તરફ પણ ધ્યાન દેવુ જરૂરી છે. કારણ, પચ નમસ્કારમાં પ્રથમ અરિહત અને પછી સિદ્ધને નમસ્કાર છે. પ્રાચીન ઉલ્લેખો પ્રમાણે તીર્થંકરો દીક્ષા લેતી વખતે માત્ર સિદ્ધને નમસ્કાર કરે છે, તે પ્રત્યે ધ્યાન દેવામાં આવે તો મંગળપ્રથાના પ્રારંભમાં જૈનોમા સિદ્ધને નમસ્કાર કરવાની પ્રથા શરૂ થઈ હતી તેમ માની શકાય. પરંતુ તીર્થંકરો—અરિહતો પ્રત્યક્ષ ઉપકારી હોવાથી પંચનમસ્કારમાં તેમને

---

૩૬ ડૉ શાર્પેન્ટિયરને મતે આર્ય શ્યામનો સમય લગભગ ઈ. પૂ ૬૦ છે, ઉત્ત૦ પ્રસ્તાવના, પૃ૦ ૨૭.

પ્રથમ સ્થાન આપવામાં આવ્યું,[૩૭] ત્યારથી પંચનમસ્કારને અનુસરી સામાન્ય રીતે અરિહંતને પ્રથમ વંદના કરવામાં આવે છે

નમસ્કાર-વંદના સ્વરૂપમાં પાંચ પદ ક્રમે કેવી રીતે આવ્યાં હશે તેનો વિચાર કરીએ તો કાંઈક આવું બન્યું હશે એમ માની શકાય—તીર્થસ્થાપના થઈ ન હોય ત્યાં સુધી તો સિદ્ધો જ વંદનીય ઠરે છે. તે પ્રમાણે તીર્થંકર જ્યારે દીક્ષા લે છે ત્યારે માત્ર સામાન્ય સિદ્ધને જ નમસ્કાર કરે છે. પણ તીર્થંકરની ઉપસ્થિતિમાં અરિહંત-તીર્થંકર મહત્ત્વ પામે એ સ્વાભાવિક છે. અને જ્યારે તેઓ નિર્વાણ પામે ત્યારે સિદ્ધકોટિમાં ગણાય. છતાં, ભલે તે સિદ્ધ થઈ ગયા હોય તોપણ, આસન્ન ઉપકારી હોવાથી તેમને અરિહંત તરીકે જ યાદ કરવામાં આવે. આ પ્રકાર આપણે 'લોગસ્સ' સૂત્રમાં જોઈએ છીએ. અને તેનું અનુસરણ અન્ય અનેક પ્રાચીન મંગલાચરણમાં પણ જોવા મળે છે. જ્યારે આ પ્રકારે અરિહંત અને સિદ્ધ બન્ને વંદનીય ઠર્યા ત્યારે અમુક સમય સુધી સિદ્ધને પરંપરા પ્રમાણે પ્રથમ યાદ કરી પછી જ અરિહંતને યાદ કરવાનું બન્યું હોય; પણ પછી એ ક્રમ બદલાઈને અરિહંત અને સિદ્ધરૂપે અરિહંત તથા સર્વ સિદ્ધ એમ સિદ્ધમાં સર્વનો સમાવેશ કરી વંદનાક્રમમાં પ્રથમ અરિહંત અને પછી સિદ્ધ—આ ક્રમ ઇસ્વીસન પૂર્વમાં પ્રચલિત થઈ ગયો હતો તેમ ખારવેલના શિલાલેખથી જાણવા મળે છે. પણ આનો અર્થ એમ તો ન જ લઈ શકાય કે તે કાળે પણ માત્ર આ એક જ ક્રમ હતો. વંદના એ વ્યક્તિની રુચિનો પ્રશ્ન છે. તેથી ગ્રંથના પ્રારંભમાં વંદના લખવાની અને ન લખવાની અને લખવામાં પણ કોઈ નિશ્ચિત સર્વસંમત એવા ક્રમ વિના લખવાની પ્રથાનાં દર્શન ઘણા લાંબા સમય સુધી થાય છે. તોપણ એટલું તો નક્કી થઈ શકે કે અરિહંતને સિદ્ધની પહેલાં વંદના કહેવાની પણ પ્રથા ઇસ્વીસન પૂર્વમાં પ્રચલિત થઈ ગઈ હતી, જે આગળ જતાં પંચપરમેષ્ઠિમંગલરૂપે સ્થિર થઈ. જ્યારે તીર્થંકર પણ ન હોય ત્યારે તેમની પરંપરાના રક્ષક આચાર્ય અને પછી ઉપાધ્યાય—આ બન્નેનું મહત્ત્વ વધે પણ તેઓ વંદનાકોટિમાં આવે તે જ સાથે પ્રવચન યા શાસન જે લિપિમાં લખાયેલ હોય તે લિપિ પણ આદરણીય બને અને તે કારણે જ પ્રવચન કે શાસનના રક્ષક તરીકે તેમનું મહત્ત્વ ગણાય. રક્ષણીય કરતાં રક્ષકનું મહત્ત્વ હંમેશાં વિશેષ ગણાતું આવ્યું છે તે ક્રમે પ્રવચન કે શાસન કે લિપિને સ્થાને તેના ધારકો-રક્ષકો આચાર્ય અને ઉપાધ્યાય જ વંદનીય રૂપે મહત્ત્વ પામ્યા અને તેમને પંચનમસ્કારમાં સ્થાન મળ્યું અને પ્રવચન વગેરે ગૌણ બન્યાં છેવટે સંયતોમાંથી માત્ર સામાન્ય સાધુ જ બાકી રહેતા હતા, તેમને પણ ખરી રીતે તો શ્રાવકોની દૃષ્ટિએ, પણ છેવટે સર્વની દૃષ્ટિએ વંદનામાં સ્થાન મળ્યું—આવો કંઈક ક્રમ પંચનમસ્કારની ઘટનામાં હશે એમ માની શકાય.

નમસ્કારસૂત્ર-પંચપરમેષ્ઠિનમસ્કારમંત્ર-ના કર્તા કોણ, એની ચર્ચાનું ઉત્થાન આવશ્યકસૂત્રની નિર્યુક્તિમાં સર્વપ્રથમ જોવા મળે છે. પ્રથમ અધ્યયન સામાયિક નામે છે. એટલે પ્રથમ પ્રશ્ન એ થયો કે એ સામાયિક અધ્યયન કોણે કહ્યું ? શા માટે કહ્યું ? એ પ્રસંગે આચાર્ય ભદ્રબાહુએ સ્પષ્ટ કર્યું છે કે—

तित्थकरो कि कारण भासति सामाइयं तु अज्झयणं ।
तित्थकरणामगोत्तं बद्धं मे वेदितव्वं ति ॥ ५२६ ॥

तं च कधं वेतिज्जति अगिलाए धम्मदेसणादीहि ।
वज्झति तं तु भगवतो ततियभवोसक्कइत्ताणं ॥ ५२७ ॥

---

૩૭ ખારવેલનો શિલાલેખ, જે ઈ સ પૂર્વેનો છે, તેમાં પ્રથમ અરિહંતને નમસ્કાર છે, પછી સિદ્ધને, એટલે તે પહેલાં આ પ્રથા શરૂ થઈ હશે. વળી, તેમાં આ બેને જ નમસ્કાર છે તે પણ ધ્યાન દેવા જેવી વાત છે. અશોકના શિલાલેખોના પ્રારંભમાં નમસ્કાર નથી એની નોંધ લેવી જરૂરી છે.

गोतममाती सामाइयं तु किं कारणं णिसामेन्ति ।
णाणस्स तं तु सुंदरमंगुलभावाण उवलद्धी ॥ ५२८ ॥

—विशेषावश्यक, २५९४–९६

સારાંશ કે તીર્થંકર ભગવાન મહાવીરે સામાયિક અધ્યયનનું એટલે કે તેના અર્થનું કથન કર્યું અને ગૌતમાદિ શિષ્યોએ તે સાંભળ્યું. આથી આચાર્ય ભદ્રબાહુને મતે સામાયિકના અર્થકર્તા તીર્થંકર છે અને સૂત્રકર્તા ગણધર છે, આમ ફલિત થાય છે.[૩૮] અને નમસ્કાર મંત્ર એ સામાયિકનો પ્રારંભ છે—અથવા તો એમ કહેવાય કે શિષ્ય પ્રથમ પંચનમસ્કારમંત્ર વડે વંદના કરે પછી[૩૯] તેને સામાયિક શ્રુતનો પાઠ આપવામાં આવે છે. તેથી તે આવશ્યકસૂત્રમા સામાયિક અધ્યયનના પ્રારંભમાં મૂકવામાં આવ્યો છે. હવે પ્રશ્ન એ છે કે મૂળે તે આવશ્યકનો અંશ છે કે અન્યત્રથી આનીત છે ?

આ પ્રશ્નનો ઉત્તર આચાર્ય જિનભદ્રે આપ્યો છે કે નંદીસૂત્રમાં પંચનમસ્કારને પૃથક્ શ્રુતસ્કંધ ગણવામાં આવ્યો નથી છતાં પણ તે સૂત્ર તો છે જ. વળી, તે પ્રથમ મંગલ પણ છે, તેથી તેને સર્વસૂત્રાન્તર્ગત ગણવો જોઈએ.[૪૦] આ જ કારણ છે કે સર્વપ્રથમ નમસ્કારની વ્યાખ્યા કર્યા પછી જ સામાયિક અધ્યયનના સૂત્રની વ્યાખ્યા કરવામાં આવે છે.[૪૧] આ જ ક્રમ તેમણે પણ વિશેષાવશ્યકમાં અપનાવ્યો છે.

આચાર્ય જિનભદ્રની આ ચર્ચા ઉપરથી એક વાત તો નક્કી જણાય છે કે નમસ્કારમંત્ર એ માત્ર આવશ્યકસૂત્રનો જ અંશ નથી, પણ સર્વ શ્રુતની આદિમાં નમસ્કારરૂપ મંગલ જ્યારથી શરૂ થયુ ત્યારથી તેને સર્વપ્રથમ આવશ્યકમાં સ્થાન મળ્યું હશે, કારણ, શ્રુતમા સર્વપ્રથમ સામાયિકનો જ પાઠ આપવાની પ્રથા છે અને તે આપતાં પહેલાં મંગળ-પંચનમસ્કાર જરૂરી હોવાથી તે તેના એક અંશરૂપે ગણાયો. પણ તે તેનો જ અંશ છે એમ નથી. પણ એ જ પ્રકારે જે કોઈ શ્રુતનો પાઠ આપવાનો પ્રસંગ આવે ત્યારે પ્રારંભમાં તે નમસ્કાર કરવો જરૂરી હોઈ તે સર્વશ્રુતાંતર્ગત ગણાયો. આ ઉપરથી એક વાત તો નક્કી થાય છે કે તે કોઈ એક શ્રુતનો અંશ નથી, વળી સ્વતંત્ર શ્રુત તરીકે પણ ગણાયો નથી, પરંતુ તેનું માહાત્મ્ય તો હતું જ, ક્રમે વધતુ જતું હતું, તેથી તેને શ્રુત કે સૂત્રમા સ્થાન તો આપવું જરૂરી હતું જ. તેથી તેને સર્વશ્રુતાંતર્ગત ગણવામાં આવ્યો આથી સૂચિત એ પણ થાય છે કે આ મંત્ર તે રૂપમાં ક્યારેક કોઈએ રચ્યો હશે અથવા ક્રમે ક્રમે તેનું આવું રૂપ ઘડાયું હશે. તેના કર્તૃત્વ વિષે કોઈ ચોક્કસ પરંપરાની નોંધ આચાર્ય ભદ્રબાહુએ નિર્યુક્તિમાં લીધી નથી; માત્ર તેની વ્યાખ્યા પ્રસંગે જે દ્વારોની ચર્ચા જરૂરી છે તેની નોંધ લીધી છે અને તેમાં પ્રથમ દ્વાર **ઉત્પત્તિ**—એટલે કે નમસ્કારની ઉત્પત્તિ-અનુત્પત્તિ—ની ચર્ચા વિવિધ નયોની અપેક્ષાએ કરી છે તેમાંથી તેના કર્તા કોણ, ક્યારે—એ કશુ જ ફલિત થતું નથી, પણ જેમ સમગ્ર શ્રુત વિષે શાશ્વત-અશાશ્વતની ચર્ચા નય દૃષ્ટિએ કરવામા આવે છે, તેમ આ નમસ્કારમંત્ર વિષે પણ

---

૩૮ સામાન્ય માન્યતા પ્રમાણે તો બધા જ તીર્થંકરો સામાયિકનો ઉપદેશ આપે છે—નિર્યુક્તિ, ગાથા ૨૩૮, વિશેષાવશ્યક, ગાથા ૧૬૭૬, પરંતુ વિદ્યમાન શ્રુતના ઉપદેશક મહાવીર છે, તેથી સામાયિકના કર્તા પણ તેઓ જ છે—વિશેષાવશ્યક, ગાથા ૧૫૪૪ વળી, જુઓ નિર્યુક્તિ, ગાથા ૮૯–૯૦, વિશેષાવશ્યક, ગાથા ૧૦૯૧–૯૨ ॥

૩૯ कतपचनमोक्कारस्स देन्ति सामाइय विधिणा । —વિશેષાવશ્યક, ગાથા ૫.

૪૦ વિશેષાવશ્યકભાષ્ય, સ્વોપજ્ઞ ટીકા, ગાથા ૧૦

૪૧ એજન, ગાથા ૧૧

નયદૃષ્ટિએ શાશ્વત-અશાશ્વતની ચર્ચા કરી છે[42] અને તે બાબતમાં આચાર્ય જિનભદ્રે વિસ્તૃત ભાષ્ય રચ્યુ છે એટલે કે આમાં તો દાર્શનિક દૃષ્ટિએ શબ્દનિત્યાનિત્યની ચર્ચા જ મુખ્ય ભાગ ભજવે છે. તેની ઉત્પત્તિમાં સમુત્થાન, વાચના, લબ્ધિ[43] એ ત્રણ નિમિત્તોમાંથી મુખ્ય કયુ તેની પણ વિસ્તૃત ચર્ચા ભાષ્યમાં જોવા મળે છે. તે ચર્ચા પણ નયદૃષ્ટિએ જ કરવામાં આવી છે.[44] એટલે મુખ્ય પ્રશ્ન તે મત્ર રચ્યો કોણે અને ક્યારે રચાયો તે અજ્ઞાત જ રહે છે. અથવા તો સામાન્ય રીતે કહેવાય કે અર્થોપદેશ ભગવાન મહાવીરે આપ્યો અને સૂત્રરૂપે ગણધરોએ રચ્યો, કારણ, આ જ બાબત સમગ્ર શ્રુતના કર્તૃત્વ અંગે સામાન્ય છે. તાત્પર્ય કે, આચાર્ય જિનભદ્રને મતે, અન્ય શ્રુતના કર્તાથી કોઈ જુદા કર્તા નમસ્કારમત્રના નથી, કારણ, તે સર્વશ્રુતાભ્યન્તર છે.

પરંતુ મહાનિશીથ (અધ્યયન ૫), જેનો ઉદ્ધાર આચાર્ય હરિભદ્રે કર્યાનું મનાય છે, તેમા આ મંત્રના ઉદ્ધારની (કર્તૃત્વની નહિ) ચર્ચા છે અને તેના ઉદ્ધારનો યશ[45] આર્ય વજ્રસ્વામીને આપવામા આવ્યો છે. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે આચાર્ય હરિભદ્ર પછી થનાર ધવલાટીકાકારને મતે તે નમસ્કારના કર્તા પુષ્પદંતાચાર્ય[46] ઠરે છે. આ પરંપરા ધવલાકાર પૂર્વેના કોઈ ગ્રંથમા અસ્તિત્વમાં હતી કે નહી તે જાણવાનુ સાધન નથી, પણ સામાન્યપણે એમ કહી શકાય કે ધવલાકાર સમક્ષ ષટ્ખડાગમની જે પ્રત હશે તેમા આદિમાં પચનમસ્કાર લખાયેલ હશે, તેથી તેને ગ્રંથકર્તા દ્વારા નિબદ્ધ મગલ માનીને આચાર્ય વીરસેને તેનુ કર્તૃત્વ પુષ્પદન્તાચાર્યનુ છે એમ માની લીધુ છે. સભવ છે કે તેમની સમક્ષ તે બાબતની કોઈ પરંપરા હોય. પણ તે વિષેનું કોઈ સૂચન અન્યત્ર મળતુ નથી. આ ઉપરથી એક વાત તો નક્કી થાય છે કે આ મત્ર મૂળે આગમ એટલે કે અગ આગમમાં હતો નહી, તેની રચના અંગરચના પછી ક્યારેક થઈ છે. તે કોણે રચ્યો તે મતભેદનો વિષય છે માહાત્મ્યને કારણે તેને સર્વશ્રુતાભ્યંતર ગણીને આચાર્ય જિનભદ્રે નિર્યુક્તિને અનુસરીને તીર્થંકર-ગણધરોને કર્તા ઠરાવ્યા છે; જ્યારે વીરસેન આચાર્ય તેના કર્તા તરીકે આચાર્ય પુષ્પદતને જણાવે છે. આચાર્ય અભયદેવ તો ભગવતીના પ્રારંભમા ઉપસ્થિત પચનમસ્કારમત્રને ભગવતી-સૂત્રનો પ્રારંભ માને છે, તેથી તે મત્રની ટીકા પણ કરે છે.

---

૪૨ આવશ્યકનિર્યુક્તિ, ગાથા ૬૪૪–૪૬, વિશેષાવશ્યક, ગાથા ૩૩૩૫–૩૭ અને તે ગાથાઓની ભાષ્યગાથાઓ વિશેષાવશ્યક, ગાથા ૩૩૩૮ થી જોવી

૪૩ આવશ્યકનિર્યુક્તિ, ગાથા ૬૪૬, વિશેષાવશ્યક, ગાથા ૩૩૩૭

૪૪ વિશેષાવશ્યક, ગાથા ૩૩૫૭થી

૪૫ ધ્યાન દેવુ જરૂરી છે કે આર્ય વજ્ર નમસ્કારમત્રના ઉદ્ધારક મનાયા છે તેનુ કર્તૃત્વ તો વૃદ્ધપરંપરા પ્રમાણે તીર્થંકર-ગણધરોનુ જ છે, જે નિર્યુક્તિ-ભાષ્યમા પણ છે

૪૬ ધવલાટીકા, પુસ્તક ૧, પૃષ્ઠ ૪૧ આ બાબતની વિશેષ ચર્ચા માટે જુઓ, ધવલાટીકાની પ્રસ્તાવના, પુસ્તક ૨, પૃષ્ઠ ૩૩–૪૧ અહી એક ભ્રમનિવારણ આવશ્યક છે ધવલાની આ પ્રસ્તાવનામા લખ્યુ છે કે ભગવતીસૂત્રના પ્રારંભમા પચમ પદ 'णमो लोए सव्वसाहूण' ને બદલે 'णमो बंभीए लिवीए' એવો પાઠ છે પરતુ વસ્તુત ઉક્ત પંચમ પદ તેમા છે જ, ઉપરાત બ્રાહ્મી લિપિને નમસ્કાર છે.

# પ્રથમ પદ : જીવ અને અજીવના પ્રકારો

## અજીવનિરૂપણ

પ્રજ્ઞાપનામાં પ્રથમ પદમાં જ જૈનદર્શનસંમત મૌલિક તત્ત્વોની વ્યવસ્થા ભેદ-પ્રભેદો બતાવીને કરવામાં આવી છે. અને ત્યાર પછીના પદોમાં તે જ તત્ત્વોનું વિશદ રૂપે નિરૂપણ આવે છે. નિરૂપણપદ્ધતિ સમગ્ર ગ્રંથમા ભેદ-પ્રભેદો બતાવીને જ કરવામાં આવી છે. તે અનુસારે પ્રજ્ઞાપના એટલે કે નિરૂપણને બે વિભાગમાં વહેંચી દેવામાં આવ્યુ છે : જીવ અને અજીવની પ્રજ્ઞાપના (સૂત્ર ૩). પ્રથમ અજીવપ્રજ્ઞાપના (સૂત્ર ૪–૧૩) એટલા માટે કરી છે કે તે વિષેનુ વક્તવ્ય થોડુ છે અને પછીના સમગ્ર ગ્રંથમાં, થોડા અપવાદ સિવાય, સર્વત્ર જીવો સબંધી જ સમગ્ર ભાવે વિવિધ રીતે વિચાર કરવામાં આવ્યો છે.

અજીવના નિરૂપણમાં રૂપી અને અરૂપી અજીવના ભેદો કરીને તેનું વિવરણ છે. રૂપીમાં પુદ્ગલ દ્રવ્યનો સમાવેશ છે અને અરૂપીમાં બાકીનાં ધર્માસ્તિકાયાદિ તત્ત્વોનો. એક વસ્તુ ધ્યાનમા લેવા જેવી છે કે પ્રસ્તુતમાં મૌલિક ભેદોના નિરૂપણ પ્રસગે દ્રવ્ય, તત્ત્વ કે પદાર્થ જેવા સામાન્ય નામોનો ઉપયોગ નથી કરવામા આવ્યો; તે આ ગ્રથની પ્રાચીનતા પુરવાર કરે છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ એ ત્રણને તે તે ઉપરાંત દેશ અને પ્રદેશના ભેદોમાં પણ વિભક્ત કરવામાં આવ્યા છે. તેમનું લક્ષણ શુ છે તે તો સમગ્ર ગ્રથમાં ક્યાય જણાવ્યુ નથી. તે ત્રણે સાથે જોડાયેલ અસ્તિકાયશબ્દનો અર્થ પણ મૂળ ગ્રથમાં જોવામાં આવતો નથી. પણ અદ્ધાસમય સાથે અસ્તિકાય શબ્દ જોડાયેલો નથી, તે ઉપરથી તે બન્નેનો ભેદ તે બાબતમા છે, એટલુ તો સ્પષ્ટ થાય છે. વળી, મૌલિક ભેદ જીવ સાથે પણ પ્રસ્તુતમા અસ્તિકાય શબ્દનો પ્રયોગ નથી, પણ એનો અર્થ એ નથી કે જીવના પ્રદેશો ગ્રથકારને અભિમત ન હતા. પાંચમા પદમાં જીવના પ્રદેશોને લઈને વિચાર છે જ (સૂત્ર ૪૪૦ આદિ).

વળી, પ્રસ્તુત પ્રથમ પદમાં જીવ અને અજીવના મૌલિક ભેદો જેને કહેવામાં આવ્યા છે તેમને જ પાંચમા વિશેષ પદમાં જીવપર્યાયો અને અજીવપર્યાયો એવા નામથી અને તેરમા પદમાં પરિણામ નામથી જણાવવામા આવ્યા છે.[1] પ્રથમ પદમા નારક આદિ જે જીવ ભેદો છે, તેમને પાચમામા અને તેરમામાં ક્રમે જીવપર્યાયોમાં અને જીવપરિણામોમા સમાવિષ્ટ કર્યા છે,[2] અને પ્રસ્તુત પ્રથમ પદમા જે રૂપી અને અરૂપી તથા તેના જે ભેદ-પ્રભેદો છે તેમને અજીવ પર્યાયોને નામે પાંચમા પદમાં ઓળખાવ્યા છે.[3]

---

૧. સૂત્ર ૪૩૮.     ૨. સૂત્ર ૪૩૯ થી.

૩ સૂત્ર ૫૦૦ થી બન્ને પદના વિષયમાં શો ભેદ છે તેની ચર્ચા આગળ કરવામા આવી છે

અજીવના ભેદ-પ્રભેદોનો નકશો નીચે પ્રમાણે છે :—




૫ + ૨ + ૫ + ૮ + ૫ = ૨૫

જે રૂપી પદાર્થ કૃષ્ણ વર્ણમાં પરિણત હોય તે બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ અને પાંચ સંસ્થાન—સર્વ મળી (૨ + ૫ + ૮ + ૫ = ૨૦) કાળક્રમે કરી ૨૦ પ્રકારે પરિણત થાય છે. તેથી કૃષ્ણ વર્ણના ૨૦ પરિણામો થાય. તે જ પ્રમાણે શેષ નીલાદિ વર્ણના પણ પરિણામો સંભવે. તેથી ૫ × ૨૦ = ૧૦૦ વર્ણપરિણામોના ભેદ થાય. તે જ પ્રમાણે ગંધ વગેરેના પરિણામો સમજી લેવાના. એટલે

| | | | |
|---|---|---|---|
| ૫ વર્ણ | × ૨૦ | શેષ ગંધાદિ | = ૧૦૦ |
| ૨ ગંધ | × ૨૩ | શેષ વર્ણાદિ | = ૪૬ |
| ૫ રસ | × ૨૦ | શેષ વર્ણાદિ | = ૧૦૦ |
| ૮ સ્પર્શ | × ૨૩ | વર્ણાદિ | = ૧૮૪ |
| ૫ સંસ્થાન | × ૨૦ | શેષ વર્ણાદિ | = ૧૦૦ |
| | | | ૫૩૦ |

પુદ્ગલના આ ૫૩૦ પ્રકારના પરિણામો મૂળ સૂત્રમાં (૯–૧૩) એકેકનું નામ દઈને ગણાવવામાં આવ્યા છે. ટીકાકાર આ ભેદોનું પારિભાષિક નામ 'વર્ણાદિનો પરસ્પર સંબંધ' એવું આપે છે (ટીકા, પત્ર ૧૩ अ). આમાં વર્ણાદિ કુલ ૨૫ છે; તેમાં સ્પર્શ આઠ છે, તેના સંવેધમૂલક ભેદો બીજા કરતા વધારે છે, તેનું કારણ એ છે કે કોઈ એક કર્કશ સ્પર્શનો પરિણામ પણ બીજા છ સ્પર્શના પરિણામો ધરાવી શકે છે; માત્ર પોતાનાથી વિરોધી પરિણામ ધરાવી શકતો નથી, જેમ કે કર્કશ પરિણામ હોય ત્યારે મૃદુ પરિણામને ધરાવી શકે નહિ. પરંતુ કૃષ્ણવર્ણ પરિણામ બીજા કોઈ વર્ણના પરિણામને ધરાવી શકતો નથી. એ જ ન્યાય બીજા ગંધ આદિ પરિણામને પણ લાગુ પડે છે.

પ્રસ્તુતમા ટીકાકાર સ્પષ્ટીકરણ કરે છે (પત્ર ૧૭ ब,) કે પરિણામો સ્કંધની અપેક્ષાએ પણ છે. અને સ્કંધમા તો અમુક અંશમાં કૃષ્ણ પરિણામ હોય તો બીજા અંશમાં અન્ય વર્ણના પરિણામો પણ સંભવે છે. અને તે દૃષ્ટિએ તો ભંગો અધિક થવા જોઈએ પરંતુ પ્રસ્તુતમા તે ગણવામાં નથી આવ્યા એટલે વ્યવહારદૃષ્ટિએ જેને કાળો સ્કંધ કહેવામાં આવે, જેમ કે શરીરમા આંખનો અમુક ભાગ, તેવા સ્કંધની અપેક્ષાએ આ ભગો સમજવાના છે. વળી, આ જે સખ્યા ભંગોની છે તે પણ પરિસ્થૂલન્યાયની અપેક્ષાએ જ સમજવાની છે, કારણ, એક કાળો વર્ણ પણ અનંત પ્રકારનો હોય છે. તેવા ભેદોને અહી ધ્યાનમાં લીધા નથી.

પુદ્ગલના આ પ્રકારના પરિણામોના કાળનો વિચાર મૂળમા નથી, પણ ટીકાકાર સ્પષ્ટ કરે છે (પત્ર ૧૮ अ) કે તે જઘન્યથી એક સમય સુધી ટકી શકે છે અને ઉત્કૃષ્ટે અસંખ્ય કાળ સુધી ટકી શકે છે પરિણામના કાળનો ખુલાસો એટલા માટે જરૂરી છે કે પરિણામ શબ્દ બૌદ્ધ પિટકમા પણ વપરાયો છે, પણ પરિણામના સમયની મર્યાદા જૈન અને બૌદ્ધોની જુદી છે બૌદ્ધોના પ્રાચીન અભિધર્મને[૪] મતે જ્ઞાનપરિણામ ત્રણ ક્ષણ ટકે છે, જ્યારે રૂપપરિણામ ૫૧ ક્ષણ ટકે છે; પછી તેનો અવશ્ય નાશ થાય છે. વળી, પરિણામના નાશ સાથે સ્વયં વસ્તુનો નાશ થાય છે કે નહી એ પણ પ્રશ્ન છે. બૌદ્ધ સિવાયના જૈન અને બીજા પરિણામવાદીઓ વસ્તુનો નાશ નથી માનતા, પણ માત્ર પરિણામનો નાશ માને છે; જ્યારે બૌદ્ધો વસ્તુ અને તેના પરિણામમા ભેદ નથી કરતા, તેથી પરિણામના નાશ સાથે તે વસ્તુ પણ સર્વથા નષ્ટ થાય છે અને નવી જ વસ્તુ તેને આધારે (तं प्रतीत्य) ઉત્પન્ન થાય છે તેમ માને છે. વળી, મહાયાનમા તો વસ્તુની ક્ષણિકતા જ એટલે કે તેની ઉત્પત્તિ અને વિનાશનો એક જ કાળ છે, તેમ પછીથી માનવામાં આવ્યુ, આથી તેમને મતે પરિણામ એ ક્ષણિક જ સિદ્ધ થાય. વળી, જૈન દર્શનની માન્યતાથી નૈયાયિક–વૈશેષિક દર્શનોની

૪ અભિધમ્મત્થસંગહો, ૪. ૮

વિશેષતા એ છે કે રૂપરસાદિને તેઓ વસ્તુના પરિણામ નહી પણ વસ્તુથી અત્યંત ભિન્ન ગુણો માને છે; જ્યારે જૈન મતે વસ્તુથી રૂપરસાદિનો કથંચિત્ અભેદ પણ છે. આથી પરિણામની પરિભાષામાં રૂપરસાદિનું પ્રસ્તુતમા જે નિરૂપણ છે તે જૈન દર્શનના તે સબંધી સ્થિર થયેલા વિચારને અનુરૂપ જ છે.

પ્રસ્તુત પ્રકરણમાં મૂળમાં वण्णपरिणया (वर्णपरिणताः), गंधपरिणया (गन्धपरिणताः) ઇત્યાદિ પ્રયોગ છે, તેનો અર્થ આચાર્ય મલયગિરિ પ્રમાણે— " वर्णतः परिणताः वर्णपरिणामभाज इत्यर्थः। ......परिणता इत्यतीतकालनिर्देशो वर्तमानानागतकालोपलक्षणम्..... ततो वर्णपरिणता इति वर्णरूपतया परिणता. परिणमन्ति परिणमिष्यन्तीति द्रष्टव्यम्। एवं गन्धरसपरिणता इत्याद्यपि भावनीयम्।" ટીકા, પત્ર ૧૦. સારાંશ કે પુદ્ગલો તે તે રસાદિરૂપે પરિણામને પામે છે. એટલે કે પુદ્ગલોના એ બધા પરિણામો છે.

પ્રસ્તુતમાં જે પરિણામો અભિપ્રેત છે, તે બધાનો જ ઉલ્લેખ પાંચમા પદમાં પર્યાય શબ્દથી થયેલ છે. વળી, તે પદનું નામ તો વિશેષપદ છે, છતાં ભેદો બતાવતી વખતે વિશેષ શબ્દને બદલે પર્યાય શબ્દનો પ્રયોગ છે. વળી, તેરમા પદમાં તે જ બધાને 'પરિણામ' નામે ઓળખાવ્યા છે. તો વિચારવાનુ એ છે કે પરિણામ, વિશેષ અને પર્યાય—એ શબ્દો ભિન્નાર્થક છે કે એકાર્થક ?

આચાર્ય મલયગિરિ પ્રમાણે તો પુદ્ગલ દ્રવ્યોની જે વિવિધ અવસ્થાઓ છે, તે પરિણામો છે એમ ઉક્ત વ્યાખ્યા ઉપરથી ફલિત થાય છે. પાચમા વિશેષપદનો કશો જ અર્થ પદોની ગણતરી સમયે (સૂત્ર ૨) આચાર્ય મલયગિરિ કરતા નથી. અને પાચમા પદના પ્રારંભમાં તે પર્યાયપદ હોય એમ જ વ્યાખ્યા શરૂ કરે છે. એટલે કે તેમને મતે વિશેષ અને પર્યાય એકાર્થક જ છે. અને સૂત્રકારને મતે પણ તેમ જ છે, કારણ, પ્રારંભમાં પ્રજ્ઞાપનાનાં ૩૬ પદો (સૂત્ર ૨) ગણાવ્યાં ત્યારે પદનુ નામ 'વિશેષ' આપ્યું. પણ પાચમા પદનો પ્રથમ પ્રશ્ન છે "कइविहा णं भंते पज्जवा पण्णता?" (સૂત્ર ૪૩૮)—આથી પણ સિદ્ધ થાય છે કે સૂત્રકાર પર્યાય અને વિશેષને એકાર્થક માને છે. આ જ વસ્તુને પર્યાય શબ્દની વ્યાખ્યા કરતાં આચાર્ય મલયગિરિ કહે છે—"तत्र पर्याया गुणा विशेषा धर्मा इत्यनर्थान्तरम्" ટીકા, પત્ર ૧૭૯. પ્રસ્તુતમાં પર્યાયનો સમાનાર્થક શબ્દ 'ગુણ' પણ આચાર્યે જણાવ્યો છે. તેનું કારણ એ છે કે પ્રથમ પદમાં રસ વગેરે, જેને બીજા દાર્શનિકો 'ગુણ' કહે છે, તે પણ ખરી રીતે તો પર્યાય જ છે, કારણ, પ્રથમ પદમાં તેનો સંબધ પરિણામ સાથે છે, એ તો સ્પષ્ટ છે. આથી સૂત્રકારને મતે પરિણામ, પર્યાય, ગુણ અને વિશેષ એ બધા શબ્દો સમાનાર્થક છે. બૌદ્ધો રૂપરસાદિને 'ધર્મ' શબ્દથી ઓળખાવે છે તેથી તેનો પણ સમાવેશ પર્યાયના સમાનાર્થક શબ્દોમા કર્યો છે.

પ્રસ્તુતમાં આચાર્ય મલયગિરિએ ગુણ અને પર્યાયને સમાનાર્થક શબ્દો જણાવ્યા છે, પરંતુ પર્યાય અને ગુણ જુદા છે કે એક છે એ વિષેનો વિવાદ છે. અને તેના મૂળમાં ઉત્તરાધ્યયન, અ૦ ૨૮, ગા૦ ૫માં દ્રવ્ય, ગુણ અને પર્યાયનો પૃથક્ ઉલ્લેખ અને તે પછી ત્રણેનાં લક્ષણો કર્યા છે તે, અને 'गुणपर्यायवद् द्रव्यम्' આચાર્ય ઉમાસ્વાતિનું સૂત્ર (૫.૩૧) હોય એમ જણાય છે. કારણ સ્વય ઉમાસ્વાતિએ ભાષ્યમા તેની જ વ્યાખ્યા કરી છે, તેમાં तदुभयं यत्र विद्यते तद् द्रव्यम् (૫.૩૭) એમ જણાવ્યુ છે. તેથી તેમને મતે ગુણ અને પર્યાય જુદા ઠરે છે. પરંતુ ટીકાકાર સિદ્ધસેને તો "वस्तुतः पर्याया गुणा इत्यैकात्म्यम्"—એવી વ્યાખ્યા કરીને આચાર્ય મલયગિરિનો માર્ગ સરલ કરી આપ્યો છે. ગુણ અને પર્યાયની સમગ્રભાવે ચર્ચા માટે સન્મતિતર્ક પ્રકરણ ભાગ ૫, પૃ૦ ૬૩૧, ટિપ્પણ નં. ૪ જોવું જરૂરી છે. વળી, ગુણ શબ્દના દ્રવ્યાદિ નિક્ષેપો વિષે આચારાંગ નિર્યુક્તિ, ગા૦ ૧૬૯થી જોવી જરૂરી છે.

પણ એક પ્રશ્ન થાય કે તો પછી પ્રથમ પદ અને પાંચમા પદનો વિષય એક કેમ નહિ? પ્રથમ પદની પાંચમા પદમા પુનરાવૃત્તિ શા માટે ન માનવી? આનો ઉત્તર એ છે કે પ્રથમ પદમાં દ્રવ્ય મુખ્ય છે; તે તે પર્યાયોરૂપે પરિણત દ્રવ્યોની ગણતરી પ્રથમ પદમાં છે; જ્યારે પાંચમા પદમાં તે તે દ્રવ્યના પર્યાયોની ગણતરી છે. આ પ્રકારે પાંચમા પદમાં પ્રથમ પદના વિષયનું પુનરાવર્તન નથી.

પ્રસ્તુત જીવ-અજીવપણ્ણવણા સાથે ઉત્તરાધ્યયનના જીવાજીવવિભક્તિ અને મૂલાચારના પંચાચાર અધિકારગત જીવ અને અજીવનું નિરૂપણ સરખાવવા જેવુ છે. મૂલાચારમા પ્રથમ જીવનું નિરૂપણ કરીને પછી જ અજીવનું નિરૂપણ છે, જ્યારે પ્રજ્ઞાપના અને ઉત્તરાધ્યયનમાં પ્રથમ અજીવ અને પછી જીવનું નિરૂપણ છે. મૂલાચારમા પણ પ્રજ્ઞાપના અને ઉત્તરાધ્યયનની જેમ જીવોના સંસારી અને સિદ્ધ એવા ભેદ કર્યા છે, પરંતુ સિદ્ધના પ્રભેદો કરવામાં આવ્યા નથી. પ્રજ્ઞાપનામા તીર્થંકરસિદ્ધ આદિ ૧૫ ભેદો સિદ્ધના છે, પરંતુ ઉત્તરાધ્યયનમા એટલા ભેદ નથી, જે નીચેની તુલના પરથી જણાશે :

| | પ્રજ્ઞાપનાસૂત્ર ૧૬–૧૭ | ઉત્તરા૦, અ૦ ૩૬, ગા૦ ૫૦થી |
|---|---|---|
| (अ) | ૧. તિત્થ | × |
| | ૨. અતિત્થ | × |
| | ૩. તિત્થગર | × |
| | ૪. અતિત્થગર | × |
| | ૫. સયંબુદ્ધ | × |
| | ૬. પત્તેયબુદ્ધ | × |
| | ૭. બુદ્ધબોહિય | × |
| | ૮. ઇત્થીલિંગ | ઇત્થી |
| | ૯. પુરિસલિંગ | પુરિસ |
| | ૧૦. નપુંસકલિંગ | નપુંસગ |
| | ૧૧. અલિંગ | સલિંગ |
| | ૧૨. અણ્ણલિંગ | અન્નલિંગ |
| | ૧૩. ગિહિલિંગ | ગિહિલિંગ |
| | ૧૪. એગ | ગા૦ ૫૨ માં લિંગભેદે એક સમયમાં સિદ્ધ થનારની સખ્યા ગણાવી છે. |
| | ૧૫. અણેગ | |
| (ब) | પ્રથમસમય આદિ | × |

આ ઉપરથી સ્પષ્ટ છે કે ઉત્તરાધ્યયનના અ૦ ૩૬ પછી જ પ્રજ્ઞાપના રચાયુ છે.

## જીવના ભેદ-પ્રભેદો

### સિદ્ધના ભેદો

પ્રસ્તુતમાં જે જીવના ભેદ-પ્રભેદોની ગણતરી છે તે પ્રમાણે જીવો સર્વ કાળમા અસ્તિત્વમાં હોય છે એમ સમજવાનું છે. અહીં જણાવેલ એક પણ ભેદથી શૂન્ય ક્યારેય પણ લોક હતો નહી, હશે નહિ અને છે પણ નહિ

જીવોના મુખ્ય બે ભેદ છે—સંસારી[5] અને સિદ્ધ[6] (સૂત્ર ૧૪). સિદ્ધ એટલે મોક્ષને પામનાર =મુક્ત. આમાંથી સિદ્ધના ભેદોની જે ગણતરી છે તેમાં ખરી રીતે એ ભેદો સિદ્ધના નથી પણ સમયની અપેક્ષાએ એટલે કે તે તે જીવ સિદ્ધ થયાને–મોક્ષ પામ્યાને–કેટલો સમય થયો તેની ગણતરીની દૃષ્ટિએ ભેદો કરવામાં આવ્યા છે. તેમા જે સિદ્ધોનો તે અવસ્થાને પ્રાપ્ત કર્યાને હજી પ્રથમ સમય જ છે તેઓ જે પરિસ્થિતિને અનુસરીને સિદ્ધ થયા હોય તેને ધ્યાનમાં રાખીને તેમના પદર ભેદ કરવામા આવ્યા છે (સૂત્ર ૧૬). એ પંદર ભેદો પરસ્પર અત્યંત વ્યાવૃત્ત છે એમ નથી સમજવાનુ, પણ પ્રથમ સમય વીત્યા પછી તો માત્ર કાળની ગણતરી જ મુખ્ય રહે છે. આથી પ્રથમ સમયના સિદ્ધોનુ પારિભાષિક નામ છે—अणतरसिद्ध = अनन्तरसिद्ध = પ્રથમસમયસિદ્ધ; અને જેને બે સમય કે તેથી વધારે સમય થયા હોય તે બધા परपरसिद्ध = परम्परसिद्ध કહેવાય છે. આ પરપર-સિદ્ધોના તો અનંત ભેદો થઈ શકે છે, કારણ, અનત સમયથી સિદ્ધો થતા આવ્યા છે (સૂત્ર ૧૭)

અનન્તરસિદ્ધોના જે પદર ભેદ (સૂત્ર ૧૬) ગણાવવામા આવ્યા છે, તેથી એક બાબત સ્પષ્ટપણે સિદ્ધ થાય છે કે જીવ કોઈ પણ ગુરુના ઉપદેશ વિના પણ મુક્ત થઈ શકે છે. તેને વેશનુ બંધન નથી, જાતિનુ બંધન નથી; ગમે તે વેશમાં હોય તોપણ તે મુક્તિ પામી શકે છે. સ્ત્રી હોય કે પુરુષ જાતિનો હોય તોપણ મુક્તિ પામી શકે છે. જૈનધર્મનુ આ તાત્ત્વિક સ્વરૂપ છે. ધર્મને કોઈ નામ આપવામાં આવ્યુ નથી કે અમુક ધર્મની શ્રદ્ધા હોય તો જ તેને મુક્તિ મળે, અન્યથા નહિ, એવુ કોઈ બાધક તત્ત્વ આમાં નથી જૈનધર્મની સ્થાપના થઈ, અર્થાત્ ભગવાન ઋષભદેવે તીર્થની સ્થાપના કરી, તે પહેલાં પણ જે સિદ્ધ થયા તે અતીર્થસિદ્ધ કહેવાય છે. જૈન-ધર્મમા પ્રચલિત જે વેશ છે તે વિના પણ સિદ્ધ થનાર અન્યલિગસિદ્ધ તરીકે માન્ય છે વળી, સાધુનો વેશ સ્વીકાર્યો ન હોય અને ગૃહસ્થના વેશમા રહ્યા હોય છતાં પણ સિદ્ધ થયા હોય તેમને गिहिलिंगसिद्ध = गृहिलिङ्गसिद्ध કહ્યા છે. આમ જૈનધર્મનું જે તાત્ત્વિક સ્વરૂપ છે તે આથી ફલિત થાય છે.

જૈનધર્મના મુખ્ય બે સમ્પ્રદાયો છે. તેમાં શ્વેતામ્બર સમ્પ્રદાય તો સ્ત્રીનો પણ મોક્ષ માને જ છે, પણ દિગંબર સમ્પ્રદાય, નગ્નતાના આગ્રહને કારણે, સ્ત્રીના મોક્ષનો નિષેધ કરવા લાગ્યો. આ નિષેધ પ્રારભમા હતો નહિ તેની સાક્ષી દિગંબર સમ્પ્રદાયના સિદ્ધાંતગ્રંથ પટ્ખંડાગમમાં છે. પરતુ શ્વેતાંબર સાથેના વાદવિવાદને પરિણામે, વસ્ત્રના સદંતર અસ્વીકારના પરિણામ સ્વરૂપે, આચાર્ય કુંદકુંદ અને બીજાઓ સ્ત્રીમોક્ષનો નિષેધ કરવા લાગ્યા. પરિણામે પટ્ખંડાગમની ધવલા ટીકામા તેનો પડઘો પડ્યો અને મૂળની વ્યાખ્યા જુદી જ રીતે થવા લાગી અને સામે પક્ષે સ્ત્રીમોક્ષનુ સમર્થન પણ થવા લાગ્યુ આચાર્ય મલયગિરિ પ્રસ્તુત સૂત્ર (સૂત્ર ૧૬)ની ટીકા (પત્ર ૨૦ व)મા સ્ત્રીમોક્ષનુ સમર્થન વિસ્તારથી કરે છે, કારણ, મૂળમા इत्थीलिंगसिद्धा એવો એક ભેદ પણ સિદ્ધોનો બતાવવામા આવ્યો છે.

પ્રસ્તુત પંદર ભેદમાં सयंबुद्धसिद्ध, पत्तेयबुद्धसिद्ध અને बुद्धबोहियसिद्ध એવા ત્રણ ભેદોનો ઉલ્લેખ છે તેનુ સ્પષ્ટીકરણ કરવુ જરૂરી છે. નદીચૂર્ણિને આધારે આચાર્ય મલયગિરિએ જે વિવરણ આપ્યુ છે તેનો સાર આ પ્રમાણે છે : सयंबुद्ध = સ્વયંબુદ્ધ તે છે, જેઓ કોઈ પણ બાહ્ય પ્રત્યય = કારણ વિના બોધિને પ્રાપ્ત કરે છે; આંતરિક કારણ જાતિસ્મરણ સભવે છે આ સ્વયબુદ્ધના બે

---

૫ ससारसमावण्णजीव = ससारसमापन्नजीव ।

૬ असंसारसमावण्णजीव = असंसारसमापन्नजीव ।

પ્રકાર છે : એક તે, જેઓ તીર્થંકર હોય છે; અને બીજા તે, જે તીર્થંકર નથી હોતા. પ્રસ્તુતમાં એટલે કે સિદ્ધના ભેદોમાં તીર્થંકર સિવાયના જે સ્વયંબુદ્ધ છે તે અભિપ્રેત છે, કારણ, તીર્થંકર-સિદ્ધનો ઉલ્લેખ આ પદર ભેદમાં થયેલો જ છે. સ્વયંબુદ્ધ બાહ્ય કારણ વિના પ્રતિબોધ પામે છે, પણ પ્રત્યેકબુદ્ધ બાહ્ય કારણથી પ્રતિબોધ પામે છે તેઓ એકલા વિચરતા હોઈ પ્રત્યેકબુદ્ધ કહેવાય છે; ગચ્છવાસીની જેમ તેઓ સમૂહમાં વિચરતા નથી સ્વયબુદ્ધ અને પ્રત્યેકબુદ્ધ વચ્ચે બોધિમાં કારણકૃત ઉક્ત મુખ્ય ભેદ છે. ઉપરાંત, ઉપધિ—ઉપકરણ, લિંગ–વેશ અને શ્રુતની અપેક્ષાએ પણ બન્નેમા ભેદ છે તે એ કે પાત્રાદિ બાર પ્રકારની ઉપધિ સ્વયંબુદ્ધને હોય છે, પણ પ્રત્યેકબુદ્ધને જઘન્યથી બે ઉપધિ–ઉપકરણ હોય છે અને ઉત્કૃષ્ટે નવ પ્રકારની ઉપધિ હોય છે. તેમાં પ્રાવરણનો–વસ્ત્રનો સમાવેશ થતો નથી. સ્વયંબુદ્ધને બોધિ પ્રાપ્ત થયાં પહેલા શ્રુતજ્ઞાન હોય અને ન પણ હોય તેમ બને. જો શ્રુત હોય અને બોધિ પ્રાપ્ત થાય તો તેઓ ગુરુ પાસે જઇ ને વેશનો સ્વીકાર કરે છે, અથવા દેવતા આવીને તેમને વેશ સમર્પિત કરે છે [૭] આવા સ્વયંબુદ્ધ પોતાની ઇચ્છા હોય તો ગચ્છમાં રહે છે, અન્યથા એકલા પણ વિચરે છે. અને જો બોધિ પ્રાપ્ત થયા પહેલાં આ પ્રકારના સ્વયંબુદ્ધને શ્રુતનો બોધ ન હોય તો તે અવશ્ય ગુરુ પાસે જાય છે અને વેશનો સ્વીકાર કરીને ગચ્છમાં અવશ્ય રહે છે, એકલા વિચરતા નથી. સ્વયંબુદ્ધને ઉપર પ્રમાણે શ્રુતના સભવ વિષે વિકલ્પ છે, પણ પ્રત્યેકબુદ્ધને તો બોધિ પ્રાપ્ત થયા પહેલાં શ્રુતનો બોધ હોય જ છે. અને તે જઘન્યથી અગિયાર અંગના જ્ઞાતા હોય અથવા ઉત્કૃષ્ટે ભિન્નદશપૂર્વી સંભવે. પ્રત્યેકબુદ્ધ માટે વેશ અનિવાર્ય નથી; તે ધારણ કરે પણ ખરા અને ન પણ કરે; ધારણ કરે તો દેવે દીધેલ વેષ હોય.

સ્વયંબુદ્ધ કે પ્રત્યેકબુદ્ધને બોધિમાં બીજાના ઉપદેશની જરૂર નથી; તે વિના જ એ બન્ને બોધિ પ્રાપ્ત કરે છે. પરંતુ બુદ્ધબોહિય=બુદ્ધબોધિત સિદ્ધ વિષે તેમ નથી. તેઓ કોઈ પણ બુદ્ધ એટલે કે આચાર્ય દ્વારા બોધિત થાય છે એટલે કે ઉપદેશને પામે છે. એટલે કે તેઓ સ્વયંસૂઝથી બોધિને પામેલા નથી, પણ બીજાના ઉપદેશથી બોધિને પામ્યા છે. તેથી બુદ્ધબોધિત સિદ્ધ કહેવાય છે [૮]

ખરી રીતે તીર્થસિદ્ધ અને અતીર્થસિદ્ધ–એ બે ભેદમા જ બાકીના ભેદો સમાઈ જાય છે, પરંતુ માત્ર એ બે ભેદો જ કરવામાં આવે તો સિદ્ધોની પૂર્વાવસ્થામાં જે વિવિધતા હોય છે–વિશેષતા હોય છે–તે વિષેનો કશો ખ્યાલ આવવા સભવ નથી, તેથી એ વિશેષતાનું ભાન કરાવવા વિસ્તારથી ભેદનિરૂપણ કરવામા આવ્યું છે.[૯]

પ્રસ્તુત જૈન મતના અનુસધાનમાં બૌદ્ધ મત જાણવો લાભપ્રદ છે. બૌદ્ધ મતે (સ્થવિરવાદમતે) બોધિના ત્રણ પ્રકાર છે : સાવકબોધિ, પચ્ચેકબોધિ અને સમ્માસબોધિ (શ્રાવકબોધિ, પ્રત્યેક-બોધિ અને સમ્યક્સંબોધિ). સમ્યક્સંબોધિ ધરાવનાર સમ્યક્સંબુદ્ધ કહેવાય છે. તેમના ઉપદેશથી જે અર્હત્પદને પામે (=જૈન મતે કેવળીપદને પામે) તેને સાવકબોધિ ધરાવનાર કહેવાય. સારાંશ કે ઉપાસકને બીજાના ઉપદેશથી જે બોધિ પ્રાપ્ત થાય છે, તે બોધિ સાવકબોધિ છે. આ સાવક-સંબુદ્ધ પણ બીજાને ઉપદેશ આપવાના અધિકારી છે (વિનયપિટક, મહાવગ્ગ, ૧.૨૧).

---

૭ અહી સ્પષ્ટ છે કે દેવતાની વાત પાછળથી દાખલ થઈ છે તાત્ત્વિક રીતે તો વેશપરિવર્તન પણ આવશ્યક નથી, પણ જ્યારે કોઈ પણ ધર્મપરપરા સુદઢ બને છે અને તેનો બાહ્યાચાર સુસ્થિર થઈ જાય છે ત્યારે વેશ એ પરંપરાનું અનિવાર્ય અંગ બની જાય છે, તેનુ આ પણ એક ઉદાહરણ છે.

૮ ઉક્ત ત્રણેય વિષે જુઓ પ્રજ્ઞાપનાટીકા, પત્ર ૧૯ વ થી

૯ પ્રજ્ઞાપનાટીકા, પત્ર ૨૩ અ.

જૈન મતની જેમ જ પચ્ચેકબોધિને પ્રાપ્ત કરનાર બીજાના ઉપદેશની અપેક્ષા રાખતા નથી, પણ તે સ્વયસબુદ્ધ છે. તેઓ ઉપદેશ આપતા નથી, બીજાને સંબુદ્ધ કરી શકતા નથી; માત્ર બીજા માટે તેમનું જીવન ઉદાહરણરૂપ બને છે.

સમ્માસમ્બોધિને પ્રાપ્ત કરનાર પણ, પોતાના પ્રયત્નથી જ—બીજાના ઉપદેશ વિના જ—તે પ્રાપ્ત કરે છે અને બીજાને બોધિ પ્રાપ્ત કરાવવા સમર્થ હોય છે. જૈન મત પ્રમાણે તીર્થંકરની જે યોગ્યતા છે તેવી જ યોગ્યતા સમ્માસમ્બોધિ ધરાવનાર સમ્માસબુદ્ધમાં હોય છે. સામાન્ય પરિભાષામા આપણે તેમને બુદ્ધ તરીકે જાણીએ છીએ.[૧૦]

## સંસારી જીવો

પ્રજ્ઞાપનાના પ્રથમ પદમા સિદ્ધ જીવોનું નિરૂપણ કર્યા પછી સંસારી જીવોના ભેદ-પ્રભેદો ગણાવ્યા છે. એ ગણતરીનો મુખ્ય આધાર ઇન્દ્રિયો છે. તેના પ્રભેદોમાં જીવોની સૂક્ષ્મતા અને સ્થૂલતા તથા પર્યાપ્તિ અને અપર્યાપ્તિને ભેદે જીવોના પ્રભેદો થાય છે. વળી, જન્મના પ્રકારને લઈને ભેદ પડે છે. એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના સમૂર્ચ્છિમ, તિર્યંચપચેંદ્રિય અને મનુષ્યમાં ગર્ભજ અને સમૂર્ચ્છિમ અને નારક તથા દેવનો ઉપપાત જન્મ છે. નારક અને સમૂર્ચ્છિમ નિયમત· નપુંસક જ હોય, ગર્ભજમા ત્રણે લિગ હોય, દેવોમાં પુરુષ અને સ્ત્રી હોય છે. આમ લિગભેદે પણ તે તે જીવોનો ભેદ છે. પચેંદ્રિય જીવોમા જે ભેદો પડે છે તેનો આધાર નરકાદિ ચાર ગતિ છે. ઉપરાંત, ગર્ભજ તથા સમ્મૂર્ચ્છિમ એ પણ ભેદનિયામક છે. મનુષ્યના ભેદનિયામકોમા દેશભેદ, સસ્કારભેદ, વ્યવસાયભેદ, જ્ઞાનાદિશક્તિભેદ જેવી બાબતો લેવામાં આવી છે. નારક અને દેવોનો ભેદ સ્થાન-ભેદથી છે.

આટલી સામાન્ય હકીકત જાણ્યા પછી જીવભેદ-પ્રભેદોની સૂચી, જે નીચે આપવામાં આવે છે, તે સમજવી સહેલી થઈ પડશે સૂચીમાં મૂળમા જ્યાં—જેમ કે વનસ્પતિની બાબતમાં—મોટી સખ્યામા ભેદો આપ્યા છે, ત્યાં માત્ર સખ્યાંક આપીને જ સંતોષ માન્યો છે. જિજ્ઞાસુએ તેવે સ્થળે મૂળ જોઈ લેવુ જોઈએ. જીવોના આ જ ભેદ-પ્રભેદો વિષે દ્વિતીય આદિ પદોમાં અનેક બાબતો—જેવી કે તેમનાં રહેવાનાં સ્થાન, તેમનું પરસ્પર સંખ્યાની દૃષ્ટિએ તારતમ્ય, આયુ, તેમના વિશેષ–પર્યાયો ઇત્યાદિ અનેક બાબતો—નો વિચાર થયો છે. તેથી તે દૃષ્ટિએ આ સૂચી જરૂરી છે

૧. જીવ (સૂત્ર ૧૪)

૧. ૧ અસસારસમાપન્ન (સિદ્ધ) (૧૫)

૧. ૧. ૧ અનન્તરસિદ્ધ (૧૬)

૧. ૧. ૧ .૧ તીર્થસિદ્ધ
.૨ અતીર્થસિદ્ધ
.૩ તીર્થંકરસિદ્ધ
.૪ અતીર્થંકરસિદ્ધ
.૫ સ્વયંબુદ્ધસિદ્ધ
.૬ પ્રત્યેકબુદ્ધસિદ્ધ
.૭ બુદ્ધબોધિતસિદ્ધ
.૮ સ્ત્રીલિગસિદ્ધ
.૯ પુરુષલિગસિદ્ધ
.૧૦ નપુસકલિગસિદ્ધ
.૧૧ સ્વલિગસિદ્ધ
.૧૨ અન્યલિગસિદ્ધ

---

૧૦ પ્રસ્તુત ચર્ચા માટે જુઓ ઉપાસકજનાલંકારની પ્રસ્તાવના, પૃ૦ ૧૬ અને તે જ પુસ્તકનુ લોકુત્તરસપત્તિ નિદ્દેસ (પૃ૦ ૩૪૦) નામનુ પ્રકરણ (P.T S).

.૧૩ ગૃહિલિંગસિદ્ધ
.૧૪ એકસિદ્ધ
.૧૫ અનેકસિદ્ધ

૧. ૧. ૨. પરંપરસિદ્ધ (૧૭)
૧. ૧. ૨ .૧ અપ્રથમસમયસિદ્ધ
.૨ દ્વિસમયસિદ્ધ
.૩ ત્રિસમયસિદ્ધ
.૪ ચતુઃસમયસિદ્ધ
.૫... . અ. અનંતસમયસિદ્ધ

૧. ૨ સંસારસમાપન્ન (સંસારી) (૧૮) [अ. પર્યાપ્ત, ब. અપર્યાપ્ત]
૧. ૨. ૧. એકેન્દ્રિય (૧૯) [अ. પર્યાપ્ત, ब. અપર્યાપ્ત]
૧. ૨. ૧. ૧ પૃથ્વીકાયિક (૨૦) [(अ.) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત]
૧. ૨. ૧. ૧. ૧. સૂક્ષ્મ–अ. પર્યાપ્ત, ब. અપર્યાપ્ત (૨૧)
૧. ૨. ૧. ૧. ૨. બાદર –(૨૫) [अ. પર્યાપ્ત, ब. અપર્યાપ્ત]
૧. ૨. ૧. ૧. ૨. ૧. શ્લક્ષ્ણબાદરપૃથ્વી (૨૩)

૧. ૨. ૧. ૨. ૨. ૧ .૧ કૃષ્ણમૃત્તિકા[૧૧]
.૨ નીલમૃત્તિકા
.૩ લોહિતમૃત્તિકા
.૪ હારિદ્રમૃત્તિકા
.૫ શુક્લમૃત્તિકા
.૬ પાંડુમૃત્તિકા
.૭ પનકમૃત્તિકા

૧. ૨. ૧. ૧. ૨. ૨ ખરબાદર પૃથ્વી (૨૪)
૧. ૨. ૧. ૧. ૨. ૨ .૧ પૃથ્વી[૧૨]
.૨ શર્કરા
.૩ વાલુકા
.૪ ઉપલ
.૫ શિલા
.૬ લવણ
.૭ ઊષ
.૮ અયસ્
.૯ તામ્ર
.૧૦ ત્રપુસ
.૧૧ સીસક
.૧૨ રૂપ્ય
.૧૩ સુવર્ણ
.૧૪ વજ્ર
.૧૫ હરિતાલ
.૧૬ હિંગુલક
.૧૭ મનઃશિલા
.૧૮ સાસગ
.૧૯ અંજન
.૨૦ પ્રવાલ
.૨૧ અભ્રપટલ
.૨૨ અભ્રવાલુકા
.૨૩ ગોમેજ્જકમણિ
.૨૪ રુચકમણિ

---

૧૧ ઉત્તરા૦, અ૦ ૩૬, ગા૦ ૭૩મા આ સાતેયનો ઉલ્લેખ છે, સૂત્રકૃતાંગ અને દશવૈકાલિકમા નથી મૂલાચારમા પણ નથી પરંતુ આચારાંગનિર્યુક્તિ (ગા૦ ૭૨)મા પાંચ ભેદો છે.

૧૨. ઉત્તરા૦, અ૦ ૩૬, ગા૦ ૭૩–૭૮મા 'ભેદો છત્રીશ છે' એમ કહ્યા છતા ગાથાઓમા પ્રસ્તુત જેમ ૪૦ ભેદો છે મૂલાચાર–પંચાચારાધિકારમા ગા૦ ૮–૧૨મા ૩૬ ભેદો ગણાવ્યા છે. આચારાંગનિર્યુક્તિમા પણ (ગા૦ ૭૩–૭૬) છત્રીસ ભેદો ગણાવ્યા છે.

.૨૫ અંકમણિ
.૨૬ સ્ફટિકમણિ
.૨૭ લોહિતાક્ષમણિ
૨૮ મરકતમણિ
.૨૯ મસારગલ્લમણિ
.૩૦ ભુજમોચકમણિ
.૩૧ ઇન્દ્રનીલમણિ
.૩૨ ચન્દનમણિ
.૩૩ ગૈરિકમણિ
.૩૪ હંસગર્ભમણિ
.૩૫ પુલકમણિ
.૩૬ સૌગન્ધિકમણિ
.૩૭ ચંદ્રપ્રભમણિ
.૩૮ વૈડૂર્યમણિ
.૩૯ જલકાંતમણિ
.૪૦ સૂર્યકાંતમણિ
ઇત્યાદિ.

૧. ૨. ૧. ૨ અપ્કાયિક (૨૬) [अ પર્યાપ્ત, ब અપર્યાપ્ત]
૧. ૨. ૧. ૨. ૧ સૂક્ષ્મ–(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૨૭)
૧. ૨. ૧. ૨. ૨ બાદર–(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૨૮)

૧. ૨. ૧. ૨. ૨ .૧ ઓસ[૧૩]
.૨ હિમ
.૩ મહિકા
.૪ કરક
.૫ હરતનુ
.૬ શુદ્ધોદક
.૭ શીતોદક
.૮ ઉષ્ણોદક
.૯ ક્ષારોદક
.૧૦ ખટ્ટોદક
.૧૧ અમ્લોદક
.૧૨ લવણોદક
.૧૩ વારુણોદક
.૧૪ ક્ષીરોદક
.૧૫ ઘૃતોદક
.૧૬ ક્ષોદોદક
.૧૭ રસોદક
ઇત્યાદિ.

૧. ૨. ૧. ૩ તેજસ્કાયિક (૨૯) [(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત]
૧. ૨. ૧. ૩. ૧ સૂક્ષ્મ–(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૩૦)
૨. બાદર–(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૩૧)

૧. ૨ ૧. ૩. ૨ .૧ અંગાર[૧૪]
.૨ જ્વાલા
.૩ મુર્મુર
૪ અર્ચિ
.૫ અલાત
.૬ શુદ્ધાગ્નિ
.૭ ઉલ્કા
.૮ વિદ્યુત
.૯ અશનિ
.૧૦ નિર્ઘાત
.૧૧ સંઘર્ષસમુત્થિત
.૧૨ સૂર્યકાંતમણિનિ સૃત
ઇત્યાદિ

---

૧૩ ઉત્તરા૦, અ૦ ૩૬, ગા૦ ૮૬ મા પાચ અને આચારાગનિર્યુક્તિમા (ગા૦ ૧૦૮) પણ પાચ જ ભેદ છે સૂત્રકૃતાગ (૨ ૩ ૧૭)માં પ્રથમ છનો નિર્દેશ છે દશવૈ૦ (૪ ૮ )મા પ્રથમ છનો નિર્દેશ છે અને મૂલાચારમા કરક સિવાયના પ્રથમ છ અને ઘનોદકનો એમ કુલ ૬ નો ઉલ્લેખ છે, ગા૦ ૫ ૧૩

૧૪ આચારાગનિર્યુક્તિ, ગા૦ ૧૧૮મા પાચ, મૂલાચારમા પાચ (૫ ૧૪), ઉત્તરા૦( ૩૬ ૧૧૦, ૧૧૧)મા સાતનો ઉલ્લેખ છે

૧. ૨. ૧. ૪ વાયુકાયિક (૩૨) [(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત]

૧. ૨. ૧ ૪. ૧ સૂક્ષ્મ–(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૩૨)

.૨ બાદર–(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૩૪)

૧. ૨. ૧. ૪. ૨ .૧ પ્રાચીનવાત[૧૫]
.૨ પ્રતીચીનવાત
.૩ દક્ષિણવાત
.૪ ઉદીચીનવાત
.૫ ઊર્ધ્વવાત
.૬ અધોવાત
.૭ તિર્યગ્વાત
.૮ વિદિગ્વાત
.૯ વાતોદ્ભ્રમ
.૧૦ વાતોત્કલિકા
.૧૧ વાતમંડલી
.૧૨ ઉત્કલિકાવાત
.૧૩ મંડલિકાવાત
.૧૪ ગુંજાવાત
.૧૫ ઝંઝાવાત
.૧૬ સંવર્તકવાત
.૧૭ ઘનવાત
.૧૮ તનુવાત
.૧૯ શુદ્ધવાત
ઇત્યાદિ

૧. ૨. ૧. ૫ વનસ્પતિકાયિક (૩૫) [(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત]

૧. ૨. ૧. ૫. ૧ સૂક્ષ્મ–(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૩૬)

.૨ બાદર–(૩૭) (अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૫૪)

૧. ૨. ૧. ૫. ૨. ૧ પ્રત્યેકશરીર (૩૮)

૧. ૨. ૧. ૫. ૨. ૨ સાધારણશરીર (૫૪)

૧. ૨. ૧. ૫. ૨. ૧ પ્રત્યેકશરીર બાદરવનસ્પતિકાયિક (૩૮)

૧. ૨. ૧. ૫. ૨. ૧. ૧ વૃક્ષ[૧૬] (૩૯)–(अ) એકાસ્થિક (૪૦), (ब) બહુબીજક (૪૧)
.૨ ગુચ્છ (૪૨)–અનેક પ્રકાર
.૩ ગુલ્મ (૪૩) ,,
.૪ લતા (૪૪) ,,
.૫ વલ્લી (૪૫) ,,
.૬ પર્વગા (૪૬) ,,
.૭ તૃણ (૪૭) ,,
.૮ વલય (૪૮) ,,
.૯ હરિત (૪૯) ,,
.૧૦ ઔષધિ (૫૦) ,,
.૧૧ જલરુહ (૫૧) ,,
.૧૨ કુહણ (૫૨) ,,

---

૧૫ ઉત્તરા૦ (૩૬.૧૧૯, ૧૨૦)મા પાચ, આચારાગનિ૦ (ગા૦ ૧૬૫, ૧૬૬)મા પાચ અને મૂલાચારમા પણ પાચ છે (૫ ૧૫) ઉત્તરાધ્યયનમા તેજ અને વાયુને ત્રસ ગણ્યા છે તેની પણ નોધ લેવી ઘટે—૩૬ ૧૦૮ આચા૦ નિ૦, ગા૦ ૧૫૩મા તેજ-વાયુને લબ્ધિત્રસ કહ્યા છે

૧૬ ઉત્તરા૦, ૩૬ ૯૫–૯૬ ગાથામા ક્રમભેદે આ ૭ ભેદો બતાવ્યા છે વનસ્પતિના ભેદો માટે જુદે ક્રમે જુઓ– મૂલાચાર, ૫ ૧૬–૧૮, સૂત્રકૃતાગ, ૨ ૩ ૧, ૨ ૩ ૧૨, ૨ ૩ ૧૩ દશવૈ૦ ૪ ૧ પ્રસ્તુત પ્રજ્ઞાપનાની ગા૦ ૧૨ આચારાગનિર્યુક્તિમા પણ છે ગા૦ ૧૨૬. વળી, પ્રજ્ઞાપનાની ગા૦ ૪૫–૪૬ આચારાગનિર્યુક્તિમા ગા૦ ૧૩૧–૧૩૨ છે

૧. ૨. ૧. ૫. ૨. ૨ સાધારણશરીર બાદરવનસ્પતિકાયિક—અનેક પ્રકાર[૧૭] (૫૪)

૧. ૨ ૨. દ્વીન્દ્રિય–(૫૬) (अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૫૬)

૧. ૨. ૨ .૧ પાયુકૃમિ[૧૮]
.૨ કુક્ષિકૃમિ
.૩ ગંડૂયલક
.૪ ગોલોમ
.૫ ણેઉર
.૬ સોમંગલગ
.૭ વંસીમુહ
.૮ સૂઇમુહ
.૯ ગોજલોયા
.૧૦ જલોયા
.૧૧ જલોઉયા
.૧૨ સખ
.૧૩ સખણગ
.૧૪ ઘુલ્લ
.૧૫ ખુલ્લ
.૧૬ વરાડ
.૧૭ સોત્તિય
.૧૮ મોત્તિય
.૧૯ કલુય
.૨૦ વાસ
.૨૧ એકાવર્ત
.૨૨ ઉભયાવર્ત
.૨૩ નંદ્યાવર્ત
.૨૪ સવુક્ક
.૨૫ માઇવાહ
.૨૬ શુક્તિસંપુટ
૨૭ ચન્દનક ઇત્યાદિ

૧. ૨. ૩ ત્રીન્દ્રિય–(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૫૭)

૧. ૨. ૩ .૧ ઓવઇય
.૨ રોહિણીય
.૩ કુંથુ
૪ પિપીલિયા
.૫ ઉદ્દંસગ
.૬ ઉદ્દેહિય
.૭ ઉક્કલિય
.૮ ઉપ્પાય
.૯ ઉક્કડ
.૧૦ ઉપ્પડ
.૧૧ તણાહાર
.૧૨ કટ્ઠાહાર
.૧૩ માલુય
.૧૪ પત્તાહાર
.૧૫ તણવિટિય
.૧૬ પત્તવિટિય
.૧૭ પુપ્ફવિટિય
.૧૮ ફલવિટિય
.૧૯ બીયવિટિય
.૨૦ તેદુરણ-મજ્જિય
.૨૧ તઉસમિંજિય
.૨૨ કપ્પાસટ્ઠિ-સમિંજિઅ
.૨૩ હિલ્લિય
.૨૪ ઝિલ્લિય
.૨૫ ઝિંગિર
.૨૬ કિંગિરિડ
.૨૭ પાહુય
.૨૮ સુભગ
.૨૯ સોવચ્છિઅ
.૩૦ સુયવિટ
.૩૧ ઇંદિકાઇય
.૩૨ ઇંદગોવય
.૩૩ ઉરુલુચક
૩૪ કોત્થલવાહગ
.૩૫ જૂય
.૩૬ હાલાહલા
.૩૭ પિસુય
.૩૮ સતવાઇય
.૩૯ ગોમ્હી
.૪૦ હત્થિસોંડ[૧૯] ઇત્યાદિ

૧. ૨. ૪ ચતુરિન્દ્રિય–(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૫૮)

૧. ૨. ૪ .૧ અંધિય[૨૦]
.૨ ણેત્તિય
.૩ મચ્છિય
.૪ મગમિગકીડ
.૫ પયંગ
.૬ ઢિંકુણ
.૭ કુક્કુડ
.૮ કુક્કુહ

---

૧૭ ઉત્તરા૦ ૩૬ ૯૭–૧૦૦. પ્રજ્ઞાપના ગા૦ ૯૯ ષટ્ખડાગમમા ખ ૫, પુસ્તક ૧૪ મા મણિદ કહીને ઉદ્ધૃત છે પૃ૦ ૨૨૯, પ્રજ્ઞા૦ ગા૦ ૧૦૦ પણ ષટ્ખં૦ પૃ૦ ૨૨૮ મા ઉદ્ધૃત છે અને એ જ ગાથા આચા૦ નિ૦ ગા૦ ૧૩૭ છે પ્રજ્ઞા૦ ગા૦ ૧૦૧ ષટ્ખં૦ મા પૃ૦ ૨૨૬ મા ઉદ્ધૃત છે. અને તે જ આચા૦ નિ૦ મા ગા૦ ૧૩૬ છે.

૧૮. ઉત્તરા૦ ૩૬. ૧૨૯–૧૩૦ મા આથી ઓછા ભેદો છે.

૧૯ ઉત્તરા૦ ૩૬ ૧૩૮–૧૪૦ મા ઓછા ભેદો છે

૨૦ પ્રજ્ઞા૦, ગા૦ ૧૧૦ અને ઉત્તરા૦, ૩૬ ૧૪૭મા થોડું સામ્ય છે ભેદો માટે ઉત્તરા૦ ૩૬ ૧૪૭–૧૪૯, તેમા ઓછા ભેદો છે

.૯ નંદાવત્ત
.૧૦ સિગિરિડ
.૧૧ કિણ્હપત્ત
.૧૨ નીલપત્ત
.૧૩ લોહિયપત્ત
.૧૪ હાલિદ્દપત્ત
.૧૫ સુક્કિલપત્ત
.૧૬ ચિત્તપક્ખ
.૧૭ વિચિત્તપક્ખ
.૧૮ ઓભંજલિય
.૧૯ જલચારિય
.૨૦ ગભીર
.૨૧ ણીણિય
.૨૨ તંતવ
.૨૩ અચ્છિરોડ
.૨૪ અચ્છિવેહ
.૨૫ સારંગ
.૨૬ ણેઉલ
.૨૭ દોલ
.૨૮ ભમર
.૨૯ ભરિલી
.૩૦ જરુલ
.૩૧ તોટ્ટ
.૩૨ વિચ્છુત
.૩૩ પત્તવિચ્છુય
.૩૪ છાણવિચ્છુય
.૩૫ જલવિચ્છુય
.૩૬ પિયંગાલ
.૩૭ કણગ
.૩૮ ગોમયકીડ
ઇત્યાદિ

૧. ૨. ૫. પંચેન્દ્રિય–(૫૯) [(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત]

૧. ૨. ૫. ૧ નૈરયિક–(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૬૦)

૧. ૨. ૫. ૧ .૧ રત્નપ્રભાપૃથ્વીનૈરયિક
.૨ શર્કરાપ્રભાપૃથ્વીનૈરયિક
.૩ વાલુકાપ્રભાપૃથ્વીનૈરયિક
.૪ પંકપ્રભાપૃથ્વીનૈરયિક
.૫ ધમપ્રભાપૃથ્વીનૈરયિક
.૬ તમ.પ્રભાપૃથ્વીનૈરયિક
.૭ તમસ્તમ પ્રભાપૃથ્વીનૈરયિક

૧. ૨. ૫. ૨ તિર્યંચ–(૬૧) [(अ) પર્યાપ્ત સંમૂર્ચ્છિમ, (ब) અપર્યાપ્ત સમૂર્ચ્છિમ, (क) પર્યાપ્ત ગર્ભજ, (ड) અપર્યાપ્ત ગર્ભજ]

૧. ૨. ૫. ૨. ૧ જલચર પર્યાપ્ત ગર્ભજ[૨૧], (૬૨), (૬૮)

૧. ૨. ૫. ૨. ૧. .૧ મત્સ્ય (૬૩)
(૧) સણ્હ
(૨) ખવલ્લ
(૩) જુગ
(૪) વિજ્જિડિય
(૫) હલિ
(૬) મગ્ગરિ
(૭) રોહિય
(૮) હલીસાગર
(૯) ગાગર
(૧૦) વડ
(૧૧) વડગર
(૧૨) તિમી

૨૧ જલચરના મત્સ્યાદિ પાચ ભેદો ઉત્તરા૦ ૩૬ ૧૭૩ માં છે, પણ તેના ઉત્તર ભેદોનો નિર્દેશ તેમા નથી

(૧૩) તિમિંગિલ
(૧૪) ણુક્ક
(૧૫) તંદુલમચ્છ
(૧૬) કણિક્કામચ્છ
(૧૭) સાલિસચ્છિયા
(૧૮) લંભણુ
(૧૯) પડાગ
(૨૦) પડાગાતિપડાગ

ઇત્યાદિ

.૨ કચ્છભ (૬૪)

(૧) અટ્ટિકચ્છભ
(૨) મસકચ્છભ

.૩ ગાહ (૬૫)

(૧) દિલી
(૨) વેઢલ
(૩) મુદ્ધય
(૪) પુલગ
(૫) સીમાગાર

.૪ મગર (૬૬)

(૧) સોંડ
(૨) મટ્ઠ

.૫ સુસુમાર (૬૭)

—એકાકાર

૧. ૨ ૫. ૨ ૨ સ્થલચર–(૬૯) [ (अ) પર્યાપ્ત સંમૂર્ચ્છિમ, (ब) અપર્યાપ્ત સમૂર્ચ્છિમ, (क) પર્યાપ્ત ગર્ભજ, (ड) અપર્યાપ્ત ગર્ભજ (૭૫) ]

૧. ૨. ૫. ૨. ૨. ૧ ચતુષ્પદ (૭૦)

૧ ૨. ૫ ૨. ૨. ૧. .૧ એગખુર (૭૧)[૨૨]

(૧) અસ્સ
(૨) અસ્સતર
(૩) ઘોડગ
(૪) ગદ્દભ
(૫) ગોરક્ખર
(૬) કંદલગ
(૭) સિરિકંદલગ
(૮) આવત્ત

ઇત્યાદિ

૨ દુખુર (૭૨)

(૧) ઉટ્ટ
(૨) ગોણ
(૩) ગવય
(૪) રોજ્ઝ
(૫) પસય
(૬) મહિસ
(૭) મિય
(૮) સવર
(૯) વરાહ
(૧૦) અય
(૧૧) એલગ
(૧૨) રુરુ
(૧૩) સરભ
(૧૪) ચમર
(૧૫) કુરંગ
(૧૬) ગોકર્ણ

ઇત્યાદિ

---

૨૨ સૂયગડ, ૨ ૩ ૧૫મા એગખુરાદિ મળ ભેદો છે, પણ ઉત્તર ભેદો નથી.

.૩ ગંડીપદ (૭૩)

(૧) હત્થી
(૨) પૂયણુય
(૩) મકુણુહત્થી
(૪) ખગ્ગ
(૫) ગડ

ઇત્યાદિ.

.૪ સણપ્ફદ (૭૪)

(૧) સીહ
(૨) વગ્ઘ
(૩) દીવિય
(૪) અચ્છ
(૫) તરચ્છ
(૬) પરસ્સર
(૭) સિયાલ
(૮) બિડાલ
(૯) સુણગ
(૧૦) કોલસુણગ
(૧૧) કોકંતિય
(૧૨) સસગ
(૧૩) ચિત્તગ
(૧૪) ચિત્તલગ

ઇત્યાદિ.

**૧. ૨. ૫. ૨. ૨. ૧. ૨ પરિસર્પ (૭૬)**

**૧. ૨. ૫. ૨. ૨. ૧. ૨. ૧ ઉરપરિસર્પ (૭૭)**

(अ) અહિ[૨૩] (૭૮)

.૧ દવ્વીકર (૭૯)

(૧) આસીવિસ
(૨) દિટ્ઠિવિસ
(૩) ઉગ્ગવિસ
(૪) ભોગવિસ
(૫) તયાવિસ
(૬) લાલાવિસ
(૭) ઉસ્સાસવિસ
(૮) નિસ્સાસવિસ
(૯) કણ્હસપ્પ
(૧૦) સેદસપ્પ
(૧૧) કાઓદર
(૧૨) દજ્ઝપુપ્ફ
(૧૩) કોલાહ
(૧૪) મેલિમિદ

ઇત્યાદિ.

.૨ મઉલી

(૧) દિવ્વાગ
(૨) ગોણસ
(૩) કસાહીય
(૪) વઇઉલ
(૫) ચિત્તલિ
(૬) મડલિ
(૭) માલિ
(૮) અહિ
(૯) અહિસલાગ
(૧૦) પડાગ

ઇત્યાદિ.

(ब) અયગર (એકાકાર) (૮૧)

(क) આસાલિયા (૮૨)

(ड) મહોરગ (૮૩)

---

૨૩. સૂયગડ, ૨ ૩. ૧૫ મા ઉરપરિસપ્પના અહિ આદિ મૂળ ભેદો છે, ઉત્તર ભેદોનો નિર્દેશ નથી

(ब) આર્ય (૯૯)

(A) ઋદ્ધિપ્રાપ્ત (૧૦૦)

૧–અરિહત
૨–ચક્કવટ્ટી
૩–બલદેવ
૪–વાસુદેવ
૫–ચારણ
૬–વિજ્જાહર

(B) અનૃદ્ધિપ્રાપ્ત (૧૦૧)

૧–ક્ષેત્રાર્ય (મગધાદિ સાડા પચીસ દેશના, સૂત્ર–૧૦૨)
૨–જાતિઆર્ય (અંબટ્ઠ આદિ ઇબ્ભજાતિ છે, સૂત્ર–૧૦૩)
૩–કુલઆર્ય (ઉગ્રાદિ ૭ કુલ, સૂત્ર–૧૦૪)
૪–કર્મઆર્ય (દોસ્સિય આદિ અનેક, સૂત્ર–૧૦૫)
૫–શિલ્પઆર્ય (તુણ્ણાગ આદિ અનેક, સૂત્ર૦૧૦૬)
૬–ભાષાઆર્ય (સૂત્ર–૧૦૭)
૭–જ્ઞાનઆર્ય (સૂત્ર–૧૦૮)
૮–દર્શનઆર્ય[૨૮] (સૂત્ર–૧૦૯)
૯–ચારિત્રઆર્ય (સૂત્ર–૧૨૦)

૧. ૨ ૫. ૪ દેવ (૧૩૯) [(अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત]

૧. ૨. ૫. ૪. ૧ ભવનવાસી (अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૧૪૦)

(૧) અસુરકુમાર
(૨) નાગકુમાર
(૩) સુપર્ણકુમાર
(૪) વિદ્યુત્કુમાર
(૫) અગ્નિકુમાર
(૬) દ્વીપકુમાર
(૭) ઉદધિકુમાર
(૮) દિક્કુમાર
(૯) વાયુકુમાર
(૧૦) સ્તનિતકુમાર

૧. ૨. ૫. ૪. ૨ વ્યન્તર (अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૧૪૧)

(૧) કિન્નર
(૨) કિંપુરુષ
(૩) મહોરગ
(૪) ગન્ધર્વ
(૫) યક્ષ
(૬) રાક્ષસ
(૭) ભૂત
(૮) પિશાચ

૧. ૨. ૫. ૪. ૩ જ્યોતિષ્ક (अ) પર્યાપ્ત, (ब) અપર્યાપ્ત (૧૪૨)

(૧) ચન્દ્ર
(૨) સૂર્ય
(૩) ગ્રહ
(૪) નક્ષત્ર
(૫) તારા

---

૨૮ પ્રજ્ઞાપના, ગા૦ ૧૧૯–૧૨૨ ઉત્તરા૦ ૨૮, ૧૬–૧૯ છે પ્રજ્ઞા૦ ૧૨૩મી ગાથા પાઠાંતર સાથે ઉત્તરા૦ ૨૮ ૨૦ છે. પ્રજ્ઞા૦ ગા૦ ૧૨૪–૧૩૧ એ ઉત્તરા૦ ૨૮ ગા૦ ૨૧–૨૮ છે પ્રજ્ઞા૦ ગા૦ ૧૩૨ એ ઉત્તરા૦ ૨૮ ૩૧ છે ઉત્તરા૦માં વચ્ચે બે ગાથા વધારે છે.

૧. ૨. ૫. ૪. ૪. વૈમાનિક (અ) પર્યાપ્ત, (બ) અપર્યાપ્ત (૧૪૩)

(૧) કલ્પોપગ (૧૪૪)

| | |
|---|---|
| ૧–સૌધર્મ | ૭–શુક્ર |
| ૨–ઈશાન | ૮–સહસ્રાર |
| ૩–સનત્કુમાર | ૯–આનત |
| ૪–માહેન્દ્ર | ૧૦–પ્રાણત |
| ૫–બ્રહ્મલોક | ૧૧–આરણ |
| ૬–લાંતક | ૧૨–અચ્યુત |

(૨) કલ્પાતીત (૧૪૫)

A–ગ્રૈવેયક (નવ પ્રકાર)

B–અનુત્તરૌપપાતિક

| | |
|---|---|
| ૧–વિજય | ૪–અપરાજિત |
| ૨–વૈજયંત | ૫–સર્વાર્થસિદ્ધ |
| ૩–જયત | |

## બીજું ‘સ્થાન’ પદ : જીવોનું નિવાસસ્થાન

જીવો બે પ્રકારના છે : સંસારી અને સિદ્ધ તેમના અનેક પ્રકાર પ્રથમ પદમાં ગણાવ્યા. હવે બીજા પદમા તે તે પ્રકારના જીવોનું નિવાસસ્થાન ક્યા છે તે જાણવું જરૂરી છે. તેથી તેનો વિચાર ‘સ્થાન’ પદમા કરવામાં આવ્યો છે. સ્થાનના વિચારમાં કાયમી નિવાસસ્થાન અને પ્રાસગિક, એમ બે પ્રકાર સભવે છે. પ્રસ્તુતમાં કાયમી નિવાસસ્થાનને—એટલે કે જીવ જન્મ ધારણ કર્યા પછી તે મરણ પર્યંત ક્યાં રહે છે તેને—‘સ્વસ્થાન’ નામે ઓળખાવ્યુ છે. અને પ્રાસગિક નિવાસસ્થાનનો વિચાર ‘ઉપપાત’ અને ‘સમુદ્‌ઘાત’—એમ બે પ્રકારે કરવામાં આવ્યો છે. જૈન શાસ્ત્રની પરિભાષા પ્રમાણે પૂર્વભવમાં મૃત્યુ થાય એટલે કે પૂર્વભવનું આયુ સમાપ્ત થાય એટલે નવા ભવનાં નામ, ગોત્ર અને આયુનાં નિયામક કર્મોનો ઉદય થઈ જતો હોવાથી મૃત્યુ પછી જીવ નવે નામે ઓળખાય છે, જેમ કે પૂર્વભવમા દેવ હોય અને મરીને તે જીવ મનુષ્ય થવાનો હોય તો દેવાયુ સમાપ્ત થાય એટલે તે મનુષ્ય નામે ઓળખાય પણ જૈન મતે જીવ વ્યાપક નથી.[1] તેથી મૃત્યુ પછી તેણે નવા જીવનનો સ્વીકાર કરવા માટે યાત્રા કરીને સ્વજન્મ-સ્થાનમાં જવુ પડે છે. આવી યાત્રાના કાળમાં તેણે દેવલોક તો છોડી દીધો, મનુષ્યલોકમાં હજી આવ્યો નથી, તો તે યાત્રા દરમિયાન તેણે જે પ્રદેશની યાત્રા કરી તે પણ તેનું ‘સ્થાન’ તો કહેવાય. આ ‘સ્થાન’ ને ‘ઉપપાત’ સ્થાન કહ્યુ છે. સ્પષ્ટ છે કે આ પ્રાસગિક છે, છતા પણ તે અનિવાર્ય તો છે જ. તેથી જીવના સ્થાનનો વિચાર કરતી વખતે તેને પણ લક્ષમા લેવુ તો જોઈએ. અને તીજું ‘સમુદ્‌ઘાત’ સ્થાન છે. આપણો અનુભવ છે કે જ્યારે કોઈ ક્રોધ કરતો હોય છે ત્યારે તેનો ચહેરો લાલ–લાલ થઈ જાય છે, તે જ પ્રકારે જ્યારે કોઈ વેદના થતી હોય ત્યારે પણ

---

૧. આત્માના પરિણામ વિષે જુઓ ગણધરવાદ, પ્રસ્તાવના, પૃ૦ ૯૨.

શરીરમાં વિકૃતિ જણાય છે. જૈન માન્યતા પ્રમાણે આવે પ્રસંગે જીવના પ્રદેશોનો વિસ્તાર થાય છે. તેને પરિભાષામા 'સમુદ્ઘાત' કહેવામાં આવે છે. આવા સમુદ્ઘાત અનેક પ્રકારના છે. તેને વિષે વિશેષ નિરૂપણ પ્રજ્ઞાપનાના ૩૬ મા પદમાં છે જ. એટલે આ 'સમુદ્ઘાત'ની અપેક્ષાએ જીવના નિવાસસ્થાનનો વિચાર પણ જરૂરી બને છે. આમ પ્રસ્તુત પદમાં જીવોના જે નાના પ્રકારો છે તે વિષે સ્વસ્થાન, ઉપપાતસ્થાન અને સમુદ્ઘાતસ્થાન એમ ત્રણે પ્રકારનાં નિવાસસ્થાનનો વિચાર કરવામાં આવ્યો છે.

પ્રસ્તુત સ્થાનપદમાં હવે પછી જીવોના જે ભેદોનાં સ્થાનોનો વિચાર અને ક્રમ જણાવ્યો છે તે ઉપરથી જણાશે કે પ્રથમ પદમા જીવભેદોમાં નિર્દિષ્ટ 'એકેન્દ્રિય' જેવા કેટલાક સામાન્ય ભેદોનો વિચાર નથી કરવામા આવ્યો, જ્યારે 'પંચેન્દ્રિય' જેવા સામાન્ય ભેદોનો વિચાર કરવામાં આવ્યો છે. વળી, વિશેષભેદ-પ્રભેદોમાંથી પણ બધાનો વિચાર નથી. આમ જીવના ભેદો અને તેના પ્રભેદો વિષે પ્રથમ પદમા જે માહિતી છે, તે બધા વિષેનાં જુદાં જુદાં સ્થાનોનો વિચાર પ્રસ્તુત પદમાં નથી, પણ તેમાથી મુખ્ય મુખ્યનો છે. પ્રજ્ઞાપનામાં થયેલી આ વિચારણા સાથે અન્યત્ર થયેલી આ વિષયની વિચારણાની તુલના તેના સંક્ષેપ-વિસ્તારનો ઇતિહાસ જાણવામાં ઉપયોગી થશે અને ક્રમે કરી વિષયવિસ્તાર કેમ થતો ગયો તેનુ અધ્યયન કરવામાં જ નહિ પણ તે તે ગ્રંથોના સમય-નિર્ધારણમાં પણ આ હકીકતો ઉપકારી થવા સંભવ છે. તેથી તેને અહી આપવી જરૂરી જણાય છે.

પણ જીવના આ નિવાસસ્થાનનો વિચાર શા માટે જરૂરી છે એ પણ પ્રશ્ન છે. તેનું સ્પષ્ટીકરણ એ છે કે માત્ર જૈન દર્શનમાં જ આત્માને શરીરપ્રમાણ માન્યો છે; તે વ્યાપક નથી. તેથી સંસારમાં તેની નાના જન્મ વખતે ગતિ થાય છે અને નિયત સ્થાનમાં જ તે શરીર ધારણ કરી શકે છે. તેથી ક્યો જીવ ક્યા હોય તે વિચારવુ પ્રાપ્ત થતું હોઈ તેનુ વિવરણ જરૂરી બને છે અને તેથી જૈનધર્મની આત્માના પરિણામ વિષેની જે માન્યતા છે તેની પણ પુષ્ટિ આથી થાય છે. અન્ય દર્શનમાં આત્મા સર્વવ્યાપક મનાયો હોઈ તેમને નિવાસસ્થાનનો વિચાર માત્ર શરીરદૃષ્ટિએ જ કરવો પ્રાપ્ત છે, પણ જીવ તો સર્વત્ર સદૈવ લોકમા ઉપલબ્ધ છે તેથી જીવના સ્થાનનો વિચાર તેમને અનિવાર્ય નથી.

બૌદ્ધ દર્શનમાં જીવ નથી પણ ચિત્ત તો છે જ અને તે ચિત્તની દૃષ્ટિએ લોકમા તેનું સ્થાન નક્કી કરવામાં આવ્યુ છે. તે માટેની વ્યવસ્થા જિજ્ઞાસુએ અભિધર્મપિટકમા જોઈ લેવી.

જીવોના જે ભેદો-પ્રભેદો વિષે 'સ્થાન' વિચાર છે તે ત્રણે સ્થાનનો છે. પરંતુ સિદ્ધ વિષે માત્ર સ્વસ્થાનનો જ વિચાર છે. તેનું કારણ એ જણાય છે કે જે ઉપપાતદૃષ્ટિએ સ્થાન છે તે સિદ્ધોને 'ઉપપાત' ન હોવાથી હોઈ શકે નહિ. સિદ્ધોનો ઉપપાત એટલા માટે નથી કે બીજા જીવોને તે તે જન્મસ્થાન પ્રાપ્ત કરતાં પહેલાં તે તે નામ-ગોત્ર-આયુ-કર્મનો ઉદય હોય છે તેથી તે નામ ધારણ કરી નવો જન્મ લેવા તે ગતિ કરતા હોય છે. સિદ્ધોને તો કર્મનો અભાવ છે તેથી સિદ્ધરૂપે તેમનો જન્મ થતો નથી, પણ જીવ પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરે છે તે જ સિદ્ધિ છે. વળી, નવો જન્મ લેતી વખતે અન્ય જીવોની જે ગતિ છે તે આકાશપ્રદેશોનો સ્પર્શ કરીને થતી હોઇ તે તે પ્રદેશોમા તેનુ 'સ્થાન' થયુ એમ કહેવાય. પણ સિદ્ધના જીવોની સિદ્ધિમાં અથવા તો મુક્ત જીવોને રહેવાના સ્થાનમાં જે ગતિ થાય છે તે આકાશપ્રદેશોને સ્પર્શીને નથી થતી—એવી જૈન માન્યતા છે, તેથી તે ગતિ અસ્પૃશદ્ગતિ કહેવાય છે [૨] આમ મુક્ત જીવનુ ગમન છતા આકાશ-

---

૨ ભગવતી, શ૦ ૧૪, ઉ૦ ૪, ભગવતીસાર, પૃ૦ ૩૧૩, ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ અસ્પૃશદ્ગતિવાદ નામે પ્રકરણ રચ્યુ છે

પ્રદેશોનો સ્પર્શ ન હોઈ તે તે પ્રદેશમા સિદ્ધોનુ 'સ્થાન' થયુ કહેવાય નહિ. આથી ઉપપાતસ્થાન સિદ્ધોને છે નહિ. સમુદ્ઘાત પણ સિદ્ધજીવોને સંભવતો નથી. કારણ, તે સકર્મ જીવોને હોય છે; સિદ્ધ તો અકર્મ છે–કર્મ રહિત છે. તેથી સિદ્ધના સમુદ્ઘાતસ્થાનનો વિચાર પણ અસ્થાને છે. આમ માત્ર સ્વસ્થાન–સિદ્ધિસ્થાન જ સિદ્ધજીવોને સંભવતું હોઈ તેનો જ વિચાર સિદ્ધના જીવો વિષે છે.

સામાન્ય રીતે એમ કહી શકાય કે એકેન્દ્રિય જીવો સમગ્ર લોકમાં પ્રાપ્ત થાય છે.[3] પણ જ્યારે આમ કહીએ છીએ ત્યારે એ બાબત ધ્યાનમાં રાખવી જોઈએ કે આ એક વ્યક્તિની વાત નથી પણ સમગ્રભાવે–સામાન્ય રૂપે એકેન્દ્રિય જાતિની છે. વળી, સમગ્ર લોકમા પ્રાપ્ત થાય છે એમ કહીએ છીએ ત્યારે પણ તે જીવનાં ત્રણે સ્થાનોની જુદી જુદી દૃષ્ટિ રાખી નથી, પણ ત્રણે સ્થાનો સમગ્રભાવે સમજવાનાં છે. દ્વીન્દ્રિય જીવો સમગ્ર લોકમાં નહિ પણ તેના અસંખ્યાતમા ભાગમાં છે. એ જ બાબત ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયને પણ લાગુ પડે છે પચેંદ્રિય[4] વિષે તેમનું સ્થાન લોકના અસખ્યાતમા ભાગમાં કહ્યુ છે. અને સિદ્ધો લોકાગ્રે છે.[5] તે પણ લોકનો અસખ્યાત ભાગ જ સમજવો જોઈએ.

| જીવભેદો | | | ક્યાં હોય |
|---|---|---|---|
| (૧) બાદરપૃથ્વીકાયિક પર્યાપ્ત | (૧૪૮) | | ત્રણે લોકમાં સ્વસ્થાન[6] પ્રાપ્ત થાય છે[7] |
| ,, | અપર્યાપ્ત[8] | (૧૪૯) | ,, |
| (૨) સૂક્ષ્મપૃથ્વીકાયિક | પર્યાપ્ત-અપર્યાપ્ત | (૧૫૦) | ,, |
| (૩) બાદરઅપ્કાયિક | ,, ,, | (૧૫૧–૨) | ,, |
| (૪) સૂક્ષ્મઅપ્કાયિક | ,, ,, | (૧૫૩) | ,, |

---

૩ સૂત્ર ૧૫૦, ૧૫૩, ૧૫૬, ૧૫૯, ૧૬૨ મા "सव्वलोयपरियावण्णगा" કહ્યા છે

૪ પચેન્દ્રિય વિષે જે નિર્દેશ છે (સૂત્ર ૧૬૧) તે સામાન્ય પચેદ્રિય વિષે છે એમ ટીકાકાર જણાવે છે અને તે યોગ્ય છે કારણ, તે પછી નારક, તિર્યંચપચેદ્રિય, મનુષ્ય અને દેવો વિષે પૃથક્ નિર્દેશ છે પરતુ આ સૂત્રમા એક અસંગતિ જણાય છે તે એ કે મનુષ્યસૂત્ર ૧૭૬મા—'समुग्घाएण सव्वलोए' એમ કહ્યુ છે. તેથી તેને અનુસરીને પ્રસ્તુત સૂત્ર ૧૬૬મા પણ તેમ જ હોવુ જોઈએ, પણ તેમ નથી અને 'समुग्घाएण लोयस्स असखेज्जइभागे' એમ છે આ અસંગતિ દૂર કરવા માટે ટીકાકારે મનુષ્યસૂત્ર (૧૭૬)મા समुग्घाएण सव्वलोए આ સૂત્રપાઠની ટીકામા केवलिसमुद्घातमधिकृत्य એમ ખુલાસો કર્યો છે આથી એમ લાગે છે કે પચેન્દ્રિયસૂત્ર (૧૬૬)મા असखेज्जइभागे એમ જે જણાવ્યુ છે તે છાદ્મસ્થિક સમુદ્ઘાતને લક્ષીને જ છે. કેવલિસમુદ્ઘાતનો વિષય અલ્પ હોવાથી ૧૬૬મા સૂત્રમા તેની વિવક્ષા કરી નથી. પટ્ખડાગમમા (પુ૦ ૭, મૂ૦ ૧૧–૧૨, પૃ૦ ૩૧૦–૧૧) આ વિષયનાં બે સૂત્રો જુદા કર્યાં છે તે ઉપરથી પણ એમ સમજાય છે કે પ્રાચીન પરંપરામા છાદ્મસ્થિક સમુદ્ઘાતને લક્ષીને જ આ વસ્તુ કહેવામા આવતી હશે

૫ સિદ્ધશિલા અથવા ઈષત્પ્રાગ્ભારા પૃથ્વીનુ વર્ણન તથા સિદ્ધોનુ સ્વરૂપ, તેમનુ સુખ અને તેમની જઘન્યાદિ અવગાહના વિષે મૂળમા સુદર નિરૂપણ છે, તે સૂત્ર ૨૧૧મા જોઈ લેવું

૬ પ્રસ્તુતમા માત્ર સ્વસ્થાનની નોધ લીધી છે. કારણ, ખરી રીતે તે જ કાયમી હોઈ તેનુ સ્થાન વિચારણીય છે ઉપપાત અને સમુદ્ઘાતસ્થાન તો કાદાચિત્ક છે તેથી મૂળમા તેનો નિર્દેશ છતા પ્રસ્તુત સૂચીમા તેનો નિર્દેશ કર્યો નથી વળી, સમુદ્ઘાતપદ (૩૬) અને વ્યુત્ક્રાન્તિપદ (૬)ના કત્તોદ્વાર (સૂત્ર–૬૩૯–૬૬૫)મા તે બાબતોનુ વિશેષ વિવરણ છે જ

૭ પ્રસ્તુતમા સામાન્ય નિર્દેશ કર્યો છે એટલે કે ઊર્ધ્વ, અધ અને તિર્યગ્લોકમા ગમે ત્યા સમગ્રમા કે અંશમા તે પ્રાપ્ત થતા હોય તો તે ત્રણે લોકમા છે એમ સામાન્ય નિર્દેશ કર્યો છે વિગતે જાણવા માટે મૂળ જોવું

૮ મૂળમા નિર્દેશ છે કે જે સ્થાનો પર્યાપ્તના છે અપર્યાપ્તના પણ તે જ છે જુઓ સૂત્ર ૧૪૯ આદિ.

(૫) બાદરતેજઃકાયિક પર્યાપ્ત-અપર્યાપ્ત (૧૫૪-૫) ત્રણે લોકમા સ્વસ્થાન પ્રાપ્ત થાય છે.
(૬) સૂક્ષ્મતેજઃકાયિક ,, ,, (૧૫૬) ,,
(૭) બાદરવાયુકાયિક ,, ,, (૧૫૭-૮) ,,
(૮) સૂક્ષ્મવાયુકાયિક ,, ,, (૧૫૯) ,,
(૯) બાદરવનસ્પતિકાયિક ,, ,, (૧૬૦-૧) ,,
(૧૦) સૂક્ષ્મવનસ્પતિકાયિક ,, ,, (૧૬૨) ,,
(૧૧) દ્વીન્દ્રિય ,, ,, (૧૬૩) ,,
(૧૨) ત્રીન્દ્રિય ,, ,, (૧૬૪) ,,
(૧૩) ચતુરિન્દ્રિય ,, ,, (૧૬૫) ,,
(૧૪) પચેંદ્રિય ,, ,, (૧૬૬) ,,
(૧૫) નારક ,, ,, (૧૬૭) અધોલોકની સાત પૃથ્વી
(૧૬-૨૨) પ્રથમથી સાતમીના નારકો
પર્યાપ્ત-અપર્યાપ્ત (૧૬૮-૧૭૪) તે તે પૃથ્વીમાં
૨૩ પંચેંદ્રિયતિર્યંચ પર્યાપ્ત-અપર્યાપ્ત (૧૭૫) ત્રણે લોકમા
(૨૪) મનુષ્ય, પર્યાપ્ત-અપર્યાપ્ત (૧૭૬) અઢી દ્વીપમા, તિર્યગ્લોકમાં, મનુષ્યક્ષેત્રમાં
(૨૫) ભવનવાસી દેવ, પર્યાપ્ત-અપર્યાપ્ત (૧૭૭) રત્નપ્રભા પૃથ્વીના પ્રથમ કાંડમાં
(૨૬) અસુરકુમાર, ,, ,, (૧૭૮) ,,
(૨૭) દક્ષિણના અસુરકુમાર, ,, ,, (૧૭૯)[૯] ,,
(૨૮) ઉત્તરના અસુરકુમાર, ,, ,, (૧૮૦) ,,
(૨૯-૩૧) નાગકુમાર, દક્ષિણ-ઉત્તરના
નાગકુમાર, ,, ,, (૧૮૧-૮૩) ,,
(૩૨-૩૪) સુપર્ણકુમાર, દક્ષિણ-ઉત્તરના
સુપર્ણકુમાર, ,, ,, (૧૮૪-૮૬) ,,
(૩૫-૩૭) વિદ્યુત્કુમાર, દક્ષિણ-ઉત્તરના
વિદ્યુત્કુમાર, ,, ,, (૧૮૭) ,,
(૩૮-૪૦) અગ્નિકુમાર, દક્ષિણ-ઉત્તરના
અગ્નિકુમાર. ,, ,, (૧૮૭) ,,
(૪૧-૪૩) દીપકુમાર, દક્ષિણ-ઉત્તરના
દીપકુમાર, ,, ,, ,, ,,
(૪૪-૪૬) ઉદધિકુમાર, દક્ષિણ-ઉત્તરના
ઉદધિકુમાર, ,, ,, ,, ,,
(૪૭-૪૯) દિક્કુમાર, દક્ષિણ-ઉત્તરના
દિક્કુમાર, ,, ,, ,, ,,
(૫૦-૫૨) વાયુકુમાર. દક્ષિણ-ઉત્તરના
વાયુકુમાર, ,, ,, ,, ,,

---

૯ અસુરકુમાર આદિ દશ ભવનપતિના દક્ષિણ-ઉત્તરના ઇન્દ્રોનો પણ પૃથક્ નિર્દેશ છે, જેની અહીં જુદી નોંધ કરી નથી

| | | | | |
|---|---|---|---|---|
| (૫૩–૫૫) સ્તનિત કુમાર, દક્ષિણ-ઉત્તરના સ્તનિતકુમાર, | પર્યાપ્ત–અપર્યાપ્ત | | (૧૮૭) | રત્નપ્રભાપૃથ્વીના પ્રથમ કાંડમાં |
| (૫૬) વ્યન્તર, | ,, | ,, | (૧૮૮) | ,, |
| (૫૭) પિશાચ, | ,, | ,, | (૧૮૯) | ,, |
| (૫૮–૫૯) પિશાચ, દક્ષિણ અને ઉત્તરના[10] | ,, | ,, | (૧૯૦) | ,, |
| (૬૦–૬૨) ભૂત, દક્ષિણના અને ઉત્તરના, | ,, | ,, | (૧૯૨) | ,, |
| (૬૩–૬૫) યક્ષ, દક્ષિણના અને ઉત્તરના, | ,, | ,, | ,, | ,, |
| (૬૬–૬૭) રાક્ષસ, દક્ષિણના અને ઉત્તરના, | ,, | ,, | ,, | ,, |
| (૬૮–૭૦) કિન્નર, દક્ષિણના અને ઉત્તરના, | ,, | ,, | ,, | ,, |
| (૭૧–૭૩) કિંપુરુષ, દક્ષિણ-ઉત્તરના, | ,, | ,, | ,, | ,, |
| (૭૪–૭૬) ભુજગપતિ મહાકાય, દક્ષિણ-ઉત્તરના, | ,, | ,, | ,, | ,, |
| (૭૭–૭૮) ગંધર્વ[11] દક્ષિણ-ઉત્તરના, | ,, | ,, | ,, | ,, |
| (૭૯) જ્યોતિષ્કદેવ–[12] | ,, | ,, | (૧૯૫) | ઊર્ધ્વલોકમાં—[આ પછીના ઉત્તરોત્તર ઊંચે સમજવા] |
| (૮૦) વૈમાનિકદેવ– | ,, | ,, | (૧૯૬) | ,, |
| (૮૧) સૌધર્મદેવો | ,, | ,, | (૧૯૭) | ,, |
| (૮૨) ઈશાનદેવો | ,, | ,, | (૧૯૮) | ,, |
| (૮૩) સનત્કુમારદેવો | ,, | ,, | (૧૯૯) | ,, |
| (૮૪) માહેન્દ્રદેવો | ,, | ,, | (૨૦૦) | ,, |
| (૮૫) બ્રહ્મલોકદેવો | ,, | ,, | (૨૦૧) | ,, |
| (૮૬) લાંતકદેવો | ,, | ,, | (૨૦૨) | ,, |
| (૮૭) મહાશુક્રદેવો | ,, | ,, | (૨૦૩) | ,, |
| (૮૮) સહસ્રારદેવો | ,, | ,, | (૨૦૪) | ,, |
| (૮૯–૯૦) આનત-પ્રાણતદેવો | ,, | ,, | (૨૦૫) | ,, |
| (૯૧–૯૨) આરણ-અચ્યુતદેવો | ,, | ,, | (૨૦૬) | ,, |
| (૯૩) હેમટ્ઠિ ગ્રૈવેયકદેવો | ,, | ,, | (૨૦૭) | ,, |
| (૯૪) મધ્યમ ,, ,, | ,, | ,, | (૨૦૮) | ,, |
| (૯૫) ઉવરિમ ,, ,, | ,, | ,, | (૨૦૯) | ,, |
| (૯૬) અનુત્તરૌપપાતિકદેવો[13] | ,, | ,, | (૨૧૦) | ,, |
| (૯૭) સિદ્ધો | | | (૨૧૧) | સૌથી ઉપર |

૧૦ પિશાચ આદિ વ્યતરના ઇન્દ્રોનો પણ પૃથક્ નિર્દેશ છે, તેની નોધ અહી જુદી લીધી નથી

૧૧ વ્યંતરના પિશાચાદિ આઠ પ્રકાર ઉપરાત અણવણ્ણિય આદિ આઠ અવાન્તર પ્રકારનો પણ નિર્દેશ મૂળમ છે (સૂત્ર ૧૮૮, ૧૯૪), પણ તેની જુદી નોધ અહી લીધી નથી

૧૨ તેમના ચન્દ્ર અને સૂર્ય એ ઇન્દ્રો છે સૂત્ર ૧૯૫[૨]

૧૩ વિજયાદિ પાચને જુદા ગણાવ્યા નથી મૂળમા પાચેને અનુત્તરસામાન્યમા જ ગણાવી દીધા છે

પ્રશ્ન થાય કે અજીવના સ્થાન વિષે વિચાર કેમ નથી કર્યો? એમ જણાય છે કે જેમ જીવોના પ્રભેદોમાં અમુક નિશ્ચિત સ્થાન કલ્પી શકાય છે તેમ પુદ્ગલ વિષે નથી. પરમાણુ અને સ્કંધો સમગ્ર લોકાકાશમાં છે અને તેમનું સ્થાન કોઈ નિશ્ચિત નથી. ગમે ત્યારે ગમે ત્યા હોય એમ સભવે છે—જોકે પાંચમા પદમાં તેમની અવગાહનાનો અનેક રીતે વિચાર કરવામા આવ્યો છે. એક રીતે તે તેમના સ્થાનનો વિચાર કહી શકાય. પણ 'સ્થાન'માં જે પ્રસ્તુતમાં અભિપ્રેત છે તેવુ નિશ્ચિત કોઈ સ્થાન પુદ્ગલો વિષે કલ્પી શકાતુ નથી. તેથી તેમના સ્થાન વિષે પ્રસ્તુતમા ચર્ચા જરૂરી નથી. વળી, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશના સ્થાનની જુદી ચર્ચા જરૂરી નથી, કારણ, પ્રથમ બેને તો સમગ્રલોકવ્યાપી માનવામા આવ્યા છે અને આકાશ તો અનંત છે. એટલે પ્રસ્તુતમાં છે તેવી ચર્ચા તેમને વિષે જરૂરી નથી.

ષટ્ખંડાગમમાં જીવોના સ્થાન–ક્ષેત્રની ચર્ચા આવે છે, પણ તેમાં જીવોનું ક્રમે કરી પ્રજ્ઞાપનાની જેમ નહિ પણ ગતિ આદિના ભેદોમા નિરૂપણ છે. પુસ્તક ૭, પૃ૦ ૨૯૯થી ખેત્તાણુગમના પ્રકરણમા આ ચર્ચા છે, તેમા પણ સ્વસ્થાન, ઉપપાત અને સમુદ્ઘાતને લઈ ને સ્થાન–ક્ષેત્રનો વિચાર છે.

## ત્રીજું 'બહુવક્તવ્ય'પદ: જીવો અને અજીવોનું સંખ્યાગત તારતમ્ય

પ્રસ્તુત ત્રીજા પદમા તત્ત્વોનો સખ્યાની દૃષ્ટિએ વિચાર કરવામાં આવ્યો છે. ભગવાન મહાવીરના સમયમા અને ત્યાર પછી પણ તત્ત્વોનો સખ્યાવિચાર મહત્ત્વ ધરાવે છે. ઉપનિષદોમા સમગ્ર વિશ્વ એક જ તત્ત્વનો પરિણામ કે વિવર્ત છે એવો મત એક તરફ છે, તો બીજી તરફ જીવો અનેક પણ અજીવ એક જ એવો સાખ્યોનો મત છે. બૌદ્ધો ચિત્ત અનેક માને છે અને રૂપ પણ અનેક માને છે. આ વિષે જૈન મતનુ સ્પષ્ટીકરણ આવશ્યક હતુ તે આ પદમાં કરવામા આવ્યુ છે. અન્ય દર્શનોમા માત્ર સખ્યાનું નિરૂપણ છે, જ્યારે પ્રસ્તુતમા તે સંખ્યાનો વિચાર અનેક દૃષ્ટિએ કરવામા આવ્યો છે. મુખ્ય વિચારતતુ તારતમ્યનું નિરૂપણ એટલે કોણ કોનાથી ઓછા કે વધારે છે, તે છે પરંતુ પ્રસ્તુતમાં એ વિચારણા અનેક રીતે કરવામાં આવી છે.

પ્રથમ પૂર્વાદિમાંથી કઈ દિશામાં જીવો વધારે છે અને કઈ દિશામા ઓછા–એમ દિશાને આધારે વિચારણા છે. વળી, તેમાની કઈ દિશામા તે તે પ્રકારના જીવોમાં ઓછા-વધતા છે તેનો વિચાર છે, એટલુ જ નહિ પણ જીવોના તે તે પ્રકારના ભેદ-પ્રભેદોમાં પણ પરસ્પર કઈ દિશામાં ઓછા વધતા છે, તેનું પણ નિરૂપણ કરવામા આવ્યુ છે (૨૧૩–૨૨૪)

તે જ પ્રમાણે ગતિ (૨૨૫), ઇન્દ્રિય (૨૨૭), કાય (૨૩૨), યોગ (૨૫૨) ઇત્યાદિ અનેક રીતે જીવોના જે પ્રકારો છે તેમા સંખ્યાનો વિચાર કરીને છેવટે સમગ્ર જીવોના જે વિવિધ પ્રકારો છે તેમાં કયો પ્રકાર ક્રમમાં સૌથી ઓછીસખ્યાવાળો અને સખ્યાક્રમે ઉત્તરોત્તર કયા જીવો વધારે છે અને છેવટે સૌથી વધારે કોણ છે તે રીતનો સમગ્ર જીવોનો સખ્યાક્રમ નિર્દિષ્ટ છે (૩૩૪).

માત્ર જીવોનુ જ નહિ પણ ધર્માસ્તિકાય આદિ છ દ્રવ્યોનુ પણ પરસ્પર સખ્યાગત તારતમ્ય નિરૂપવામા આવ્યુ છે અને તે તારતમ્ય દ્રવ્યદૃષ્ટિએ (૨૭૦) અને પ્રદેશદૃષ્ટિએ વિચારાયુ છે (૨૭૧). પરસ્પર ઉપરાત તે તે ધર્માસ્તિકાય આદિ પ્રત્યેક દ્રવ્યમા પણ ઉક્ત બે દૃષ્ટિથી સખ્યાવિચાર છે (સૂત્ર ૨૭૨) અને છેવટે બન્ને દૃષ્ટિએ છયે દ્રવ્યોના તારતમ્યનુ નિરૂપણ છે (૨૭૩).

પ્રારંભમા દિશાને મુખ્ય રાખીને સખ્યાવિચાર છે તો આગળ જઈ ઊર્ધ્વ, અધઃ અને તિર્યગ્ લોક એમ ત્રણ લોકની દૃષ્ટિએ સમગ્ર જીવોના પ્રકારનો સખ્યાગત વિચાર છે (૨૭૬).

જીવોની જેમ પુદ્ગલોની સંખ્યાનુ તારતમ્ય પણ તે તે દિશામા, તે તે ઊર્ધ્વ લોકાદિ ક્ષેત્રમા તો નિરૂપિત થયુ જ છે, ઉપરાત દ્રવ્ય, પ્રદેશ અને બન્ને દૃષ્ટિએ પણ પરમાણુ અને સ્કંધોની સખ્યાનો વિચાર છે (૩૨૬–૩૩૦). અને તે પછી પુદ્ગલોની અવગાહના, કાલસ્થિતિ તથા તેમના પર્યાયોની દૃષ્ટિએ પણ સખ્યાવિચાર છે (૩૩૧–૩૩૩).

### દ્રવ્યોનું સંખ્યાગત તારતમ્ય

અહી છયે દ્રવ્યોનું જે સખ્યાગત તારતમ્ય છે તેની સૂચી ચડિયાતા ક્રમે આપવામાં આવે છે, જેથી કયુ દ્રવ્ય કોનાથી સંખ્યામા સરખુ અથવા વધારે છે તે જણાઈ આવશે. જીવોનો જે સખ્યાની દૃષ્ટિએ ચડિયાતો ક્રમ છે તેની સૂચી પૃથક્ આપવામા આવી છે. તેથી આ સૂચીમા અજીવ દ્રવ્યોનો તે ક્રમ વિશેષરૂપે સમજવાનો છે (સૂત્ર–૨૭૩).

૧ (૧) ધર્માસ્તિકાયદ્રવ્ય<br>(૨) અધર્માસ્તિકાયદ્રવ્ય<br>(૩) આકાશાસ્તિકાયદ્રવ્ય } ધર્માસ્તિકાયાદિ પ્રત્યેક, દ્રવ્યથી એક હોઈ ત્રણે સરખા છે. અને સંખ્યામાં સૌથી થોડા.

૨ (૧) ધર્માસ્તિકાયપ્રદેશો<br>(૨) અધર્માસ્તિકાયપ્રદેશો } પ્રત્યેકના પ્રદેશોની સખ્યા અસખ્યાત-અસખ્યાત છે અને સરખી જ છે. પૂર્વ કરતા અસખ્યાતગુણ અધિક.

૩ જીવાસ્તિકાય દ્રવ્યો.. જીવદ્રવ્યો અનંત સખ્યામાં છે તેથી પૂર્વ કરતા અનંતગુણ

૪ જીવાસ્તિકાયપ્રદેશો ..પ્રત્યેક જીવના અસંખ્યાત પ્રદેશ હોઈ પૂર્વ કરતાં અસંખ્યાતગુણ અધિક.

૫ પુદ્ગલાસ્તિકાય દ્રવ્યો . અનંત પુદ્ગલદ્રવ્યો છે અને તે પૂર્વ કરતાં અનંતગુણ અધિક છે.

૬ પુદ્ગલપ્રદેશો...બધા મળી પુદ્ગલપ્રદેશોની સખ્યા પુદ્ગલદ્રવ્યો કરતાં અસખ્યાતગુણ અધિક છે.

૭ અદ્ધાસમયદ્રવ્યો.. પૂર્વ કરતાં અનતગુણ છે. અદ્ધાપ્રદેશ હોતા નથી.

૮ આકાશાસ્તિકાયપ્રદેશો પૂર્વ કરતા અનતગુણા અધિક છે.

### જીવોનું સંખ્યાગત તારતમ્ય

નીચે જણાવેલ ક્રમે નાના પ્રકારના જીવો ઉત્તરોત્તર અધિક સંખ્યામાં છે. કેટલીકવાર પૂર્વથી ઉત્તર વિશેષાધિક એટલે કે માત્ર થોડા અધિક હોય છે, તો વળી કેટલીકવાર સખ્યાતગુણ અધિક હોય છે તો કેટલીકવાર અસંખ્યાતગુણ અને કેટલીકવાર અનંતગુણ હોય છે. પ્રસ્તુત સૂચી તૃતીયપદગત મહાદંડક (સૂત્ર ૩૩૪) ને આધારે છે.[૧] તૃતીયપદને અંતે છેલ્લા સૂત્રમા આ સૂચી છે. સ્વયં તૃતીય પદમા ગત્યાદિ અનેક પ્રકારે વર્ગીકરણ કરીને અલ્પબહુત્વનો વિચાર કર્યો છે એ વિચારનો તાળો મેળવવાનો આમા પ્રયત્ન છે અથવા તો સમગ્રભાવે જીવોનુ અલ્પબહુત્વ કેવુ નક્કી થાય છે તે આ સૂચીથી ફલિત કરવામા આવ્યુ છે તેથી આનુ વિશેષ મહત્ત્વ હોઈ તે અહી આપવી ઉચિત જણાય છે. વળી, સખ્યાની બાબતમા મૂળમા સામાન્ય સૂચન છે. પરંતુ ટીકાકારે તે તે સખ્યાઓ કેટલી છે તે સમજાવવા અને તેની સગતિ યુક્તિપૂર્વક બતાવવાનો પ્રયત્ન કર્યો છે

---

૧ પ્રસ્તુત ભાગની ટીકા માટે જુઓ प्रज्ञापनाटीका, पत्र १६३ अ थी.

આ સૂચી ઉપરથી જે કેટલીક બાબતો ફલિત થાય છે તે આ પ્રમાણે છે—તે કાળે પણ આચાર્યોએ જીવોની સંખ્યાનું તારતમ્ય બતાવવાનો આ પ્રકારે પ્રયત્ન કર્યો છે તે મુખ્ય બાબત છે વળી, પુરુષ કરતાં સ્ત્રીઓની સંખ્યા—પછી તે મનુષ્ય હોય દેવ હોય કે તિર્યંચ હોય—વધારે માનવામાં આવી છે. અધોલોકમા નારકોમાં પ્રથમથી સાતમી નરકમા ક્રમે ઘટે છે. એટલે કે સૌથી નીચેના નરકમા સૌથી ઓછા જીવો છે. આથી ઊલટો ક્રમ ઊર્ધ્વલોકના દેવોમાં છે; તેમાં સૌથી નીચેના દેવોમા સૌથી વધારે જીવો છે એટલે કે સૌધર્મમાં સૌથી વધારે અને અનુત્તરમાં સૌથી ઓછા છે. પણ મનુષ્યલોકની નીચે ભવનવાસી દેવો છે તેથી તેમની સખ્યા સૌધર્મ કરતાં વધારે છે અને તેથી ઊંચે છતા વ્યંતર દેવો સખ્યામા વધારે અને તેથી પણ વધારે જ્યોતિષ્કો છે, જેઓ વ્યંતર કરતા પણ ઊંચે છે.

સૌથી ઓછી સખ્યા મનુષ્યોની છે, તેથી તે ભવ દુર્લભ ગણાય તે સ્વાભાવિક છે. જેમ ઇન્દ્રિયો ઓછી તેમ જીવોની સખ્યા વધારે અથવા તો એમ કહી શકાય કે વિકસિત જીવો કરતાં અવિકસિત જીવોની સખ્યા વધારે. અનાદિ કાળથી આજ સુધીમા જેમણે પૂર્ણતા સાધી છે એવા સિદ્ધના જીવોની સખ્યા પણ એકેન્દ્રિય જીવો કરતા ઓછી જ છે. સસારીની સંખ્યા સિદ્ધોથી વધી જ જાય છે. તેથી લોક સંસારી જીવથી શન્ય થશે નહિ, કારણ, પ્રસ્તુતમાં જે સંખ્યાઓ આપી છે તેમા કદી પરિવર્તન થવાનું નથી; એ ધ્રુવસખ્યાઓ છે.

સાતમી નરકમાં અન્ય નરક કરતાં સૌથી ઓછા નારક જીવો છે, તો સૌથી ઊંચા દેવ. લોક અનુત્તરમાં પણ અન્ય દેવલોક કરતા સૌથી ઓછા જીવો છે. તે સૂચવે છે કે જેમ અત્યંત પુણ્યશાળી થવુ દુષ્કર છે, તેમ અત્યન્ત પાપી થવુ પણ દુષ્કર છે. પણ જીવનો જે ક્રમિક વિકાસ માનવામાં આવ્યો છે તે પ્રમાણે તો નિકૃષ્ટ કોટિના જીવો એકેન્દ્રિય છે. એકેન્દ્રિયમાંથી જ આગળ વધીને જીવો ક્રમે વિકાસ પામે છે.

એકેન્દ્રિય અને સિદ્ધોની સંખ્યા અનંત કોટિમા પહોચે છે. અભવ્ય પણ અનંત છે, અને સિદ્ધ કરતા સમગ્રભાવે સસારીની સખ્યા પણ અધિક છે. અને તે સગત છે. કારણ, અનાગત કાળમા સસારીમાથી જ સિદ્ધ થવાના છે; તે ઓછા હોય તો સસાર ખાલી થઈ જશે એમ માનવુ પડે.

એકેન્દ્રિયથી પચેન્દ્રિય સુધી ક્રમે જીવોની સખ્યા ઘટે છે—આ ક્રમ અપર્યાપ્તમાં (ન ૪૯-૫૩) જળવાયો છે, પણ પર્યાપ્તમાં વ્યુત્ક્રમ જણાય છે (ન ૪૪–૪૮). તેનુ રહસ્ય જાણવામાં નથી.

**સમગ્ર જીવોનું સંખ્યાગત તારતમ્ય**

૧. ગર્ભજ મનુષ્ય પુરુષ[૨] સર્વથી થોડા[૩]

૨. મનુષ્ય સ્ત્રી (સખ્યાતગુણ[૪] અધિક)

૩ બાદર તેજ કાય (અસંખ્યાતગુણઅધિક)

૪. અનુત્તરોપપાતિકદેવ (અસખ્યાત ,, )

---

૨ મનુષ્યમા સ્ત્રી-પુરુષનો ભેદ ધ્યાનમા લીધો છે, પણ નપુસક વિષે મૌન સેવ્યુ છે, જોકે સમ્મૂર્ચ્છિમ મનુષ્ય, જેઓ નપુસક છે, તેમને જુદા ગણ્યા છે જુઓ અક ૨૪

૩ સખ્યેય કોટી × કોટી–એવી સખ્યા ટીકાકારે સૂચવી છે અને પછીના માટે પણ સંખ્યા અને તેની સગતિ ટીકાકાર સૂચવે છે તે જિજ્ઞાસુએ ટીકામાં જોઈ લેવું

૪ ટીકાકારે પુરુષ કરતા સ્ત્રીની સખ્યા ૨૭ ગણી વધારે જણાવી છે

| | |
|---|---|
| ૫. ઉપલા (ત્રણ) ગ્રૈવેયકના દેવ | ( સખ્યાતગુણઅધિક ) |
| ૬. મધ્યમ (ત્રણ) ,, ,, | (સખ્યાત ,, ) |
| ૭. નીચલા (ત્રણ) ,, ,, | (સખ્યાત ,, ) |
| ૮. અચ્યુત કલ્પના દેવો | (સંખ્યાત ,, ) |
| ૯. આરણ કલ્પના દેવો | (સખ્યાત , ) |
| ૧૦. પ્રાણુત ,, ,, | (સખ્યાત ,, ) |
| ૧૧. આનત ,, ,, | (સંખ્યાત ,, ) |
| ૧૨ સાતમી નરકના નારકો | (અસખ્યાત ,, ) |
| ૧૩. છઠ્ઠી નરકના નારકો | (અસખ્યાત ,, ) |
| ૧૪. સહસ્રાર કલ્પના દેવો | (અસખ્યાત ,, ) |
| ૧૫. મહાશુક્રના દેવો | (અસખ્યાત ,, ) |
| ૧૬. પાચમી નરકના નારકો | (અસખ્યાત ,, ) |
| ૧૭. લાંતક કલ્પના દેવો | (અસખ્યાત ,, ) |
| ૧૮ ચોથી નરકના નારકો | (અસખ્યાત ,, ) |
| ૧૯. બ્રહ્મલોક કલ્પના દેવો | (અસંખ્યાત ,, ) |
| ૨૦ તૃતીય નરકના નારકો | (અસખ્યાત ,, ) |
| ૨૧ માહેન્દ્ર કલ્પના દેવો | (અસંખ્યાત ,, ) |
| ૨૨ સનત્કુમાર કલ્પના દેવો | (અસખ્યાત ,, ) |
| ૨૩. બીજી નરકના નારકો | (અસંખ્યાત ,, ) |
| ૨૪. સમૂર્ચ્છિમ મનુષ્યો | (અસખ્યાત ,, ) |
| ૨૫ ઇશાન કલ્પના દેવો | (અસખ્યાત ,, ) |
| ૨૬. ઇશાન કલ્પની દેવીઓ | (સખ્યાત ,, ) |
| ૨૭ સૌધર્મ કલ્પના દેવો | (સખ્યાત ,, ) |
| ૨૮. ,, કલ્પની દેવીઓ | (સખ્યાત , ) |
| ૨૯. ભવનવાસી દેવ | (અસખ્યાત ,, ) |
| ૩૦ ,, દેવીઓ | (સખ્યાત ,, ) |
| ૩૧ પ્રથમ નરકના નારકો | (અસંખ્યાત ,, ) |
| ૩૨ ખેચર પચેંદ્રિય તિર્યંચ પુરુષો | (અસખ્યાત ,, ) |
| ૩૩. ,, ,, ,, સ્ત્રીઓ | (સખ્યાત , ) |
| ૩૪. સ્થલચર ,, ,, પુરુષો | (સખ્યાત ,, ) |
| ૩૫. ,, ,, ,, સ્ત્રીઓ | (સખ્યાત ,, ) |
| ૩૬. જલચર ,, ,, પુરુષો | (સખ્યાત ,, ) |
| ૩૭. ,, ,, ,, સ્ત્રીઓ | (સખ્યાત ,, ) |
| ૩૮ વ્યન્તર દેવો | (સખ્યાતગુણઅધિક) |
| ૩૯ ,, દેવીઓ | (સખ્યાતગુણઅધિક) |
| ૪૦. જ્યોતિષ્ક દેવો | (સખ્યાત ,, ) |
| ૪૧. ,, દેવીઓ | (સખ્યાત ,, ) |
| ૪૨. ખેચર પચેંદ્રિયતિર્યંચ નપુંસક | (સખ્યાત ,, ) |

| | |
|---|---|
| ૪૩. સ્થલચર પચેંદ્રિય તિર્યંચ નપુંસક | (સખ્યાતગુણઅધિક) |
| ૪૪. જલચર ,, ,, ,, | (સખ્યાત ,, ) |
| ૪૫. ચતુરિન્દ્રિય પર્યાપ્ત | (સખ્યાત ,, ) |
| ૪૬. પચેંન્દ્રિય ,, | (વિશેપાધિક) |
| ૪૭ દ્વીન્દ્રિય ,, | ( ,, ) |
| ૪૮. ત્રીન્દ્રિય ,, | ( ,, ) |
| ૪૯ પંચેન્દ્રિય અપર્યાપ્ત | (અસખ્યાતગુણઅધિક) |
| ૫૦. ચતુરિન્દ્રિય ,, | (વિશેપાધિક) |
| ૫૧ ત્રીન્દ્રિય ,, | ( ,, ) |
| ૫૨. દ્વીન્દ્રિય ,, | ( ,, ) |
| ૫૩. પ્રત્યેકબાદરવનસ્પતિ પર્યાપ્ત | (અસંખ્યાતગુણઅધિક) |
| ૫૪. બાદર નિગોદ પર્યાપ્ત | ,, ,, |
| ૫૫ બાદર પૃથ્વી ,, | ,, ,, |
| ૫૬. બાદર અપ્કાય ,, | ,, ,, |
| ૫૭. બાદર વાયુકાય ,, | ,, ,, |
| ૫૮. બાદર તેજઃકાય અપર્યાપ્ત | ,, ,, |
| ૫૯. પ્રત્યેકબાદરવનસ્પતિ અપર્યાપ્ત | ,, ,, |
| ૬૦. બાદર નિગોદ અપર્યાપ્ત | ,, ,, |
| ૬૧. બાદર પૃથ્વી ,, | ,, ,, |
| ૬૨. બાદર અપ્કાય ,, | ,, ,, |
| ૬૩. બાદર વાયુકાય ,, | ,, ,, |
| ૬૪. સૂક્ષ્મ તેજ કાયિક ,, | ,, ,, |
| ૬૫. સૂક્ષ્મ પૃથ્વીકાયિક ,, | (વિશેષાધિક) |
| ૬૬ સૂક્ષ્મ અપ્કાયિક ,, | ,, |
| ૬૭ સૂક્ષ્મ વાયુકાયિક ,, | ,, |
| ૬૮. સૂક્ષ્મ તેજ કાયિક પર્યાપ્ત | (સખ્યાતગુણઅધિક) |
| ૬૯. સૂક્ષ્મ પૃથ્વી ,, | (વિશેપાધિક) |
| ૭૦. સૂક્ષ્મ અપ્કાયિક પર્યાપ્ત | (વિશેષાધિક) |
| ૭૧ ,, વાયુકાયિક ,, | (વિશેપાધિક) |
| ૭૨. ,, નિગોદ અપર્યાપ્ત | (અસખ્યાતગુણઅધિક) |
| ૭૩. ,, ,, પર્યાપ્ત | (સખ્યાતગુણઅધિક) |
| ૭૪. અભવસિદ્ધિક | (અનંતગુણઅધિક) |
| ૭૫. પ્રતિપતિતસમ્યકત્વ | ,, |
| ૭૬. સિદ્ધો | ,, |
| ૭૭ બાદરવનસ્પતિ પર્યાપ્ત | ,, |
| ૭૮. બાદર પર્યાપ્ત | (વિશેપાધિક) |
| ૭૯. બાદરવનસ્પતિ અપર્યાપ્ત | (અસખ્યાતગુણઅધિક) |
| ૮૦. બાદર અપર્યાપ્ત | (વિશેપાધિક) |

૮૧. બાદર જીવો (વિશેષાધિક)
૮૨. સૂક્ષ્મ વનસ્પતિ અપર્યાપ્ત (અસંખ્યાતગુણઅધિક)
૮૩. „ અપર્યાપ્ત (વિશેષાધિક)
૮૪. સૂક્ષ્મવનસ્પતિ પર્યાપ્ત (સંખ્યાતગુણઅધિક)
૮૫. સૂક્ષ્મ પર્યાપ્ત (વિશેષાધિક)
૮૬ „ જીવો (વિશેષાધિક)
૮૭. ભવસિદ્ધિક „
૮૮. નિગોદ જીવ „
૮૯. વનસ્પતિ „
૯૦. એકેન્દ્રિય „
૯૧. તિર્યંચ „
૯૨. મિથ્યાદૃષ્ટિ „
૯૩. અવિરત „
૯૪ સકષાય „
૯૫. છદ્મસ્થ „
૯૬ સયોગી „
૯૭. સસારી „
૯૮. સર્વ જીવો „

ષટ્ખંડાગમમાં પ્રસ્તુત પદગત વિચાર જે રીતે કરવામાં આવ્યો છે તેની પણ નોંધ અહી લેવી જરૂરી છે. પ્રજ્ઞાપનાસૂત્ર ૨૧૨માં અલ્પબહુત્વનો વિચાર ૨૭ દ્વારો વડે કરવામા આવ્યો છે; પરંતુ ષટ્ખંડાગમમાં ગત્યાદિ ૧૪ દ્વારો વડે જીવોના અલ્પબહુત્વનો વિચાર છે (પુ૦ ૭, પૃ૦ ૫૨૦); જ્યારે પ્રસ્તુત પ્રજ્ઞાપનામા તે ૧૪ દ્વારો ઉપરાંત પણ દ્વારો છે. આ ચર્ચા ષટ્ખડાગમના પુ૦ ૭મા દ્રવ્યપ્રમાણાનુગમ નામે પ્રકરણમાં પણ પૃ૦ ૨૪૪થી છે વળી, તેમા અસખ્યાત જેવી સખ્યાનુ સ્પષ્ટીકરણ પણ મૂળમાં જ છે, જે પ્રજ્ઞાપનાની ટીકામાં છે; ષટ્ખંડાગમ, પુ૦ ૭, પૃ૦ ૨૪૪થી. વળી, ષટ્ખંડાગમમાં આ ચર્ચા અન્યત્ર પણ જોવા મળે છે. પુ૦ ૧૪, સૂત્ર ૫૬૮, પૃ૦ ૪૬૫મા જીવોના અલ્પબહુત્વનો વિચાર દ્રવ્યપ્રમાણ અને પ્રદેશપ્રમાણની દૃષ્ટિએ પણ કરવામાં આવ્યો છે. પ્રજ્ઞાપનાના અસ્તિકાય દ્વાર સૂત્ર ૨૭૦માં દ્રવ્યાર્થિક અને પ્રદેશાર્થિક—એ બે દૃષ્ટિઓ છે, તે એ રીતે જુદી છે કે ષટ્ખંડાગમમાં ષટ્કાયનો વિચાર છે, જ્યારે પ્રજ્ઞાપનામાં ષડ્દ્રવ્યોને લઈને વિચાર છે. પ્રજ્ઞાપનાનો (સૂત્ર ૩૩૪) મહાદંડક અને ષટ્ખડાગમનો મહાદંડક પણ તુલનીય છે (પુ૦ ૭, પૃ૦ ૫૭૫ થી—). બન્નેમા સર્વ જીવની અપેક્ષાએ અલ્પબહુત્વનો વિચાર છે.

*

# ચોથું 'સ્થિતિ' પદ : જીવોની સ્થિતિ=આયુ

ચોથા પદમાં નાના પ્રકારના જીવોની સ્થિતિ અર્થાત્ આયુનો વિચાર છે.[1] જીવોની તે તે નારકાદિરૂપે સ્થિતિ–અવસ્થાન કેટલો કાળ હોય તેની વિચારણા આમાં હોવાથી આ પદનું નામ 'સ્થિતિ'પદ છે અર્થાત્ આમા જીવોના જે વિવિધ પર્યાયો છે, તેના આયુનો વિચાર છે. જીવદ્રવ્ય તો નિત્ય છે, પણ તે જે નાના રૂપો–નાના જન્મ–ધારણ કરે છે તે પર્યાયો તો અનિત્ય છે, તેથી તે ક્યારેક તો નષ્ટ થાય જ છે આથી તેમની સ્થિતિનો વિચાર કરવો પડે છે. અને તે પ્રસ્તુતમાં કરવામા આવ્યો છે જઘન્ય આયુ કેટલુ અને ઉત્કૃષ્ટ આયુ કેટલુ એમ બે પ્રકારે તેનો વિચાર પ્રસ્તુતમાં છે આમાં માત્ર સસારી જીવોને જ આયુ હોઈ તેમના ભેદોનો વિચાર છે. સિદ્ધો તો 'सादीया अपज्जवसिता'—(પૃષ્ટ ૭૮, પ. ૧૪, सूत्र २११) કહ્યા છે, તેથી તેમના આયુનો વિચાર અપ્રાપ્ત હોઈ તે કર્યો નથી. વળી, અજીવદ્રવ્યના પર્યાયોની સ્થિતિનો વિચાર પણ આમાં નથી. કારણ, તેમના પર્યાયો જીવના આયુની જેમ અમુક મર્યાદામાં કાલની દૃષ્ટિએ મૂકી શકાય તેમ નથી. તેથી તે વિચાર છોડી દેવામા આવે તે સ્વાભાવિક છે

પ્રસ્તુત પદમા આયુનો નિર્દેશક્રમ આ પ્રકારે છે · પ્રથમ તે તે જીવોનો સામાન્ય પ્રકાર લઈને તેના આયુનો નિર્દેશ છે, પછી તેના અપર્યાપ્ત અને પર્યાપ્ત ભેદોનો નિર્દેશ છે, જેમ કે પ્રથમ સામાન્ય નારકનુ આયુ, પછી નારકના અપર્યાપ્તનું અને ત્યાર પછી પર્યાપ્તનુ આયુ નિર્દિષ્ટ છે. આજ ક્રમે એકેક નારક આદિ લઈને સર્વ પ્રકારના જીવોનો આયુવિચાર છે.

નીચે અપાતી સૂચીમાં સામાન્યનુ આયુ આપવામાં આવ્યુ છે, પર્યાપ્ત-અપર્યાપ્ત ભેદોને આપ્યા નથી વળી, આયુનો વિચાર જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે પ્રકારે છે, તેથી તે બન્ને પ્રકારનો સૂચીમા સમાવેશ કરવામાં આવ્યો છે.

સ્થિતિની જે સૂચી છે તે ઉપરથી પણ એ તો ફલિત થાય જ છે કે પુરુષ કરતા સ્ત્રીનું આયુ ઓછુ છે. નારક અને દેવોનુ આયુ મનુષ્ય અને તિર્યંચ કરતા વધારે છે. એકેન્દ્રિયમા અગ્નિકાયનુ આયુ સૌથી ઓછું માનવામાં આવ્યુ છે તે, અગ્નિ ઓલવાઈ જતો અનુભવમા આવે છે, તે ઉપરથી જણાય છે. એકેન્દ્રિયમા પૃથ્વીકાયિકનુ આયુ સૌથી વધારે છે, પણ દ્વીન્દ્રિય કરતા ત્રીન્દ્રિયનુ આયુ ઓછુ માનવા પાછળ શુ કારણ હશે તે જણાતુ નથી વળી, ચતુરિન્દ્રિયનુ આયુ ત્રીન્દ્રિય કરતા વધારે છે, પણ દ્વીન્દ્રિય કરતા ઓછુ છે, એ પણ રહસ્ય છે.

| જીવભેદ | જઘન્ય | ઉત્કૃષ્ટ |
|---|---|---|
| ૧ **નારક** (૩૩૫) | દશ હજાર વર્ષ | ૩૩ સાગરોપમ |
| (૧) રત્નપ્રભા (૩૩૬) | ,, | ૧ ,, |
| (૨) શર્કરાપ્રભા (૩૩૭) | ૧ સાગરોપમ | ૩ ,,[2] |
| (૩) વાલુકાપ્રભા (૩૩૮) | ૩ ,, | ૭ ,, |
| (૪) પકપ્રભા (૩૩૯) | ૭ ,, | ૧૦ ,, |

---

૧ પટ્ખડાગમમા કાલાનુગમ નામે આ જ વિચાર છે (પુ૦ ૭, પૃ૦ ૧૧૪ અને ૪૬૨) ભેદ એ છે કે ગત્યાદિ ૧૪ દ્વારો વડે એકેક જીવનો અને નાના જીવોની અપેક્ષાએ પણ વિચાર છે આ વિચારની તુલના ઉત્તરા૦, ૩૬ ૮૦ આદિમા સતતિની અપેક્ષાએ જે કાલવિચાર છે તેની સાથે છે

૨ નારકોમા પ્રથમાદિ પૂર્વનારકનુ જે ઉત્કૃષ્ટ આયુ તે જ પછીના દ્વિતીયાદિ નારકમા જઘન્ય મનાયું છે તે ઉપરની સૂચીથી ફલિત થાય છે

| | | | |
|---|---|---|---|
| | (૫) ધૂમપ્રભા (૩૪૦) | ૧૦ સાગરોપમ | ૧૭ સાગરોપમ |
| | (૬) તમ પ્રભા (૩૪૧) | ૧૭ ,, | ૨૨ ,, |
| | (૭) અધ.સપ્તમ (૩૪૨) | ૨૨ ,, | ૩૩ ,, |
| ૨. | (અ) દેવ (૩૪૩) | દશ હજાર વર્ષ | ૩૩ ,, |
| | (બ) દેવી (૩૪૪) | ,, | ૫૫ પલ્યોપમ |
| | (૧) ભવનવાસી દેવ (૩૪૫) | ,, | ૧ સાગરોપમથી કંઇક અધિક |
| | ,, દેવી (૩૪૬)[૩] | ,, | ૪½ પલ્યોપમ |
| | [અસુરકુમારાદિ વિષે મૂળમાં જોવું] | | |
| ૩. | પૃથ્વીકાયિક (૩૫૪) | અન્તર્મુહૂર્ત | ૨૨૦૦૦ વર્ષ |
| | (૧) સૂક્ષ્મ પૃથ્વીકાયિક (૩૫૫)[૪] | ,, | અન્તર્મુહૂર્ત |
| | (૨) બાદર ,, (૩૫૬) | ,, | ૨૨૦૦૦ વર્ષ |
| ૪. | અપ્કાયિક (૩૫૭) | ,, | ૭૦૦૦ વર્ષ |
| ૫ | તેજ કાયિક (૩૬૦) | ,, | ત્રણ રાત-દિન |
| ૬. | વાયુ ,, (૩૬૩) | ,, | ૩૦૦૦ વર્ષ |
| ૭ | વનસ્પતિ ,, (૩૬૬) | ,, | ૧૦૦૦૦ વર્ષ |
| ૮. | દ્વીન્દ્રિય (૩૬૯) | ,, | ૧૨ વર્ષ |
| ૯. | ત્રીન્દ્રિય (૩૭૦) | ,, | ૪૯ રાત-દિન |
| ૧૦ | ચતુરિન્દ્રિય (૩૭૧) | ,, | ૭ માસ |
| ૧૧ | પચેન્દ્રિયતિર્યંચ (૩૭૨) | ,, | ૩ પલ્યોપમ |
| | (અ) સમૂર્ચ્છિમ (૩૭૩) | ,, | ૧ પૂર્વકોટિ |
| | (બ) ગર્ભજ (૩૭૪) | ,, | ૩ પલ્યોપમ |
| | (૧) જલચર (૩૭૫)[૫] | ,, | ૧ પૂર્વકોટિ |
| | (૨) ચતુષ્પદ સ્થલચર (૩૭૮) | ,, | ૩ પલ્યોપમ |
| | (૩) ઉરપરિસર્પ (૩૮૧) | ,, | ૧ પૂર્વકોટિ |
| | (૪) ભુજપરિસર્પ (૩૮૪) | ,, | ,, |
| | (૫) ખેચર (૩૮૭) | ,, | પલ્યાસખ્યેયભાગ |
| ૧૨. | મનુષ્ય (૩૯૦)[૬] | ,, | ત્રણ પલ્ય |
| ૧૩. | વ્યન્તર દેવ (૩૯૩) | ૧૦૦૦૦ વર્ષ | ૧ પલ્યોપમ |
| | ,, દેવી (૩૯૪) | ,, | ½ પલ્યોપમ |
| ૧૪. | જ્યોતિષ્ક દેવ (૩૯૫) | ⅛ પલ્યોપમ | ૧ પલ્યોપમ+૧ લાખ વર્ષ |

---

૩ આ પછી સૂત્ર ૩૪૭–૩૫૩ સુધીમા અસુરકુમારાદિ દશ ભવનપતિના દેવ-દેવીનુ આયુ છે

૪. સૂક્ષ્મ અપ્કાય, તેજ કાય, વાયુ અને વનસ્પતિની સ્થિતિ આ જ પ્રમાણે છે –સૂત્ર ૩૫૮, ૩૬૧, ૩૬૪, ૩૬૭

૫ જલચરાદિમા પણ ગર્ભજ અને સમૂર્ચ્છિમની સ્થિતિ જુદી જુદી ગણાવી છે, પણ તે સૂચીમા નથી લખી. સૂત્ર ૩૭૬ આદિ

૬ મનુષ્યમા પણ ગર્ભજ અને સમૂર્ચ્છિમની સ્થિતિ જુદી ગણાવી છે –સૂત્ર ૩૯૧–૯૨

| | | | |
|---|---|---|---|
| | જ્યોતિષ્ક દેવી (૩૯૫)[૭] | ૧/૮ પલ્યોપમ | ૧/૨ પલ્યોપમ+૫૦૦૦૦ વર્ષ |
| | [ચન્દ્રાદિની વિગત મૂળમા જોવી] | | |
| ૧૫ | વૈમાનિક દેવ (૪૦૭) | ૧ પલ્યોપમ | ૩૩ સાગરોપમ |
| | ,, દેવી (૪૦૮) | ,, | ૫૫ પલ્યોપમ |
| | [સૌધર્માદિની સ્થિતિ[૮] મૂળમાં જોવી] | | |

પ્રસ્તુતમા અજીવની સ્થિતિનો વિચાર નથી. તેનું કારણ એ જણાય છે કે ધર્મ, અધર્મ અને આકાશ તો નિત્ય છે અને પુદ્ગલોની સ્થિતિ પણ એક સમયથી માડી અસખ્યાત સમયની છે તે પાંચમા પદમાં કહ્યું જ છે (૫૧૫–૫૧૮). તેથી તેનો જુદો નિર્દેશ જરૂરી નથી. વળી, પ્રસ્તુતમા તો આયુકર્મકૃત સ્થિતિનો વિચાર છે, તે અજીવમા અપ્રસ્તુત છે

## પાંચમું 'વિશેષ' પદ : જીવ અને અજીવ દ્રવ્યના ભેદો અને પર્યાયો

પ્રસ્તુત પાચમા પદનું નામ 'વિસેસ'–વિશેષ પદ છે. વિશેષ એટલે જીવાદિ દ્રવ્યના વિશેષ અર્થાત્ પ્રકારો. અને બીજો અર્થ છે જીવાદિ દ્રવ્યના વિશેષ અર્થાત્ પર્યાયો. પ્રથમ પદમાં જીવ અને અજીવ એ બે દ્રવ્યોના પ્રકારો, ભેદ-પ્રભેદ સાથે, ગણાવી દીધા છે. તેનું અહી પણ સક્ષેપમા પુનરાવર્તન કર્યું છે, તે એટલા માટે કે પ્રસ્તુતમા જે બાબત સ્પષ્ટ કરવાની છે તે એ કે જીવ અને અજીવના જે પ્રકારો છે તે પ્રત્યેકના અનંત પર્યાયો છે. જો પ્રત્યેકના અનત પર્યાયો હોય તો સમગ્રના પણ અનત હોય જ. અને દ્રવ્યના જો પર્યાયો–પરિણામો હોય તો તે દ્રવ્ય કૂટસ્થનિત્ય ન ઘટી શકે, પણ તેને પરિણામિનિત્ય માનવુ જોઈએ—આવુ સૂચન પણ ફલિત થાય છે. અને વસ્તુનુ સ્વરૂપ દ્રવ્ય અને પર્યાયરૂપ છે એ પણ આથી ફલિત થાય છે.

એક બાબત, જે ધ્યાનમા રાખવાની છે, તે એ પણ છે કે પદનુ નામ 'વિસેસ' આપ્યા છતાં તે શબ્દનો ઉપયોગ સૂત્રોમાં કર્યો નથી; પણ સમગ્ર પદમા તેને માટે પર્યાય શબ્દ વાપર્યો છે (સૂત્ર ૪૩૮–). જૈન શાસ્ત્રમાં આ પર્યાય શબ્દનુ વિશેષ મહત્ત્વ છે. ગ્રથકારે આથી પ્રથમ તો એ સૂચન કર્યું કે પર્યાય કહો કે વિશેષ કહો એમાં કાઈ ભેદ નથી. જે નાના પ્રકારના જીવો દેખાય છે, કે અજીવો દેખાય છે, તે સૌ તે તે દ્રવ્યના પર્યાયો જ છે. પછી ભલે તે સામાન્યના વિશેષરૂપે–પ્રકારરૂપે-હોય અગર દ્રવ્યવિશેષના પર્યાયરૂપે હોય જીવના જે ભેદો ગણાવ્યા છે, જેમ કે નારકાદિ, તે બધા પ્રકારો તે તે જીવદ્રવ્યના પર્યાયો પણ છે. કારણ, અનાદિ કાળમાં જીવ અનેક વાર તે તે પ્રકારે અવતર્યો હોય છે અને જેમ કોઈ પણ એક જીવના તે પર્યાયો છે તેમ સકલ જીવોની સમાન યોગ્યતા હોઈ તે બધાએ પણ તે તે નારકાદિરૂપે જન્મ લીધો જ હોય છે. આમ જેને પ્રકાર કે ભેદ કે વિશેષ કહેવામા આવે છે તે પ્રત્યેક જીવદ્રવ્યની અપેક્ષાએ પર્યાય જ છે, તે જીવની એક વિશેષ અવસ્થા જ છે, પર્યાય કે પરિણામ જ છે. પર્યાયશૂન્ય દ્રવ્ય કદી હોતુ જ નથી. એટલે તે તે દ્રવ્ય તે તે પર્યાયઅવસ્થામાં જ હોય છે— આવુ સૂચન પ્રસ્તુત પદમાથી ફલિત થાય છે, કારણ, જેને દ્રવ્ય કહેવામા આવે છે તેને પણ પ્રસ્તુતમાં પર્યાયના નામે જ ઓળખાવવામા

૭ ચદ્રાદિના દેવો-દેવીઓની સ્થિતિ પણ વર્ણિત છે – સૂત્ર ૩૯૭–૪૦૬.

૮ સૂત્ર ૪૦૯–૪૨૬

આવ્યાં છે (૪૩૯). સારાંશ કે દ્રવ્ય અને પર્યાયનો અભેદ છે, એવુ સૂચન આમાં છે. તેથી જ ગ્રંથકારે દ્રવ્યના પ્રકાર માટે પણ પર્યાય શબ્દ વાપર્યો છે (૪૩૯, ૫૦૧). આ વસ્તુ આચાર્ય મલયગિરિએ પણ નોંધી છે.[1]

આમ દ્રવ્ય અને પર્યાયનો અભેદ છ્તા ગ્રથકારને એ પણ સ્પષ્ટ કરવુ હતુ કે દ્રવ્ય અને પર્યાયનો ભેદ પણ છે, અને કોઈ એક જ દ્રવ્યના આ બધા પર્યાયો–પરિણામો નથી · આ બાબતની સૂચના જુદાં જુદા દ્રવ્યોની સંખ્યા અને પર્યાયોની સખ્યામા જે ભેદ છે તે દર્શાવીને કરી છે, જેમ કે તેમણે નારકોને અસખ્ય કહ્યા (૪૩૯), પણ નારકના પર્યાયોને અનંત કહ્યા છે (૪૪૦). જીવોના જે નાના પ્રકારો છે, તેમા વનસ્પતિ અને સિદ્ધ એ બે જ પ્રકારો એવા છે, જેના દ્રવ્યોની સખ્યા અનત છે તેથી સમગ્રભાવે જીવદ્રવ્યો અનંત કહી શકાય, પણ તે તે પ્રકારોમાં તો ઉક્ત બેના અપવાદ સિવાય બધાં જ દ્રવ્યો અસખ્યાત છે, અનંત નહિ અને છતા તે બધા જ પ્રકારોના પર્યાયોની સખ્યા અનંત છે તે વસ્તુ પ્રસ્તુત પદમા સ્પષ્ટ કરવામા આવી છે

ગ્રન્થકારનાં આવા સૂચનોને આધારે જ જૈન દાર્શનિકોએ તિર્યક્સામાન્ય અને ઊર્ધ્વતા-સામાન્યની માન્યતા સ્વીકારી છે દૈશિક ભેદોનું જે સામાન્ય છે તે તિર્યક્સામાન્ય છે અને કાલિક ભેદોનુ જે સામાન્ય છે તે ઊર્ધ્વતાસામાન્ય છે ઊર્ધ્વતાસામાન્ય જ દ્રવ્યને નામે ઓળખાય છે. ઊર્ધ્વતાસામાન્ય એક છે અને તે અભેદજ્ઞાનમાં નિમિત્ત બને છે; જ્યારે તિર્યક્સામાન્ય અનેક છે, અને તે સમાનતામા નિમિત્ત બને છે. જીવસામાન્ય એ અનેક જીવોની અપેક્ષાએ તિર્યક્સામાન્ય છે, પણ એક જ જીવના નાના પર્યાયોની અપેક્ષાએ તે ઊર્ધ્વતાસામાન્ય છે. કાલક્રમે દાર્શનિકોએ દ્રવ્ય, પર્યાય, સામાન્ય અને વિશેષ એ બધાં વિશે અન્ય દર્શનોની તુલનામા જે સ્પષ્ટીકરણો કર્યાં છે, તેનાં મૂળ આ ગ્રંથમાં સ્પષ્ટપણે જોઈ શકાય છે. અને પ્રસ્તુતમા પણ જે સ્પષ્ટતા કરવામા આવી છે તેનુ મૂળ ભગવતી જેવા અંગગ્રથોમાં ઉપલબ્ધ છે જ [2]

વેદાન્તની જેમ જૈન મતે જીવદ્રવ્ય એક નથી પણ અનંતસખ્યામાં છે એટલે જીવસામાન્ય જેવી સ્વતત્ર એક વસ્તુ કોઈ નથી, પણ અનેક જીવોમાં જે ચૈતન્યધર્મો દેખાય છે તે નાના છે, અને તે, તે તે જીવમા જ પરિવ્યાપ્ત છે અને તે ધર્મો અજીવથી જીવને જુદો પાડનાર છે, તેથી નાના છતાં એકસરખી રીતે અજીવથી જીવને ભિન્ન સિદ્ધ કરવાનુ કાર્ય કરતા હોવાથી સામાન્ય કહેવાય છે. આ સામાન્ય તિર્યક્સામાન્ય છે તે એક નથી પણ નાના છે, તેથી તેની સમાનતા છતાં એકતા એ ભ્રમ છે; અથવા કલ્પિત એકતા છે[3]–વાસ્તવિક એકતા નથી તે જ પ્રમાણે અજીવદ્રવ્ય કોઈ જુદુ એક દ્રવ્ય નથી, પણ અનેક અજીવદ્રવ્યો–અચેતનદ્રવ્યો છે, તે બધાં જીવથી જુદાં છે માટે તે અર્થમા તેમની સમાનતા અજીવદ્રવ્ય કહેવાથી વ્યક્ત થાય છે, તેથી તે સામાન્ય અજીવદ્રવ્ય તિર્યક્સામાન્ય છે. આ તિર્યક્સામાન્યના પર્યાયો–વિશેષો–ભેદો તે પ્રસ્તુતમાં જીવ અને અજીવના પર્યાયો–વિશેષો–ભેદો છે (૪૩૯, ૫૦૧) એમ સમજવાનું છે.

પણ જૈન મતે કોઈ પણ એક દ્રવ્ય અનેક રૂપે પરિણત થાય છે, જેમ કે કોઈ એક જીવદ્રવ્ય નારકાદિ અનેક પરિણામોને ધારણ કરે છે. આ પરિણામો કાળક્રમે બદલાયા કરે છે, પણ જીવદ્રવ્ય ધ્રુવ છે, અર્થાત્ તેનો જીવરૂપે કદી નાશ થતો નથી, નારકાદિ પર્યાયોરૂપે નાશ થાય છે. અનેક

---

૧ ટીકા, પત્ર ૧૭૯ વ, ૨૦૨ અ

૨ આ વિષયની ચર્ચા માટે જુઓ ન્યાયાવતારવાર્તિકવૃત્તિની પ્રસ્તાવના, પૃષ્ઠ ૨૫–૩૧, અને આગમ યુગકા જૈન દર્શન, પૃષ્ઠ ૭૬–૮૬

૩ આવી કલ્પિત એકતાની દૃષ્ટિએ જ સ્થાનાગમા આવતા ‘एगे आया’ ઈત્યાદિ વાકયો સમજવાના છે

નારકાદિ પર્યાયો ધારણ કરવા છતા તે અચેતન બની જતું નથી. આ જીવદ્રવ્યને સામાન્ય–ઊર્ધ્વતાસામાન્ય–કહ્યુ છે, અને તે એક છે. અને તે સામાન્યના નાના પર્યાયો–પરિણામો–વિશેષો–ભેદો છે. પ્રસ્તુતમા નૈરયિકાદિના જે પર્યાયોની ચર્ચા છે (૪૪૦, ૫૦૪), તે આ ઊર્ધ્વતાસામાન્યની અપેક્ષાએ કરવામાં આવી છે. તેથી તે તેના પર્યાયો–પરિણામો છે, એમ સમજવુ.

આમ પ્રસ્તુતમા પર્યાય શબ્દ પ્રકાર–ભેદ અર્થમાં અને અવસ્થા કે પરિણામ એમ બે અર્થમા પ્રયુક્ત છે. અને તે બન્નેનું સામાન્ય જુદું જુદું છે, એ ધ્યાનમાં રાખવું જરૂરી છે. ભેદોનુ તિર્યક્સામાન્ય વાસ્તવિક છતા એક નથી, જ્યારે પર્યાયોનુ ઊર્ધ્વતાસામાન્ય એક છે અને વાસ્તવિક છે.

જીવસામાન્યના નારકાદિ અનેક ભેદો–વિશેષો છે, તેથી તેને જીવના પર્યાયો કહ્યા છે. અને જીવસામાન્યના અનેક પરિણામો–પર્યાયો પણ છે, તેથી તેને જીવના પર્યાયો કહ્યા છે. આ જ પ્રકારે અજીવ વિષે પણ સમજી લેવાનું છે. આમ ગ્રથકારે પર્યાય શબ્દને બે અર્થમાં વાપર્યો છે તે ધ્યાનમા રાખવું જરૂરી છે. અને પર્યાય અને વિશેષ એ બન્ને શબ્દોને એકાર્થક જ સ્વીકાર્યા છે જૈનોમાં અંગગ્રથમાં પર્યાય શબ્દ જ પ્રચલિત હતો તેથી તે શબ્દ વિવરણમા રાખ્યો છે પરતુ વૈશેષિક દર્શનમાં વિશેષ શબ્દનો પ્રયોગ થવા લાગ્યો હતો તેથી તે શબ્દનો પણ પ્રયોગ પર્યાય અર્થમા અને વસ્તુના ભેદ અર્થમાં પણ થઈ શકે છે તે સૂચવવા આચાર્યે પ્રકરણનું નામ 'વિસેસ' એમ રાખ્યુ હોય તેમ જણાય છે.

વળી, એક બીજી વાતનું ધ્યાન રાખવાનું છે તે એ કે સસારી અવસ્થાના જીવોમાં કર્મકૃત જે અવસ્થાઓ છે, એટલે કે જેને આધારે જીવ સાથે પુદ્ગલો સબદ્ધ થાય છે અને તે સબધને લઈને જીવની નાના અવસ્થાઓ–પર્યાયો બને છે, તે પૌદ્ગલિક પર્યાયો પણ જીવના પર્યાયો ગણવામા આવ્યા છે. આમ સસારી અવસ્થામાં જીવ અને પુદ્ગલનો જાણે કે અભેદ હોય તેમ માનીને જીવના પર્યાયોનું વર્ણન છે. જેમ સ્વતંત્ર રીતે વર્ણ, રસ, ગંધ અને સ્પર્શની વિવિધતાને કારણે પુદ્ગલના અનંત પર્યાયો થાય છે (૫૧૯–), તેમ જ્યારે તે પુદ્ગલ જીવસબદ્ધ હોય ત્યારે તે બધા જ જીવના પર્યાયો (૪૪૦–) પણ ગણવામાં આવ્યા છે. આનું કારણ એ છે કે જ્યારે જીવ સાથે તે સબદ્ધ હોય છે ત્યારે પુદ્ગલમાં થતા પરિણમનમાં જીવ પણ કારણ છે, તેથી તે પર્યાયો પુદ્ગ-લના છતા જીવના છે એમ માનવામા આવ્યુ છે. અને આથી જ એ સ્પષ્ટ થાય છે કે સસારી અવસ્થામાં જીવ અને પુદ્ગલનો કથચિત્ અભેદ પણ છે. અનાદિ કાળથી આ અભેદ ચાલ્યો આવે છે અને તેને જ કારણે જીવોમાં આકાર, રૂપ આદિનુ વૈવિધ્ય છે; અન્યથા સિદ્ધજીવોની જેમ સૌ જીવો એકસરખા જ રહે, માત્ર વ્યક્તિભેદ રહે, પરંતુ જે વિવિધ પ્રકારે સંસારી જીવોમાં નારકાદિ રૂપે ભેદ પડે છે તે પડે નહિ આથી તે ભેદના નિયામક તરીકે જીવ અને પુદ્ગલનો કથચિત્ અભેદ સ્વીકારવામાં આવ્યો છે. જ્યારે કર્મના આવરણથી જીવ મુક્ત થાય છે, ત્યારે જીવમાં કોઈ પણ પ્રકારનું પુદ્ગલનું બધન રહેતુ નથી તેથી તેમા કોઈ પણ બાહ્યાકારનો ભેદ પણ–રૂપ આદિનો પણ–રહેતો નથી. જેમ કર્મના ઉદયને કારણે જીવમાં બાહ્ય આકાર-પ્રકારમા ભેદ પડે છે અને નાના પર્યાયોનુ સર્જન થાય છે, તેમ જીવમાં જે તેનુ સ્વરૂપ જ્ઞાનાદિ છે, તેને કારણે પણ નાના પર્યાયોનું સર્જન થાય છે. આમ જીવના અનંત પર્યાયોની સગતિ ગ્રંથકારે જણાવી છે.

આ રીતે પ્રસ્તુત પદમાં જીવ અને અજીવ દ્રવ્યોના ભેદો અને પર્યાયોનુ નિરૂપણ છે. ભેદો વિષે તો પ્રથમ પદમાં નિરૂપણ હતુ જ, પણ તે પ્રત્યેક ભેદોમાં અનત પર્યાયો છે, તેનુ સૂચન કરવુ એ પ્રસ્તુત પાચમા પદની વિશેષતા છે પ્રથમ પદમા ભેદો બતાવ્યા હતા અને ત્રીજા પદમાં તેમની

સંખ્યા જણાવી હતી, પણ તીજા પદમાં સંખ્યાગત તારતમ્યનું નિરૂપણ મુખ્ય હોઈ કયા વિશેષની કેટલી સખ્યા છે તે જાણવાનુ બાકી રહી જતું હતું, તેથી પ્રસ્તુતમાં તે તે ભેદોની સખ્યા પણ જણાવી દીધી છે. અને પછી તે તે ભેદોના પર્યાયોની સખ્યા પણ જણાવી દીધી છે પર્યાયોની સખ્યા તો બધા જ દ્રવ્યભેદોની અનંત છે ભેદોની સખ્યામાં કેટલાક અસખ્યાત તો કેટલાક અનત છે. માત્ર વનસ્પતિ અને સિદ્ધોની સખ્યા જીવભેદોમાં અનંત છે, બાકીના બધા જીવભેદો અસંખ્યાત છે. વળી, પ્રસ્તુતમાં પ્રથમપદનિર્દિષ્ટ બધા જ ભેદ-પ્રભેદોને લઈ ને વિવરણ નથી, પણ સસારી જીવોમાં મુખ્ય મુખ્ય જીવભેદો, જેને 'ચોવીસ દડક' નામે ઓળખવામાં આવે છે, તેમની તથા સિદ્ધોની સખ્યા અને પર્યાયોનો વિચાર છે તે ધ્યાનમાં રાખવુ જરૂરી છે. આગળ ઉપર એ સૂચી આપવામાં આવે છે, તે જોવાથી એ સ્પષ્ટ થશે. તેમાં ન ૧ થી ૨૪ સસારી જીવોના ભેદો છે, તેને ચોવીસ દંડક કહેવામા આવે છે અને ૨૫મો નબર સિદ્ધોનો છે

જીવદ્રવ્યના નારકાદિ ભેદોના પર્યાયોનો વિચાર અનેક પ્રકારે–અનેક દૃષ્ટિથી–કરવામાં આવ્યો છે. અને તેમાં જૈનસમત અનેકાતદૃષ્ટિનો ઉપયોગ સ્પષ્ટ છે. જીવના નારકાદિ જે ભેદોના પર્યાયોનુ નિરૂપણ છે, તેમાં દ્રવ્યાર્થતા (दव्वट्ठया), પ્રદેશાર્થતા (पदेसट्ठता), અવગાહનાર્થતા (ओगाहणट्ठता), સ્થિતિ (ठिई), કૃષ્ણાદિ વર્ણ, ગધ, રસ, સ્પર્શ, જ્ઞાન અને દર્શન—આ દશ દૃષ્ટિઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે (સૂત્ર ૪૪૦–૪૫૪)

વિચારણાનો ક્રમ આવો છે—પ્રશ્ન છે કે નારક જીવોના કેટલા પર્યાયો છે. ઉત્તરમાં જણાવ્યુ છે કે નારક જીવોમા અનંત પર્યાયો છે. આ અનંત પર્યાયોની સગતિ જણાવવા માટે ઉક્ત દશે દૃષ્ટિથી તે પર્યાયોની સખ્યા જણાવી છે. તેમાં કેટલીક દૃષ્ટિથી સખ્યાત તો કેટલીક દૃષ્ટિથી અસખ્યાત અને કેટલીક દૃષ્ટિથી અનત સખ્યા થાય છે. અનંતદર્શક દૃષ્ટિને ધ્યાનમા લઈ ને નારકના પર્યાયોને અનત કહ્યા છે, કારણ કે તે દૃષ્ટિએ સૌથી વધારે પર્યાયો ઘટે છે વળી, તે તે સખ્યાઓને સીધી રીતે નથી જણાવી, પણ એક નારકની અન્ય નારક સાથે તુલના કરીને તે સખ્યા ફલિત કરવામા આવી છે, જેમ કે—

**દ્રવ્યાર્થતા** વડે કોઈ નારક અન્ય નારકોથી તુલ્ય છે, આમ કહ્યુ. આનો અર્થ એ છે કે દ્રવ્યદૃષ્ટિએ કોઈ નારક એક દ્રવ્ય છે તેમ અન્ય નારક પણ એક દ્રવ્ય છે સારાંશ કે કોઈ પણ નારકને દ્રવ્યદૃષ્ટિથી એક જ કહેવાય, તેની સખ્યા એકથી વધારે હોય નહિ અર્થાત્ તે સખ્યાત છે તે જ રીતે—

[૪] પ્રદેશાર્થતા વડે પણ નારક જીવો પરસ્પર તુલ્ય છે. આનો અર્થ એ છે કે જેમ એક નારક-જીવના પ્રદેશો **અસંખ્યાત** છે, તેમ અન્ય નારકના પ્રદેશો પણ **અસંખ્યાત** છે. સારાંશ કે પ્રદેશોની અપેક્ષાએ કોઈ પણ એક નારક **અસંખ્યાત** છે એમ કહેવાય.

અવગાહનાર્થતા વડે એટલે કે જીવના શરીરની ઊંચાઈની અપેક્ષાએ વિચારવામાં આવે તો એક નારક અન્ય નારકથી હીન પણ હોય, તુલ્ય પણ હોય અને અધિક પણ હોય જીવપ્રદેશોની દૃષ્ટિએ સરખા છતાં નારકોમાં શરીરની ઊંચાઈ ને લઈ ને જે ભેદ પડે છે, તે ઉક્ત ત્રણ પ્રકારનો છે સખ્યાની પરિભાષામા આ વસ્તુ જણાવવી હોય તો એ જાણવુ જરૂરી બને છે કે નારકની ઓછામાં ઓછી અવગાહના કેટલી? રત્નપ્રભામાં જઘન્ય અવગાહના અંગુલનો અસંખ્યાતમો

---

૪ જીવદ્રવ્ય ધર્માસ્તિકાયાદિની જેમ સપ્રદેશ હોવાથી આ દૃષ્ટિએ વિચાર જરૂરી બને છે વળી, કાળ અને પરમાણુ અપ્રદેશી છે તેથી સમગ્ર જીવાજીવના વિચાર હોય ત્યા પ્રદેશદૃષ્ટિએ વિચારણા જરૂરી છે

ભાગ છે અને ઉત્કૃષ્ટ સાત ધનુષ, ત્રણ હાથ અને ૭ અંગુલ પ્રમાણ છે. આ અવગાહના उत्तरोत्तर બમણી વધતી જાય છે અને સાતમી નરકમાં ઉત્કૃષ્ટ અવગાહના પાંચસો ધનુષ છે.[5] સારાંશ કે જઘન્ય અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ; આ બે વચ્ચેની સંખ્યાઓનુ તારતમ્ય તે હીનાધિકતાનું નિયામક બને છે તેથી કોઈ નારક અન્યથી હીન હોય તો અસખ્યાત ભાગ કે સખ્યાતભાગ હીન હોય; અથવા તો સખ્યાતગુણ કે અસખ્યાતગુણ હીન હોય. અધિક હોય તોપણ ઉક્ત પ્રકારની સખ્યાથી જ અધિક હોય. આ રીતે નારકના અવગાહનાની દૃષ્ટિએ અસખ્યાત પ્રકારના પર્યાયો બને છે.

**સ્થિતિ**ની અપેક્ષાએ વિચારવામાં આવે તોપણ અવગાહનાની જેમ જ છે. એટલે કે ઉક્ત અસખ્યાતભાગહીન આદિ ચતુઃસ્થાનકે હીન અને અધિક હોય છે, અથવા તો તુલ્ય હોય છે. સારાંશ કે અસંખ્યાત પ્રકારે પર્યાયો બને છે.

**કૃષ્ણાદિવર્ણ**ની અપેક્ષાએ વિચારવામાં આવે તો તેના **અનંત** પર્યાયો બને છે, કારણ કે એકગુણ કૃષ્ણથી માડીને અનતગુણ કૃષ્ણ હોવાનો સભવ છે.

આ જ બાબત ગધ, રસ અને સ્પર્શને પણ લાગુ પડે છે એટલે કે તે તે દૃષ્ટિએ નારકના **અનંત** પર્યાયો ઘટી શકતા હોઈ તેના અનંત પર્યાયો છે.

આમ નારક જીવના **અનંત** પર્યાયોની સગતિ વર્ણ-રસ-ગધ-સ્પર્શના પર્યાયો ધ્યાનમાં લેવામાં આવે તો છે, એમ ગ્રંથકારે સ્પષ્ટ કર્યું છે.

તે જ પ્રમાણે **જ્ઞાન** અને **દર્શન**ની દૃષ્ટિએ પણ તેના અનત પર્યાયો છે, તેમ ગ્રથકાર જણાવે છે. વર્ણાદિ પર્યાયો પૌદ્ગલિક છતાં તે જીવના છે, તે સ્પષ્ટીકરણ પ્રથમ થઈ જ ગયું છે. અને જ્ઞાનાદિ તો જીવના સ્વરૂપગત જ પર્યાયો છે. તેથી પણ જીવના—નારક જીવના—અનંત પર્યાયોની સગતિ છે.

આચાર્ય મલયગિરિ નોંધે છે કે પ્રસ્તુત જે દશ દૃષ્ટિઓ છે તેને સંક્ષેપમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ—એ ચાર દૃષ્ટિમા વિભક્ત કરી શકાય છે. દ્રવ્યાર્થતા અને પ્રદેશાર્થતા એ દ્રવ્યમાં, અવગાહના એ ક્ષેત્રમાં, સ્થિતિ એ કાલમા અને વર્ણાદિ તથા જ્ઞાનાદિ એ ભાવમા સમાવિષ્ટ છે.[6]

આ જ ન્યાયે દડકોનો વિચાર છે (૪૪૧–૪૫૪). અવગાહના અને સ્થિતિને લઈને તથા વર્ણાદિ અને જ્ઞાનાદિને લઈને જીવોમા હીનાધિકતા છે, એ આપણે જોયુ. તેથી પુનઃ જઘન્ય-અવગાહનાવાળા, મધ્યમઅવગાહનાવાળા અને ઉત્કૃષ્ટઅવગાહનાવાળા નારકાદિ ચોવીશે દડકો, અને તે જ પ્રમાણે સ્થિતિ-જ્ઞાન-દર્શનને લઈને ચોવીશે દંડકોના પર્યાયોની ક્રમે ચિંતા કરવામાં આવી છે (સૂત્ર-૪૫૫–૪૯૯) અને તે અનત છે એમ સિદ્ધ કર્યું છે. એ સમાપ્ત થયે અજીવ-પર્યાયોનો વિચાર છે.

### જીવોની અને તેમના પર્યાયોની સંખ્યા

| જીવભેદવિશેષ | દ્રવ્યસંખ્યા | પર્યાયસંખ્યા |
|---|---|---|
| જીવ | અનત (૪૩૯) | અનંત[7] |

---

૫ પ્રજ્ઞાપનાટીકા, પત્ર ૧૮૧ અ.

૬ પ્રજ્ઞાપનાટીકા, પત્ર ૧૮૨ અ

૭ સૂત્ર ૪૩૯માં સમગ્રભાવે જીવપર્યાયા (દ્રવ્યો)ને અનત કહ્યા છે અને પછી ક્રમે ૪૪૦ આદિ સૂત્રોમા જીવના તે તે પ્રકારને અનત પર્યાયવાળો જણાવ્યો છે આથી ફલિત થાય છે કે જીવના પર્યાયો અનત છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧. નારક | અસખ્ય | (૪૩૯) | અનંત | (૪૪૦)[૮] |
| ૨. અસુર | ,, | ,, | ,, | (૪૪૧) |
| ૩. નાગ | ,, | ,, | ,, | (૪૪૨) |
| ૪. સુપર્ણ | ,, | ,, | ,, | ,, |
| ૫. વિદ્યુત્કુમાર | ,, | ,, | ,, | ,, |
| ૬. અગ્નિકુમાર | ,, | ,, | ,, | ,, |
| ૭. દીપકુમાર | ,, | , | ,, | , |
| ૮. ઉદધિકુમાર | ,, | ,, | ,, | , |
| ૯. દિક્કુમાર | , | ,, | | ,, |
| ૧૦. વાયુકુમાર | ,, | ,, | ,, | ,, |
| ૧૧. સ્તનિતકુમાર | ,, | ,, | ,, | ,, |
| ૧૨. પૃથ્વીકાયિક | ,, | ,, | ,, | (૪૪૩) |
| ૧૩. અપ્કાયિક | ,, | ,, | ,, | (૪૪૪) |
| ૧૪. તેજઃકાયિક | ,, | ,, | ,, | (૪૪૫) |
| ૧૫. વાયુકાયિક | ,, | , | ,, | (૪૪૬) |
| ૧૬. વનસ્પતિ | અનંત | ,, | ,, | (૪૪૭) |
| ૧૭. દ્વીન્દ્રિય | અસંખ્ય | ,, | ,, | (૪૪૮) |
| ૧૮. ત્રીન્દ્રિય | ,, | ,, | ,, | (૪૪૯) |
| ૧૯. ચતુરિન્દ્રિય | ,, | ,, | ,, | (૪૫૦) |
| ૨૦. પચેંદ્રિયતિર્યંચ | ,, | ,, | ,, | (૪૫૧) |
| ૨૧. મનુષ્ય | ,, | ,, | ,, | (૪૫૨) |
| ૨૨. વ્યન્તર | ,, | ,, | ,, | (૪૫૩) |
| ૨૩. જ્યોતિષ્ક | ,, | ,, | ,, | (૪૫૪) |
| ૨૪. વૈમાનિક | ,, | ,, | ,, | (૪૫૪) |
| ૨૫. સિદ્ધ | અનંત | ,, | | — |

## અજીવના ભેદો અને પર્યાયો

પ્રથમ પદમાં અજીવના જે પ્રકારે ભેદો કર્યા છે (૪–૬), તે જ ભેદો પ્રસ્તુત પાંચમા પદમાં પણ છે. પણ ફરક એ છે કે પ્રથમમાં તે પ્રજ્ઞાપનાને નામે છે અને અહીં પર્યાયને નામે (૫૦૦-૫૦૨) છે. પ્રથમ પદમાં પુદ્ગલ એટલે કે રૂપી અજીવ, જે નાના પ્રકારે પરિણત થાય છે, તે પણ આપણે જોઈ ગયા છીએ. પ્રસ્તુતમાં તો મુખ્ય પ્રશ્ન છે તે ગણાવેલ ભેદોના પર્યાયોની સખ્યાનો, એટલે તેનો ઉત્તર આપ્યો છે કે તે અનન્ત છે (૫૦૩). પણ રૂપી અજીવના સ્કંધાદિ જે ચાર ભેદો છે, તેમાં વિચારણામાં તો મુખ્યત્વે એ જ એટલે કે પરમાણુ અને સ્કંધ જ લેવામાં આવ્યા છે. કારણ, સ્કંધ-દેશ અને સ્કંધપ્રદેશ એ ખરી રીતે તો સ્કન્ધાન્તર્ગત જ છે. તેથી પરમાણુ, જે સ્કંધથી જુદો છે, તે અને અનેક પરમાણુ જ્યારે ભેગા મળે ત્યારે જે પિંડ બને છે તે સ્કંધ, એમ બે જ મુખ્ય ભેદ

૮ સૂત્ર ૪૩૯ નારકોને અસંખ્ય જણાવે છે અને ૪૪૦માં નારકના પર્યાયો અનંત જણાવે છે, તેથી પ્રથમ દ્રવ્ય-પરક છે અને બીજું પર્યાયપરક, એ સ્પષ્ટ છે

પુદ્ગલના બને છે. તેથી પ્રથમ સમગ્રભાવે રૂપી અજીવના પર્યાયોની સંખ્યા અનંત કહી (૫૦૩) અને પછી પરમાણુ (૫૦૪), દ્વિપ્રદેશી સ્કંધ (૫૦૫), ત્રિપ્રદેશી સ્કંધ (૫૦૬), યાવત્ દશપ્રદેશી (૫૦૭) અને સંખ્યાતપ્રદેશી (૫૦૮), અસંખ્યાતપ્રદેશી (૫૦૯) અને અનન્તપ્રદેશી (૫૧૦) એ પ્રત્યેકના પર્યાયો અનન્ત કહ્યા છે.

તે સૌના પર્યાયોનો વિચાર જીવની જેમ દ્રવ્ય-ક્ષેત્ર-કાલ અને ભાવથી કરવામા આવ્યો છે. તે ઉપરથી પરમાણુ વિષે જે બાબત ધ્યાનમા લેવા જેવી છે તે એ કે જ્યારે પરમાણુ સ્કંધથી જુદો હોય ત્યારે તેવા બધા જ સ્વતંત્ર પરમાણુની અવગાહના સમાન છે, એટલે કે સૌ સરખું ક્ષેત્ર રોકે છે (૫૦૪). પણ તેમની કાલિક સ્થિતિમાં ભેદ છે. કોઈ પરમાણુ એક જ સમયની સ્થિતિવાળો હોય છે, તો કોઈ બે સમયની સ્થિતિવાળો, યાવત્ અસંખ્યાત કાલની સ્થિતિવાળો હોય છે. 'परमाणोः समयादारभ्य उत्कर्षतोऽसंख्येयकालमवस्थानम्'–प्रज्ञापनाटीका, પત્ર ૨૦૨ ब. પણ સ્વતંત્ર પરમાણુની અનંતકાળની સ્થિતિ નથી, તેથી એક પરમાણુ અન્ય પરમાણુની કાલિક સ્થિતિથી અપેક્ષાએ હીન પણ હોય, તુલ્ય પણ હોય અને અધિક પણ હોય. હીનાધિક હોય તો ચતુઃસ્થાનપતિત છે, એટલે કે સંખ્યાતભાગ, અસંખ્યાતભાગ, સંખ્યાતગુણ અને અસંખ્યાતગુણ હીન કે અધિક હોય. પણ પરમાણુના વર્ણાદિ પર્યાયો–પરિણામો તો અનંત પ્રકારના છે, તેથી કોઈ એક પરમાણુ અન્ય પરમાણુની તુલનામાં હીન-અધિક હોય તો ષટ્સ્થાનપતિત કહેવાય છે એટલે કે અનંતભાગ, અસંખ્યાતભાગ, સંખ્યાતભાગ, સંખ્યાતગુણ, અસંખ્યાતગુણ અને અનંતગુણ હીન કે અધિક હોય છે (૫૦૪). આ રીતે પરમાણુના પર્યાયો ભાવની અપેક્ષાએ અનંત સિદ્ધ થતા હોવાથી અનંત કહેવાય છે.

દ્વિપ્રદેશી, ત્રિપ્રદેશી યાવત્ અનંતપ્રદેશી સ્કંધોની બાબતમાં જે ધ્યાનમા લેવાનું છે તે એ કે પ્રદેશોની અપેક્ષાએ તે તે સ્કંધો સમાનપ્રદેશી સ્કંધો સાથે તુલ્ય હોવા છતા પણ તેમની જે અવગાહના છે, એટલે કે ક્ષેત્રના જેટલા પ્રદેશો તે સ્કંધો રોકે છે, તેમાં તફાવત પડે છે. દ્વિપ્રદેશી સ્કંધ આકાશના એક પ્રદેશમાં પણ રહી શકે છે અને બે પ્રદેશમાં પણ રહી શકે છે (૫૦૫). તે જ પ્રમાણે ત્રિપ્રદેશી સ્કંધ ત્રણ, બે અથવા એકમા રહી શકે છે (૫૦૬). અને તે જ પ્રમાણે સંખ્યાત સુધીમાં જેટલા પ્રદેશો જે સ્કંધના હોય તે સ્કધો પોતપોતાના પ્રદેશોની સંખ્યા જેટલા આકાશ-પ્રદેશો રોકે છે. અને ક્રમે ઘટે તો યાવત્ આકાશના એક પ્રદેશમાં પણ સંખ્યાતપ્રદેશી સ્કંધ સમાઈ શકે છે (૫૦૭–૮). અને અસંખ્યાતપ્રદેશી સ્કંધ એક પ્રદેશથી માંડીને અસંખ્યાત પ્રદેશો રોકી શકે છે (૫૦૯). પણ અનંતપ્રદેશી સ્કંધ એકથી માંડી અસંખ્યાત પ્રદેશમાં જ સમાઈ શકે છે; તેને અનંત પ્રદેશની જરૂર નથી (૫૧૦). આમ માનવાનું કારણ એ છે કે લોકાકાશના પ્રદેશો તો અસંખ્યાત જ છે, તેથી અનંતપ્રદેશી સ્કંધને તેટલા જ પ્રદેશોમાં સમાઈ જવું પડે છે, કારણ કે લોકાકાશની બહાર તો આકાશ સિવાય કોઈ દ્રવ્ય છે જ નહિ. આ બાબતને પ્રદીપદૃષ્ટાંતથી પણ સમજાવવામાં આવે છે.[૯]

પરમાણુની જેમ સ્કંધોની સ્થિતિ પણ એક સમયથી માંડી અસંખ્યાત કાળથી વધારે નથી. પરમાણુની જેમ સ્કંધોના પણ વર્ણાદિ પર્યાયો અનંત જ છે (૫૦૫–૫૧૦)

આમ પ્રથમ પરમાણુથી માંડીને અનંતપ્રદેશી સ્કંધોના પર્યાયોનો જે વિચાર થયો, તેમાંથી ફલિત એ થયુ કે પુદ્ગલો આકાશના એક પ્રદેશમાં, બે પ્રદેશમાં, યાવત્ સંખ્યાત પ્રદેશમાં અને અસંખ્યાત પ્રદેશમાં સમાવેશ પામે છે, તે જ પ્રમાણે એક સમયથી માંડીને યાવત્ અસંખ્યાત કાળની

---

૯ યુક્તિ અને પ્રદીપદૃષ્ટાંત માટે प्रज्ञापनाटीका, પત્ર ૨૪૨ अ જુઓ

સ્થિતિ ધરાવે છે તેથી એકપ્રદેશાવગાઢથી માંડીને અસંખ્યાતપ્રદેશાવગાઢ (૫૧૧–૫૧૪) અને એકસમયસ્થિતિકથી માડીને અસખ્યાતસમયસ્થિતિક પુદ્ગલોના પર્યાયો વિષે (૫૧૫–૫૧૮) પણ જુદી વિચારણા કરીને તે બધાયના પર્યાયો પણ અનંત છે તેમ જણાવી દીધુ. આમા પણ દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવની દૃષ્ટિએ જ વિચાર છે. એ જ ન્યાયે વર્ણ આદિકૃત પુદ્ગલના જે ભેદો છે, તેમાં પણ અનંત પર્યાયો સિદ્ધ કર્યા છે (૫૧૯–૫૨૪). આ ઉપરાંત અવગાહના, સ્થિતિ અને વર્ણાદિકૃત જે ભેદો છે તેના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા માત્ર ત્રણ ભેદો પાડીને તેમના પર્યાયોને પણ અનત કહ્યા છે (૫૨૫–૫૫૮). આમ અનેક રીતે એક જ વાત કહેવામાં આવી છે કે પુદ્ગલના પર્યાયો અનત છે.

વિશેષમાં એ જાણવુ જરૂરી છે કે પરમાણુવાદી ન્યાય-વૈશેષિકો પરમાણુને નિત્ય માને છે; તેના પરિણામો માનતા નથી; જ્યારે જૈનો પરમાણુને પરિણામી નિત્ય માને છે. તે સ્વતંત્ર હોય ત્યારે પણ તેમાં પરિણામો થાય છે, તે પ્રસ્તુત અને પ્રથમ પદના નિરૂપણથી સ્પષ્ટ થાય છે જ. વળી, જ્યારે તે સ્કંધના પ્રદેશરૂપે હોય છે ત્યારે પણ, સ્કંધ અને પરમાણુમાં, ન્યાય-વૈશેષિકના અવયવ અને અવયવીના અત્યંત ભેદની જેમ, અત્યંત ભેદ નથી. પરમાણુ સ્કંધરૂપે પરિણત થાય છે; અને તે સ્કંધના વળી પરમાણુઓ બને છે : આવી પ્રક્રિયા જૈનાભિમત છે.

વળી, પરમાણુ વિષે બીજી એક વાત જે સ્પષ્ટ થાય છે તે એ કે પરમાણુમા નૈયાયિક-વૈશેષિકની જેમ જાતિભેદ નથી. એટલે કે પાર્થિવ પરમાણુ આદિરૂપે જુદી જુદી જાતિના પરમાણુઓ નથી, પણ કોઈ પણ એક પરમાણુ પૃથ્વી આદિ અનેક રૂપે પરિણત થઈ શકે છે. કોઈ પણ એક પરમાણુમા રૂપ, રસ, ગંધ, સ્પર્શ એ ચારેય હોય છે. અને તે ચારેયના તારતમ્યને કારણે તેના અનત પરિણામો બને છે. આથી વિરુદ્ધ ન્યાય-વૈશેષિકનો મત છે. તેમાં પ્રત્યેક પરમાણુમાં રૂપરસાદિ ચારેય અનિવાર્ય નથી.

## છઠ્ઠું 'વ્યુત્ક્રાન્તિ' પદ : જીવોની ગતિ અને આગતિ

પ્રસ્તુત પદના વિષયની સૂચના પ્રારંભમાં वक्कंति–(सूत्र २) 'વ્યુત્ક્રાન્તિ' એ શબ્દથી આપવામા આવી છે. ટીકાકાર એ વિષે પ્રારંભમાં કશું જ વ્યાખ્યાન કરતા નથી, પણ છઠ્ઠા પદના પ્રારંભમાં જે અધિકારગાથા આપવામાં આવી છે (સૂ૦ ૫૫૯) અને તેની જે વ્યાખ્યા છે, તે ઉપરથી સ્પષ્ટ છે કે પ્રસ્તુત પદનો વિષય નાના પ્રકારના જીવોની વ્યુત્ક્રાન્તિ એટલે કે તે તે ગતિ**માં** ઉત્પત્તિ અને તે તે ગતિ**માંથી** અન્યત્ર ઉત્પત્તિને લગતા પ્રશ્નોની ચર્ચા કરવી એ છે. સારાશ કે જીવોની **ગતિ** અને **આગતિ**નો વિચાર પ્રસ્તુત પદમા છે. અને તે વિચારણા નીચેના મુદ્દાઓ વિષે કરવામાં આવી છે—

૧. (अ) **ઉપપાતવિરહકાલ**—નારકાદિ તે તે પ્રકારના જીવો તે તે રૂપે ઉત્પન્ન થયા કરે છે, તેમા વચ્ચે ઉત્પત્તિશૂન્ય કાળ કેટલો, તેની ચર્ચા

(ब) **ઉદ્વર્તનાવિરહકાલ**—નારકાદિ જીવો મર્યા કરે છે તેમા વચ્ચે મરણશૂન્ય કાળ કેટલો, તેની ચર્ચા.

આમાં નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચારેય ગતિમા જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ **બાર મુહુર્ત** ઉપપાતવિરહકાળ અને ઉદ્વર્તનાવિરહકાળ હોવાથી પ્રથમ અધિકારનું નામ **बारस**–બાર એમ રાખ્યુ છે (૫૬૦–૫૬૮).

૨. અને તે તે ગતિના પ્રભેદોનો વિચાર કરવામાં આવે તો ઉપપાતવિરહકાળ અને ઉદ્વર્તનાવિરહકાળ પ્રથમ નરકમાં જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ **ચોવીશ મુહૂર્ત** હોવાથી બીજા અધિકારનું નામ **ચઉવીસા**–ચોવીશ એમ રાખ્યું છે (૫૬૯–૬૦૮).

**સિદ્ધગતિમાં** ઉપપાત તો છે, કારણ, મનુષ્યનું નિર્વાણ થાય છે ત્યારે તે સિદ્ધગતિમાં જાય છે, પણ **સિદ્ધગતિમાંથી** ઉદ્વર્તના નથી, એટલે કે જે જીવ સિદ્ધ થઈ ગયો છે તેને તે સિદ્ધગતિ કદી પણ છોડવાની નથી. આથી સિદ્ધગતિ વિષે ઉપપાતવિરહકાળનો પ્રશ્ન ઉપસ્થિત થતો હોવાથી તેનો ખુલાસો કર્યો છે કે સિદ્ધગતિમાં ઉપપાતવિરહકાળ જઘન્ય એક સમય છે અને ઉત્કૃષ્ટ ૭ માસનો (૫૬૪), પણ ઉદ્વર્તનાવિરહકાળ વિષે તો પ્રશ્ન જ ઊઠતો નથી. આથી મોક્ષમાથી પુનરાગમન સસારમા નથી થતુ એવી જૈનોની માન્યતા ફલિત થાય છે એ ચોક્કસ છે, તે ધ્યાનમા રાખવા જેવું છે.

આચાર્ય મલયગિરિએ ઠીક જ પ્રશ્ન ઉઠાવ્યો છે કે આગામી સૂત્રોમાં એક પણ નરકનો ઉપપાતવિરહકાળ ૧૨ મુહૂર્ત જણાવ્યો નથી, પણ ૨૪ મુહૂર્ત અને તેથી વધારે છે, તો સામાન્યમાં ઉત્કૃષ્ટ ૧૨ મુહૂર્ત વિરહકાળ કેવી રીતે ઘટે? તેનો ખુલાસો તેમણે આપ્યો છે કે જ્યારે રત્નપ્રભાદિ એકેક નારકનો વિચાર કરવામાં આવે છે, ત્યારે ઉત્કૃષ્ટ ૨૪ મુહૂર્ત આદિ વિરહકાળ છે, છતાં પણ સાતેય નરકોને એકસાથે રાખીને વિચાર કરીએ તો બાર મુહૂર્ત પછી તો કોઈ ને કોઈ નરકમાં જીવ ઉત્પન્ન થાય જ છે, તેથી તેમાં બાધ નથી. આ જ ન્યાય અન્ય ગતિ વિષે પણ છે — "यद्यपि हि नाम रत्नप्रभादिषु एकैकनिर्धारणेन चतुर्विंशतिमुहूर्तादिप्रमाण उपपातविरहो वक्ष्यते, तथापि यदा सप्तापि पृथिवीः समुदिता अपेक्ष्य उपपातविरहश्चिन्त्यते तदा स द्वादशमुहूर्तप्रमाण एव लभ्यते, द्वादशमुहूर्तानन्तरमवश्यमन्यतरस्या पृथिव्यामुत्पादसम्भवात् । तथा केवलवेदसोपलब्धेः । यस्तु 'प्रत्येकमभावे समुदायेऽप्यभावः' इति न्यायः स कारणकार्यधर्मानुगमचिन्तायां नान्यत्र—इत्यदोषः।" प्रज्ञापनाटीका, पत्र २०५ ब.

એ વસ્તુનું ધ્યાન રાખવું જરૂરી છે કે જીવપ્રભેદોમાં બધાને સરખી રીતે ઉત્કૃષ્ટ વિરહકાળ ૨૪ મુહૂર્ત નથી પણ ઓછો-વધતો પણ છે. અને છતાં અધિકારનુ નામ 'ચઉવીસા' રાખ્યુ છે તેનુ કારણ એ જણાય છે કે પ્રભેદોમાં રત્નપ્રભાથી ગણતરી શરૂ કરી છે અને તેનો ઉપપાત અને ઉદ્વર્તનાવિરહકાળ ઉત્કૃષ્ટ **૨૪ મુહૂર્ત** છે,- તેથી તે પ્રારંભનું પદ પકડીને અધિકારનુ નામ આપ્યુ હોય એવો સંભવ છે.

વળી, આર્ય શ્યામાચાર્ય એ ધ્યાનમાં લેવા જણાવે છે કે જ્યોતિષ્ક અને વૈમાનિક દેવો વિષે ઉદ્વર્તના શબ્દનો પ્રયોગ કરવો નહિ પણ 'ચ્યવન' શબ્દનો પ્રયોગ કરવો (૬૦૮).

જીવપ્રભેદોમા ઉપપાતવિરહકાળ અને ઉદ્વર્તનાવિરહકાળ સમાન જ છે, તેથી સાથેની સૂચીમાં તે આપવામાં આવે છે અને બધા જ જીવોનો જઘન્ય વિરહકાળ તો એક સમય જ અભિપ્રેત છે તેથી તેનો જુદો નિર્દેશ જરૂરી નથી.

**જીવોના ઉપપાતનો અને ઉદ્વર્તનાનો વિરહકાળ (ઉત્કૃષ્ટ)**

| | | |
|---|---|---|
| ૧. નિરયગતિ | ૧૨ મુહૂર્ત | (૫૬૦)[૧] |
| ૧–૧. રત્નપ્રભા નરક | ૨૪ ,, | (૫૬૯) |
| ૧–૨. શર્કરાપ્રભા નરક | ૭ રાત-દિન | (૫૭૦) |

૧ બધાના ઉદ્વર્તનાવિરહકાળ માટે સૂત્ર ૬૦૭ અને ૬૦૮ જોવા કૌસમા આપેલ સૂત્રો ઉપપાતવિરહકાળ માટે છે

| | | |
|---|---|---|
| १–३. વાલુકાપ્રભા નરક | અર્ધમાસ | (૫૭૧) |
| १–४. પંકપ્રભા ,, | ૧ માસ | (૫૭૨) |
| १–૫. ધૂમપ્રભા ,, | ૨ માસ | (૫૭૩) |
| १–૬. તમા નરક | ૪ માસ | (૫૭૪) |
| १–૭. અધઃસપ્તમી નરક | ૬ માસ | (૫૭૫) |
| ૨. તિરિયગતિ | ૧૨ મુહૂર્ત | (૫૬૧) |
| ૨–૧. પૃથિવીકાયિક | अणुसमयमविरहियं = વિરહકાળ નથી[૨] | (૫૭૯) |
| ૨–૨. અપ્કાયિક | ,, | (૫૮૦) |
| ૨–૩. તેજ:કાયિક | ,, | (૫૮૦) |
| ૨–૪. વાયુકાયિક | ,, | (૫૮૦) |
| ૨–૫. વનસ્પતિ | ,, | (૫૮૦) |
| ૨–૬. દ્વીન્દ્રિય | અન્તર્મુહૂર્ત | (૫૮૧) |
| ૨–૭. ત્રીન્દ્રિય | ,, | (૫૮૨) |
| ૨–૮. ચતુરિન્દ્રિય | ,, | ,, |
| ૨–૯ સમૂર્ચ્છિમ પંચેન્દ્રિય | ,, | (૫૮૩) |
| ૨–૧૦ ગર્ભવ્યુત્ક્રાન્તિક પંચેન્દ્રિય | ૧૨ મુહૂર્ત | (૫૮૪) |
| ૩. મનુષ્યગતિ | ,, | (૫૬૨) |
| ૩–૧. સમૂર્ચ્છિમ | ૨૪ ,, | (૫૮૫) |
| ૩–૨ ગર્ભવ્યુત્ક્રાન્તિક | ૧૨ ,, | (૫૮૬) |
| ૪. દેવગતિ | ૧૨ મુહૂર્ત | (૫૬૩) |
| ૪–૧. અસુરકુમાર | ૨૪ ,, | (૫૬૪) |
| ૪–૨–૧૦. નાગકુમારાદિ | ,, , | (૫૬૫–૭૮) |
| ૪–૧૧. વાણમતર | ,, ,, | (૫૮૭) |
| ૪–૧૨. જ્યોતિષ્ક | ,, ,, | (૫૮૮) |
| ૪–૧૩. સૌધર્મ | ,, ,, | (૫૮૯) |
| ૪–૧૪ ઈશાન | ,, ,, | (૫૯૦) |
| ૪–૧૫. સનત્કુમાર | નવ રાતદિન + ૨૦ મુહૂર્ત | (૫૯૧) |
| ૪–૧૬. માહેન્દ્ર | ૧૨ રાતદિન + ૧૦ ,, | (૫૯૨) |
| ૪–૧૭. બ્રહ્મલોક | ૨૨½ રાતદિન | (૫૯૩) |
| ૪–૧૮. લાંતક | ૪૫ ,, | (૫૯૪) |
| ૪–૧૯. મહાશુક્ર | ૮૦ ,, | (૫૯૫) |
| ૪–૨૦. સહસ્રાર | ૧૦૦ ,, | (૫૯૬) |
| ૪–૨૧. આનત | સખ્યાત માસ | (૫૯૭) |
| ૪–૨૨. પ્રાણત | ,, ,, | (૫૯૮) |
| ૪–૨૩. આરણ | ,, વર્ષ | (૫૯૯) |

૨ તિર્યંચગતિનો જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત વિરહકાળ કહ્યો છે (૫૬૧), અને પ્રસ્તુતમા વિરહકાળ નથી જ એમ ફલિત થાય છે, તો આની સગતિ શી હોઈ શકે, તે બાબતમા આચાર્ય મલયગિરિ કશો ખુલાસો કરતા નથી

| | | | |
|---|---|---|---|
| ૪–૨૪. અચ્યુત | સખ્યાત વર્ષ | (૬૦૦) | |
| ૪–૨૫. હેટ્ઠિમ ગ્રૈવેયક | ,, ,, શત | (૬૦૧) | |
| ૪–૨૬. મજ્ઝિમ ,, | ,, ,, સહસ્ર | (૬૦૨) | |
| ૪–૨૭. ઉવરિમ ,, | ,, ,, લાખ | (૬૦૩) | |
| ૪–૨૮–૩૧. વિજયાદિ | અસંખ્યાતકાળ | (૬૦૪) | |
| ૪–૩૨ સર્વાર્થસિદ્ધ | પલ્યનો સંખ્યેયભાગ | (૬૦૫) | |
| ૫. સિદ્ધગતિ | ૭ માસ | (૫૬૪) | માત્ર ઉપપાત-વિરહ છે |
| ૫–૧. સિદ્ધ | ,, | (૬૦૬) | ઉદ્વર્તના સિદ્ધને નથી |

**૩. સાંતર** દ્વારમાં એ નક્કી કરવામાં આવ્યું છે કે તે તે જીવપ્રભેદોમાં નિરંતર જીવોનો ઉપપાત અને ઉદ્વર્તના થયા કરે છે કે તેમાં વ્યવધાન પણ છે? આનું સ્પષ્ટીકરણ એ છે કે સાતર એટલે કે વ્યવધાન પણ છે અને નિરંતર પણ છે=વ્યવધાન રહિત પણ છે. પ્રથમ બે દ્વારમાં જે જીવભેદોને લીધા છે, તે જ ભેદોને પ્રસ્તુતમાં પણ લીધા છે. ઉક્ત નિયમમાં અપવાદ માત્ર પૃથ્કાયિવીક, અપ્કાયિક, તેજ:કાયિક, વાયુકાયિક અને વનસ્પતિકાયિકનો છે. તેમાં નિરંતર જ ઉપપાત થયા કરે છે અને ઉદ્વર્તના પણ નિરંતર જ છે (૬૧૭–૬૧૮, ૬૨૫); સાંતરનો વિકલ્પ સ્વીકાર્યો નથી.

અહી પણ પ્રશ્ન થાય છે કે પ્રથમ બે દ્વારોમાં વિરહકાળનુ વિધાન છે, તો પછી પ્રસ્તુત દ્વારમાં 'નિરતર' કહેવાનું તાત્પર્ય શું છે? અહીં આચાર્ય મલયગિરિએ પણ કંઈ ખુલાસો નથી કર્યો. અહી પણ સભવ એવો જણાય છે કે સમગ્રભાવે નરકો લઈએ તો નિરંતર હોય અને એકેક નરકગતિ લઈએ તો તેમાં નારકનો ઉપપાત નિરતર ન હોય પણ વ્યવધાન પડતુ હોય.

ષટ્ખંડાગમમાં આ ચર્ચા જુદી રીતે આવે છે તેની પણ અહીં નોંધ લેવી જોઈએ. અને વિવરણમા તુલના કરતાં મતભેદ પણ જણાય છે, તે જિજ્ઞાસુએ તુલના કરી જોઈ લેવુ જોઈએ. ષટ્ખંડાગમમાં અંતરાનુગમ પ્રકરણમાં એક જીવ તે તે ગતિ આદિમાં ફરી ક્યારે આવે તેના અંતરનો વિચાર (પુ૦ ૭, પૃ૦ ૧૮૭), નાના જીવોની અપેક્ષાએ અંતર છે કે નહિ તેનો વિચાર (પુ૦ ૭, પૃ૦ ૨૩૭), તથા નાના જીવની અપેક્ષાએ નરકો આદિમા નારક જીવો આદિ કેટલો કાળ રહી શકે છે તેનો વિચાર (પુ૦ ૭, પૃ૦ ૪૬૨) છે. અને ષટ્ખંડાગમની પદ્ધતિ પ્રમાણે ગત્યાદિ ૧૪ માર્ગણાદ્વારોને લઈને એ વિચાર છે તે તેની વિશેષતા છે. ઉપરાંત, જુઓ ષટ્ખડાગમ, પુ૦ ૫ માં **અંતરાનુગમ** પ્રકરણ, પૃ૦ ૧ થી.

**૪.** એકસમયદ્વારમાં એ નક્કી કરવામાં આવ્યું છે કે તે તે જીવોમાં એક સમયમા **કેટલાનો** ઉપપાત અને **કેટલાની** ઉદ્વર્તના છે? આનું વિવરણ નીચેની સૂચી પ્રમાણે છે. ઉપપાત અને ઉદ્વર્તનાની સંખ્યામા પણ ભેદ નથી, તે ધ્યાનમાં લેવાનું છે. પણ તેનો અર્થ એ નથી કે એક સમયમાં જેટલા ઉત્પન્ન થાય છે તેટલા જ મરણ પામે છે, કારણ, ઉપપાત અને ઉદ્વર્તનાની સંખ્યામાં વિકલ્પો છે.

### એક સમયમાં કેટલા જીવોનો ઉપપાત અને ઉદ્વતના[૩]

૧. નારકો (૧–૭) જઘન્ય એક, બે અથવા ત્રણ; ઉત્કૃષ્ટ સખ્યાત અથવા તો અસખ્યાત (૬૨૬–૬૨૭).

---

૩ કૌસમા મૂકેલ સૂત્રો ઉપપાત માટે છે, ઉદ્વર્તના માટે સૂત્ર ૬૩૭–૬૩૮.

૨. અસુરકુમારાદિ (૧-૧૦) જઘન્ય એક, બે અથવા ત્રણ; ઉત્કૃષ્ટ સખ્યાત અથવા તો અસખ્યાત (૬૫૮-૯).
૩. પૃથ્વીકાયિક યાવત્ વાયુ પ્રત્યેક સમયમાં નિરંતર અસંખ્યાત (૬૩૦-૩૧).
૪. વનસ્પતિ (અ) સ્વસ્થાન અર્થાત્ વનસ્પતિમાથી મરીને વનસ્પતિરૂપે ઉત્પન્ન થનાર પ્રત્યેક સમયમાં નિરંતર અનત છે (૬૩૨).
(બ) પરસ્થાન અર્થાત્ પૃથ્વી આદિમાથી મરીને વનસ્પતિરૂપે ઉત્પન્ન થનાર પ્રત્યેક સમયમાં નિરંતર અસખ્યાત છે (૬૩૨).

આ જ પ્રમાણે **ઉદ્વર્તના** વિષે પણ સમજવું (૬૩૮).

૫. દ્વીન્દ્રિય જઘન્ય એક, બે કે ત્રણ; ઉત્કૃષ્ટ સખ્યાત કે અસખ્યાત (૬૩૩).
૬. ત્રીન્દ્રિય
૭. ચતુરિન્દ્રિય
૮. સંમૂર્ચ્છિમ પચેંદ્રિયતિર્યંચ
૯. ગર્ભજ પચેંન્દ્રિયતિર્યંચ
૧૦. સમૂર્ચ્છિમ મનુષ્ય
(૬-૧૦) જઘન્ય એક, બે ત્રણ; ઉત્કૃષ્ટ સંખ્યાત કે અસંખ્યાત (૬૩૪).
૧૧. ગર્ભજ મનુષ્ય જઘન્ય એક, બે, કે ત્રણ; ઉત્કૃષ્ટ સંખ્યાત (૬૩૫).
૧૨. વાણમંતર—
૧૩. જ્યોતિષ્ક—
૧૪. સૌધર્મ યાવત્ સહસ્રાર જઘન્ય એક, બે કે ત્રણ; ઉત્કૃષ્ટ સખ્યાત કે અસંખ્યાત (૬૩૪).
૧૫. આનત યાવત્ અનુત્તર જઘન્ય એક, બે, ત્રણ; ઉત્કૃષ્ટ સંખ્યાત (૬૩૫).
૧૬. સિદ્ધ જઘન્ય એક, બે કે ત્રણ; ઉત્કૃષ્ટ ૧૦૮ (૬૩૬).

૫. **कत्तो** (कुत)[૪] દ્વારમાં જીવો તે તે પ્રભેદમાં ક્યાંથી મરીને ઉત્પન્ન થાય એ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે એટલે કે જીવના જે નાના પ્રકારો છે, તેમાં ઉત્પન્ન થવાની યોગ્યતા સૌની સરખી છે કે તેમા કંઈ અપવાદ છે? સામાન્ય રીતે બધા જ જીવો નાના ભવ એટલે કે બધા જ ભવોને યોગ્ય છે. પરંતુ અમુક પ્રકારના જીવરૂપે ઉત્પન્ન થવાનું હોય તો અવ્યવહિત પૂર્વમાં તે જીવનો ક્યો ભવ હોવો જરૂરી છે તેનો નિર્ણય પ્રસ્તુતમા કરવામાં આવ્યો છે.

### જીવો કયા ભવમાંથી આવે ?

૧. નારક (અ) તિર્યંચપચેન્દ્રિય પર્યાપ્તના બધા જ ભેદોમાથી; સિવાય કે અસંખ્યાત વર્ષાયુવાળા ચતુષ્પદ સ્થલચર અને ખેચર (૬૩૯ [૧-૨૨]).
(આ) કર્મભૂમિજ સંખ્યાત વર્ષાયુવાળા ગર્ભજ પર્યાપ્ત મનુષ્યમાથી (૬૩૯ [૨૩-૨૬]).
(૧) પ્રથમ રત્નપ્રભામા સામાન્ય નારકની જેમ (૬૪૦).
(૨) શર્કરામાં સમૂર્ચ્છિમ તિર્યંચપચેંદ્રિય સિવાયના ઉપર પ્રમાણે (૬૪૧).
(૩) વાલુકામાં ભુજપરિસર્પ સિવાયના શર્કરા પ્રમાણે (૬૪૨).
(૪) પકપ્રભામા ખેચર સિવાયના વાલુકા પ્રમાણે (૬૪૩).

---

૪ જીવોની ગતિ-આગતિ વિષેની ચર્ચા ષટ્ખંડાગમમા પોતાની રીતે ૧૪ માર્ગણાદ્વારો વડે કરવામા આવી છે —પુસ્તક ૬, પૃ૦ ૪૧૮ થી.

(૫) ધૂમપ્રભામાં ચતુષ્પદ સિવાયના પંકપ્રભા પ્રમાણે (૬૪૪)
(૬) તમામા સ્થલચર સિવાયના ધૂમપ્રભા પ્રમાણે (૬૪૫).
(૭) સપ્તમીમાં (अ) જલચર તિર્યંચપંચેંદ્રિય પર્યાપ્ત અને
(ब) ગર્ભજ પર્યાપ્ત.
(क) કર્મભૂમિજ સંખ્યાતવર્ષાયુવાળા ગર્ભજ પર્યાપ્ત મનુષ્ય—પુરુષ અને નપુંસક (૬૪૬–૬૪૭).

૨. અસુરકુમારાદિ (૧–૧૦) (अ) પર્યાપ્ત તિર્યંચપંચેંદ્રિયમાંથી (૬૪૮)
(ब) ગર્ભજ પર્યાપ્ત મનુષ્યમાંથી (૬૪૯)

૩. પૃથ્વીકાયિક (अ) તિર્યંચમાંથી (૬૫૦[૧–૧૦]).
(ब) મનુષ્યમાંથી (૬૫૦ [૧૧–૧૨]).
(क) દેવોમાથી; સિવાય કે સનત્કુમારથી માંડીને અનુત્તરના દેવો (૬૫૦[૧૩–૧૮]).

૪. અપ્કાય ઉપર પ્રમાણે (૬૫૧).
૫. તેજ અને વાયુ (अ) તિર્યંચ અને (ब) મનુષ્યમાથી (૬૫૨).
૬. વનસ્પતિ પૃથ્વીકાયિકની જેમ (૬૫૩).
૭. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય — તેજ-વાયુ પ્રમાણે (૬૫૪)

૮. પંચેન્દ્રિયતિર્યંચ (अ) નારકમાંથી
(ब) તિર્યંચમાથી.
(क) મનુષ્યમાંથી.
(ड) દેવોમાંથી; સિવાય કે આનતથી માંડીને ઉપરના દેવો—(૬૫૫)

૯ મનુષ્ય (अ) નારકમાંથી; સિવાય કે સપ્તમી.
(ब) તિર્યંચમાંથી; સિવાય કે તેજ અને વાયુ.
(क) મનુષ્યમાંથી.
(ड) દેવોમાંથી. (૬૫૬).

૧૦. વાણમતર અસુરકુમારાદિની જેમ (૬૫૭).
૧૧ જ્યોતિષ્ક (अ) ગર્ભજ તિર્યંચપચેંદ્રિય, સિવાય કે અસખ્યાત વર્ષાયુવાળા ખેચર.
(ब) મનુષ્યમાંથી, સિવાય કે અન્તરર્દ્વીપજ મનુષ્ય. (૬૫૮).
૧૨. સૌધર્મ અને ઈશાન જ્યોતિષ્ક પ્રમાણે. (૬૫૯)
૧૩ સનત્કુમાર યાવત્ સહસ્રાર અસંખ્યાત વર્ષાયુવાળા અને અકર્મકભૂમિ સિવાયના ઉપર પ્રમાણે. (૬૬૦, ૬૬૧).
૧૪ આનત, યાવત્ અચ્યુત સમ્યગ્દૃષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત સખ્યેય-વર્ષાયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોમાથી. (૬૬૨–૬૬૩).
૧૫. ગ્રૈવેયક સયત મનુષ્યમાંથી. (૬૬૪).
૧૬. અનુત્તરોપપાતિક અપ્રમત્ત સંયત મનુષ્યમાંથી. (૬૬૫).

ઉપરની સૂચી ઉપરથી જે કેટલીક બાબતો ધ્યાનમા લેવા જેવી છે તે આ છે—

૧ સાતમી નરકમાં મનુષ્યસ્ત્રી જતી નથી,

૨. નારક મરીને નારક થતો નથી, દેવ થતો નથી.
૩. દેવ મરીને દેવ થતો નથી કે નારક થતો નથી, તેમ જ તેજ અને વાયુ અને વિકલેંદ્રિયમાં જતો નથી, પણ પૃથ્વી, અપ્ અને વનસ્પતિમા જઈ શકે છે અને મનુષ્ય પણ થઈ શકે છે.
૪. પચેંદ્રિયથી ઓછી ઇંદ્રિયવાળા મરીને નારક કે દેવ થતા નથી.
૫. બધાય નારકો મરીને પચેંદ્રિયતિર્યંચ થાય છે અને સાતમી નરક સિવાયના નારકો મનુષ્ય પણ થાય છે. પણ કોઈ પણ નારક એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિયવાળા થતા નથી.
૬. તેજ અને વાયુની બાબતમા અન્ય પૃથ્વી આદિથી જુદી વાત છે. તેમાં માત્ર મનુષ્ય અને તિર્યંચમાંથી જન્મે છે. અને મરીને તેઓ મનુષ્ય થઈ શકતા નથી.
૭. મિથ્યાદૃષ્ટિ મનુષ્ય સહસ્રારથી ઊંચેના દેવલોકમાં જઈ શકતા નથી.
૮. અસયત અને સંયતાસયત મનુષ્ય ગ્રૈવેયક અને અનુત્તરમાં જતા નથી.
૯. મનુષ્ય મરીને ચારેય ગતિમાં જઈ શકે છે, પણ સાતમીનો જીવ મરીને મનુષ્ય થતો નથી.

૬. 'उव्वट्टणा'–ઉદ્વર્તના એટલે કે જીવો મરીને ક્યાં જાય તેનો વિચાર છઠ્ઠા દ્વારમાં છે. પાંચમા દ્વારને ઉલટાવીને વાચીએ તો આ છઠ્ઠા દ્વારનો વિષય સ્પષ્ટ થાય છે પાચમામાં જીવો ક્યાથી આવે તે જણાવ્યુ છે, તે ઉપરથી જ જીવો મરીને ક્યા જાય છે તેનું પણ સ્પષ્ટીકરણ થઇ જ જાય છે. આથી આની જુદી સૂચી આપવાની જરૂર જણાતી નથી (૬૬૬–૬૭૬).

૭. 'परभवियाउयं' અર્થાત્ પરભવનું એટલે કે આગામી નવા ભવનુ આયુ જીવ ક્યારે બાંધે છે, તેની ચર્ચા આ દ્વારમાં કરવામાં આવી છે. જીવે જે પ્રકારનું આયુ બાધ્યું હોય તે જ પ્રકારનો નવો ભવ તે ધારણ કરે છે, તેથી જીવની ગતિ-આગતિની વિચારણા સાથે આ પ્રશ્નનો સબધ છે જ. તેનું નિરાકરણ આ દ્વારમાં કરવામાં આવ્યું છે.

આયુના બે ભેદ છે · સોપક્રમ અને નિરુપક્રમ.[5] તેમાં દેવ અને નારકને તો નિરુપક્રમ જ આયુ હોય છે એટલે કે તેમને આકસ્મિક મૃત્યુ હોતુ નથી. અને તેઓ આયુના ૭ માસ શેષ રહે છે ત્યારે નવા આગામી ભવનું આયુ બાંધે છે (૬૭૭, ૬૭૮, ૬૮૩).

એકેન્દ્રિયથી માંડીને ચતુરિન્દ્રિય સુધીના જીવોને ઉક્ત બન્ને પ્રકારના આયુ હોય છે. નિરુપક્રમ હોય તો આયુનો તીજો ભાગ શેષ રહે ત્યારે પરભવનું આયુ બાંધે છે અને સોપક્રમ હોય તો ત્રિભાગ, ત્રિભાગનો ત્રિભાગ કે ત્રિભાગના ત્રિભાગનો ત્રિભાગ શેષ રહે ત્યારે પરભવનું આયુ બાંધે છે (૬૭૯, ૬૮૦). પચેંદ્રિય તિર્યંચ અને મનુષ્યમાં જે અસખ્યાતવર્ષાયુવાળા હોય છે તે નિયમથી આયુના ૭ માસ શેષ રહે ત્યારે, અને સખ્યાતવર્ષાયુવાળામાંથી જે નિરુપક્રમ આયુવાળા હોય છે તે આયુનો ત્રિભાગ શેષ રહે ત્યારે અને જે સોપક્રમ આયુવાળા હોય છે તે પૂર્વોક્ત સોપક્રમ આયુવાળા એકેન્દ્રિય આદિની જેમ પરભવનુ આયુ બાધે છે (૬૮૧, ૬૮૨).

૮. 'आगरिस'–આકર્ષ. તે તે પ્રકારના પ્રયત્ન વડે થતુ કર્મનું ઉપાદાન તે આકર્ષ છે, જેમ કે આપણે એક ગ્લાસ પાણી પીવુ હોય તો એક જ ઘૂંટડે પી જઈએ છીએ અથવા તો એક ઘૂંટમાં નથી પી જતા પણ તેના અનેક ઘૂંટ કરીએ છીએ, તેમ કર્મપુદ્ગલોનુ ગ્રહણ પણ એક કે અનેક આકર્ષમા થાય છે. પ્રસ્તુતમાં પ્રથમ તે તે જીવોમા આયુકર્મના કેટલા પ્રકારો છે તેનુ નિરૂપણ કરીને તે તે આયુકર્મના પુદ્ગલોનુ ગ્રહણ કેટલા આકર્ષમાં થાય છે તેની ચર્ચા કરવામાં આવી છે.

---

૫. યોગસૂત્ર, ૩ ૨૨ અને તેનું ભાષ્ય જુઓ

બધા જ જીવો ૭ પ્રકારનો આયુબંધ કરે છે (૬૮૫) અને બધા જ જીવો એકથી માંડીને ઉત્કૃષ્ટ આઠ આકર્ષમાં આયુના પુદ્ગલોનું ગ્રહણ કરી લે છે (૬૮૭–૬૯૦). આકર્ષ એકથી માંડીને વિકલ્પે આઠ સુધી થાય છે એટલે વળી એક આકર્ષ કે તેથી વધારે આકર્ષ કરનારાઓનુ તારતમ્ય પણ નિરૂપવામા આવ્યુ છે. તેમાં ક્રમ એવો છે કે આઠ આકર્ષ કરનારા સૌથી થોડા છે. અને પછી જેમ જેમ આકર્ષ ઓછા તેમ તેમ તેમની સખ્યા ક્રમે સખ્યાતગુણ છે, અર્થાત્ સૌથી વધારે સખ્યા એક આકર્ષ કરનારાઓની છે (૬૯૧–૬૯૨).

આયુબંધના ૭ પ્રકારો નીચે પ્રમાણે છે (૬૮૪):—

**૧. જાતિનામનિધત્ત આયુ:** નિધત્ત = નિષિક્ત. સામાન્ય નિયમ એવો છે કે જીવો એક સમયમા જેટલા કર્મપ્રદેશોનું ગ્રહણ કરે છે તેની ગોઠવણી કે રચના તે જે ક્રમે અનુભવમા આવવાના હોય છે તે પ્રમાણે કરી નાખે છે. આ રચના નિષેક કહેવાય છે. તેથી આવી રચનામા જે ગોઠવાયુ તે નિધત્ત = નિષિક્ત કહેવાય છે. નામકર્મની ઉત્તર પ્રકૃતિઓમાં એકેન્દ્રિયાદિ પાચ જાતિઓ છે. એ જાતિનામકર્મ સાથે જે આયુ નિધત્ત હોય તે જાતિનામનિધત્ત આયુ છે.

**૨. ગતિનામનિધત્ત આયુ:** નામકર્મની ઉત્તર પ્રકૃતિઓમાં નરકાદિ ચાર ગતિ છે. તે ગતિનામકર્મ સાથે જે આયુ નિધત્ત હોય તે ગતિનામનિધત્ત આયુ છે.

**૩. સ્થિતિનામનિધત્ત આયુ:** તે તે ભવમા સ્થિર કરનાર જે કર્મ ઉદયમા હોય તે સ્થિતિનામ છે. તેને ગતિ, જાતિ અને શરીરાદિ નામકર્મથી ભિન્ન સમજવાનુ છે, કારણ કે તેમનો જુદો ઉલ્લેખ કરવામાં આવ્યો જ છે (જુઓ નં. ૧, ૨, ૪ આદિ). એ સ્થિતિ સાથે જે આયુ નિધત્ત હોય તે સ્થિતિનામનિધત્ત આયુ છે.

**૪. અવગાહનાનામનિધત્ત આયુ:** અવગાહના એટલે જેમા જીવ અવગાહીને રહે તે. અર્થાત્ શરીર—ઔદારિકાદિ પાંચ શરીર—નામકર્મની ઉત્તર પ્રકૃતિઓ છે. તેમની સાથે જે આયુ નિધત્ત હોય તે અવગાહનાનામનિધત્ત આયુ છે.

**૫. પ્રદેશનામનિધત્ત આયુ:** કર્મપરમાણુઓ પ્રદેશ કહેવાય છે જે કર્મોનો અનુભવ માત્ર પ્રદેશરૂપે થાય એટલે કે જેનો વિપાકોદય નહિ પણ પ્રદેશોદય હોય છે તેવા પ્રદેશો સાથે જે આયુ નિધત્ત હોય તે પ્રદેશનામનિધત્ત આયુ છે

**૬. અનુભાવનામનિધત્ત આયુ:** કર્મના વિપાક—ફળને અનુભાવ કહેવામા આવે છે. પ્રસ્તુતમા તે વિપાક તેના પ્રકૃષ્ટ રૂપમાં સમજવાનો છે. એટલે કે પ્રકૃષ્ટ વિપાક દેનારા કર્મની સાથે જે આયુ નિધત્ત હોય તે અનુભાવનામનિધત્ત આયુ છે.

પ્રસ્તુતમાં આચાર્ય મલયગિરિ સ્પષ્ટીકરણ કરે છે કે આયુના આ ભેદો કરવાનુ રહસ્ય એ છે કે ઉક્ત જાતિ, ગતિ આદિમાં આયુકર્મ પ્રધાન છે, કારણ કે તેનો ઉદય થવાથી જ તે તે જાતિ આદિ કર્મનો ઉદય થાય છે [૬]

૬ प्रज्ञापनाटीका, पत्र २१७ ब

# સાતમું 'ઉચ્છ્વાસ' પદ : જીવોના શ્વાસોચ્છ્વાસ

આપણે જાણીએ છીએ કે જીવનધારણ માટે શ્વાસોચ્છ્વાસનું ઘણું મહત્ત્વ છે. પ્રસ્તુત સાતમા પદમા સિદ્ધ સિવાયના બધા જ સસારી જીવોના શ્વાસોચ્છ્વાસના કાલની ચર્ચા છે. આ સમગ્ર ચર્ચા ઉપરથી જે એક વાત ફલિત થાય છે તે તરફ આચાર્ય મલયગિરિએ ધ્યાન દોર્યું છે અને તે યથાર્થ જ છે કે જેમ દુઃખ વધારે તેમ શ્વાસોચ્છ્વાસ વધારે અને અત્યંત દુઃખીને તો તે નિરતર જ ચાલ્યા કરે[1]; અને જેમ સુખ વધારે તેમ શ્વાસોચ્છ્વાસની ક્રિયાનો વિરહકાલ વધારે[2], કારણ કે શ્વાસોચ્છ્વાસની ક્રિયા એ પણ દુઃખ છે આ વાત આપણા અનુભવની છે, અને શાસ્ત્ર પણ તેનું સમર્થન કરે છે.

આચાર્ય મલયગિરિએ પ્રસ્તુત ચર્ચાને આધારે જે એક નિયમ તારવી આપ્યો છે તે એ છે કે દેવોમાં જેમની જેટલા સાગરોપમની સ્થિતિ છે તેમનો તેટલાં પખવાડિયાં શ્વાસોચ્છ્વાસનો વિરહકાળ સમજવાનો છે.[3]

મૂળ સૂત્રમાં "आणमंति वा पाणमंति वा ऊससंति वा नीससंति वा" એવો પાઠ છે આચાર્ય મલયગિરિ आणमंति અને ऊससंतिને એકાર્થક ગણે છે અને पाणमंति અને नीससंतिને પણ એકાર્થક ગણે છે. પણ તેમણે આ બાબતમા અન્યનો મત પણ નિર્દિષ્ટ કર્યો છે, જેમાં પ્રથમ બે પદોને આન્તરિક શ્વાસોચ્છ્વાસક્રિયાના અર્થમાં અભિપ્રેત કરવામા આવ્યા છે.[4]

### જીવોની શ્વાસોચ્છ્વાસક્રિયાનો વિરહકાલ

| | | |
|---|---|---|
| ૧. નારક | સતત ચાલ્યા કરે છે. | |
| ૨. અસુરકુમાર | જઘન્ય સાત સ્તોક, | ઉત્કૃષ્ટ પખવાડિયાથી થોડો વધારે. |
| ૩. નાગકુમાર યાવત્ સ્તનિતકુમાર | જઘન્ય સાત સ્તોક, | ,, મુહૂર્તપૃથકત્વ |
| ૪. તિર્યંચ અને મનુષ્ય | વિમાત્રાએ = અનિશ્ચિત, | ,, વિમાત્રાએ |
| ૫. વાણમતર | જઘન્ય સાત સ્તોક, | ,, મુહૂર્તપૃથક્ત્વ |
| ૬. જ્યોતિષ્ક | જઘન્ય મુહૂર્તપૃથકત્વ | ,, ,, |
| ૭ વૈમાનિક | ,, | ,, ૩૩ પખવાડિયાં |
| (अ) ૧. સૌધર્મ | ,, | ,, ૨ ,, |
| ૨. ઈશાન | ,, થી અધિક | ,, ૨ ,, |
| ૩ સનતકુમાર | જઘન્ય બે પક્ષ | ,, ૭ ,, |
| ૪ માહેન્દ્ર | ,, બે પક્ષથી અધિક | ,, ૭ પખવાડિયાં-થી અધિક |

---

૧ "अतिदु खिता हि नेरयिका, दु खिताना च निरन्तर उच्छ्वासनि श्वासौ, तथा लोके दर्शनात् ।" प्रज्ञापनाटीका, पत्र २२० ब ।

२ "सुखिताना च यथोत्तर महानुच्छ्वासनि श्वासक्रियाविरहकालः ।" प्रज्ञापनाटीका, पत्र २२१ अ

૩. यथा यथाऽऽयुष सागरोपमवृद्धिस्तथा तथोच्छ्वासनि श्वासक्रियाविरहप्रमाणस्यापि पक्षवृद्धि ।

૪. प्रज्ञापनाटीका, पत्र २२० .

| | | | | | |
|---|---|---|---|---|---|
| | ૫. બ્રહ્મલોક | જઘન્ય ૭ પક્ષ | ઉત્કૃષ્ટ | ૧૦ | પખવાડિયાં |
| | ૬. લાંતક | „ ૧૦ પક્ષ | „ | ૧૪ | „ |
| | ૭. મહાશુક્ર | „ ૧૪ પક્ષ | „ | ૧૭ | „ |
| | ૮. સહસ્રાર | „ ૧૭ પક્ષ | „ | ૧૮ | „ |
| | ૯. આનત | „ ૧૮ પક્ષ | „ | ૧૯ | „ |
| | ૧૦. પ્રાણત | „ ૧૯ પક્ષ | „ | ૨૦ | „ |
| | ૧૧. આરણ | „ ૨૦ પક્ષ | , | ૨૧ | „ |
| | ૧૨. અચ્યુત | „ ૨૧ પક્ષ | „ | ૨૨ | „ |
| (ख) | ૧. ગ્રૈવેયક નીચલાના નીચલા | „ ૨૨ પક્ષ | „ | ૨૩ | „ |
| | ૨. ગ્રૈવેયક નીચલાના મધ્યમ | „ ૨૩ પક્ષ | „ | ૨૪ | „ |
| | ૩. ગ્રૈવેયક નીચલાના ઉપલા | , ૨૪ પક્ષ | „ | ૨૫ | „ |
| | ૪. ગ્રૈવેયક મધ્યમના નીચલા | „ ૨૫ પક્ષ | „ | ૨૬ | „ |
| | ૫. ગ્રૈવેયક મધ્યમના વચલા | „ ૨૬ પક્ષ | „ | ૨૭ | „ |
| | ૬. ગ્રૈવેયક મધ્યમના ઉપલા | „ ૨૭ પક્ષ | „ | ૨૮ | „ |
| | ૭. ગ્રૈવેયક ઉપલાના નીચલા | „ ૨૮ પક્ષ | „ | ૨૯ | „ |
| | ૮. ગ્રૈવેયક ઉપલાના વચલા | „ ૨૯ પક્ષ | „ | ૩૦ | „ |
| | ૯. ગ્રૈવેયક ઉપલાના ઉપલા | „ ૩૦ પક્ષ | „ | ૩૧ | „ |
| (क) | ૧. અનુત્તર વિજયાદિ ૧–૪ | „ ૩૧ પક્ષ | „ | ૩૩ | „ |
| | ૨. સર્વાર્થસિદ્ધ | ૩૩ પખવાડિયાં અજઘન્ય-અનુત્કૃષ્ટ (૬૯૩–૭૨૪) | | | |

## આઠમું 'સંજ્ઞા' પદ : જીવોની સંજ્ઞા

પ્રસ્તુતમાં જીવોની સજ્ઞા એટલે કે જેને લઈ ને તે જીવ છે તે જાણી શકાય છે તે, અર્થાત્ જીવોમાં થતી આહારાદિ પ્રાપ્તિની ક્રિયા એ સંજ્ઞા છે. પ્રારંભના સૂત્રમા (૭૨૫) દશ સજ્ઞાઓ ગણાવી છે અને તે સસારી સર્વ જીવોમાં છે, એ પણ તે પછી સ્પષ્ટ કરવામાં આવ્યુ છે (૭૨૬–૭૨૯); પરંતુ ત્યાર પછી જે સજ્ઞા વિષે ચોવીશે દંડકની અપેક્ષાએ વિચાર કર્યો છે, તેમાં (સૂત્ર ૭૩૦, ૭૩૨ આદિ) અને સજ્ઞાસંપન્ન જીવોનો જે અલ્પબહુત્વ વિચાર કરવામાં આવ્યો છે તેમાં (૭૩૧, ૭૩૩ આદિ) માત્ર પ્રથમની ચાર એટલે કે આહાર, ભય, મૈથુન અને પરિગ્રહને જ સ્વીકારી છે, તે બતાવી આપે છે કે વસ્તુતઃ પ્રાચીન કાળમાં ચાર સજ્ઞાઓ જ મનાતી હશે અને પછીથી તેની દશ સખ્યા કરવામાં આવી છે, તે આ પ્રમાણે છે —

૧. આહાર, ૨. ભય, ૩. મૈથુન, ૪. પરિગ્રહ, ૫. ક્રોધ, ૬. માન, ૭. માયા, ૮. લોભ, ૯. લોક અને ૧૦. ઓઘ.

આહારાદિ સંજ્ઞાનો અર્થ નામથી જ સ્પષ્ટ છે. પણ લોક અને ઓઘની વ્યાખ્યા જરૂરી બને છે. શબ્દાદિ અર્થનો સામાન્ય બોધ હોવો તે ઓઘ સજ્ઞા છે અને તેમનો વિશેષ અવબોધ તે લોકસજ્ઞા છે–એમ આચાર્ય મલયગિરિએ વ્યાખ્યા કરી છે. પણ અન્ય મતે જે વ્યાખ્યા તેમણે નોંધી છે તે પ્રમાણે વલ્લી આદિનું જે (વગર વિચાર્યે) આરોહણ થાય છે તે ઓઘસંજ્ઞા છે અને લોકમાં જે હેય પ્રવૃત્તિ છે તે લોકસંજ્ઞા છે

જીવોમાં સંજ્ઞાનો વિચાર એક તો ઉત્સન્ન (બાહુલ્ય)ની દૃષ્ટિએ અને બીજો સંતતિભાવ (સાતત્ય)ની દૃષ્ટિએ કરવામાં આવ્યો છે, અને નોંધવામા આવ્યું છે કે નારકોમા ભય સંજ્ઞાનુ બાહુલ્ય છે અને સાતત્ય તો ચારેય સંજ્ઞાનું છે (૭૩૦). તિર્યંચમાં આહારસંજ્ઞાનુ (૭૩૨), મનુષ્યમા મૈથુનનુ (૭૩૪) અને દેવોમાં પરિગ્રહનુ બાહુલ્ય છે (૭૩૬). પણ તે બધામાં સાતત્ય તો ચારેય સંજ્ઞાનું છે.

અલ્પબહુત્વનો વિચાર નીચે પ્રમાણે છે :—

૧. **નારકો** — મૈથુનસંજ્ઞાવાળા સૌથી થોડા, તેથી —
— આહારસંજ્ઞાવાળા સંખ્યાતગુણ, તેથી —
— પરિગ્રહસંજ્ઞાવાળા સંખ્યાતગુણ, તેથી —
— ભયસંજ્ઞાવાળા સંખ્યાતગુણ છે (૭૩૧).

૨ **તિર્યંચ** — પરિગ્રહસંજ્ઞાવાળા સૌથી થોડા, તેથી —
— મૈથુનસંજ્ઞાવાળા સંખ્યાતગુણ, તેથી —
— ભયસંજ્ઞાવાળા સંખ્યાતગુણ, તેથી —
— આહારસંજ્ઞાવાળા સંખ્યાતગુણ છે (૭૩૩).

૩. **મનુષ્ય** — ભયસંજ્ઞાવાળા સૌથી થોડા, તેથી —
— આહારસંજ્ઞાવાળા સંખ્યાતગુણ, તેથી —
— પરિગ્રહસંજ્ઞાવાળા સંખ્યાતગુણ, તેથી —
— મૈથુનસંજ્ઞાવાળા સંખ્યાતગુણ છે (૭૩૫).

૪. **દેવ** — આહારસંજ્ઞાવાળા સૌથી થોડા, તેથી —
— ભયસંજ્ઞાવાળા સંખ્યાતગુણ, તેથી —
— મૈથુનસંજ્ઞાવાળા સંખ્યાતગુણ, તેથી —
— પરિગ્રહસંજ્ઞાવાળા સંખ્યાતગુણ છે (૭૩૭).

*

## નવમું 'યોનિ' પદ : જીવોનું ઉત્પત્તિસ્થાન

એક ભવમાંથી મૃત્યુ પામે છે ત્યારે જીવ તેની સાથે કાર્મણ અને તૈજસ શરીર લઈને જાય છે, પણ જે સ્થાનમા તે નવા જન્મને લાયક ઔદારિક આદિ શરીરના પુદ્ગલોનું ગ્રહણ કરે છે, તેને યોનિ અથવા તો ઉત્પત્તિસ્થાન કહેવામા આવે છે. પ્રસ્તુતમા એ યોનિનો અનેક રીતે વિચાર કરવામા આવ્યો છે. પ્રથમ શીતાદિ સ્પર્શને લઈને (૭૩૮), પછી તે સ્થાન સચિત્ત છે કે કેવુ છે તેને લઈને (૭૫૪) અને ત્યાર પછી તે સંવૃત છે કે વિવૃત (૭૬૪) ઇત્યાદિને લઈને સકલ જીવોની યોનિનો વિચાર પ્રસ્તુત પદમાં છે. વિશેષમાં, મનુષ્યજન્મની યોનિની જે વિશેષતા છે, તેનુ પણ (૭૭૩) નિરૂપણ કરવામાં આવ્યુ છે, કે કૂર્મોન્નતા, શંખાવર્તા અને વંશીપત્રા એ ત્રણ પ્રકારે પણ મનુષ્યની યોનિ છે. કૂર્મોન્નત યોનિમાં તીર્થંકરાદિ મહાપુરુષો જન્મધારણ કરે છે. સ્ત્રીરત્નને શંખાવર્તા યોનિ હોય છે, પણ તેમાં અનેક જીવો આવે છે અને ગર્ભનુ ચયન પણ થાય છે, પણ

તેમાંથી કોઈનો જન્મ થતો નથી; જન્મ પહેલાં જ તે બધા ચ્યવી જાય છે,[1] કોઈની નિષ્પત્તિ થતી નથી. સામાન્ય રીતે મનુષ્યસ્ત્રીમાં વંશીપત્રયોનિ હોય છે (૭૭૩). તે તે જીવોમાં યોનિની અપેક્ષાએ અલ્પબહુત્વનો પણ વિચાર કરવામાં આવ્યો છે (૭૫૩, ૭૬૩, ૭૭૨). મનુષ્યની જે વિશેષ યોનિની ચર્ચા છે (૭૭૩), તેમાં અલ્પબહુત્વનો વિચાર નથી.

**(આ નિરૂપણનું કોષ્ટક પૃ૦ ૭૯માં જુઓ)**

**યોનિની અપેક્ષાએ તારતમ્ય** (૭૫૩, ૭૬૩, ૭૭૨)

૧. શીતોષ્ણયોનિવાળા જીવો સૌથી થોડા,
ઉષ્ણયોનિક તેથી અસંખ્યાતગુણ,
અયોનિક (સિદ્ધ) તેથી અનંતગુણ,
શીતયોનિક તેથી અનંતગુણ.

૨. મિશ્રયોનિક સૌથી થોડા,
અચિત્તયોનિક તેથી અસખ્યાતગુણ,
અયોનિક તેથી અનંતગુણ,
સચિત્તયોનિક તેથી અનંતગુણ.

૩. સંવૃતવિવૃતયોનિક સૌથી થોડા,
વિવૃતયોનિક તેથી અસખ્યાતગુણ,
અયોનિક તેથી અનંતગુણ,
સવૃતયોનિક તેથી અનંતગુણ.

*

## દસમું 'ચરમ' પદ : દ્રવ્યો વિષે ચરમ-અચરમનો વિચાર

### ચરમ અને અચરમ — રત્નપ્રભા આદિનું

જગતમા રચના છે, તો તેમાં કોઈ ચરમ–અંતે હોય અને કોઈ અચરમ હોય=અન્તે ન હોય=મધ્યમાં હોય એમ બને. આથી પ્રસ્તુતમાં વિભિન્ન દ્રવ્યો વિષે તે બાબતનો વિચાર કરવામાં આવ્યો છે રત્નપ્રભા આદિ પૃથ્વી સમગ્ર લોકનો એક એક ખડ છે, તેમ પરમાણુ અને તેના વિવિધ-સંખ્યાવાળા પ્રદેશોથી બનેલા સ્કંધો પણ જુદા જુદા ખંડો છે. તે જ રીતે જુદા જુદા જીવો પણ ખંડો છે. તેથી એ ખંડોનો એકેક ખંડ લઈને અને લોક-અલોકને સમગ્રભાવે પણ લઈને ચરમ-અચરમનો વિચાર કરવામમાં આવ્યો છે. ધ્યાનમા રાખવાની બાબત એ છે કે કોઈને ચરમ કે અચરમ કહેવું હોય તો બીજા કોઈની અપેક્ષાએ ચરમ કે અચરમ કહેવાય, પણ તેવી અપેક્ષા વિના તો તેને ચરમ પણ ન કહેવાય અને અચરમ પણ ન કહેવાય (એકવચનમાં), અને ચરમો કે અચરમો (બહુવચનમાં) પણ ન કહેવાય ઇત્યાદિ નિરૂપણ પ્રસ્તુતમા છે.

તેની હવે વિગતે ચર્ચા કરીએ —

સૌથી પ્રથમ રત્નપ્રભાદિ સાત અને આઠમી ઈષિત્પ્રાગ્ભારા (સિદ્ધાલય) પૃથ્વીઓ ગણાવી છે

---

૧. આચાર્ય મલયગિરિ વૃદ્ધ પ્રવાદ નોંધે છે કે સ્ત્રીરત્નમાં અતિપ્રબલ કામાગ્નિ હોઈને ગર્ભનો ધ્વંસ થઈ જાય છે પ્રજ્ઞાપનાટીકા, પત્ર ૨૨૮ અ

(આ સમગ્ર ૭૯મા પૃષ્ઠનું અનુસંધાન ૭૮મા પૃષ્ઠની ચોથી પંક્તિ પછી સમજવું.)

## જીવોની યોનિઓ (૭૩૮–૭૭૨)

| જીવભેદ | શીત | ઉષ્ણ | શીતોષ્ણ | સચિત્ત | અચિત્ત | મિશ્ર | સંવૃત | વિવૃત | સંવૃત-વિવૃત |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧. નારક | શીત | ઉષ્ણ | × | × | અચિત્ત | × | સંવૃત | × | × |
| ૨. ભવનપતિ | × | × | શીતોષ્ણ | × | અચિત્ત | × | સંવૃત | × | × |
| ૩. પૃથ્વી, અપ્[૨], વાયુ, વનસ્પતિ | શીત | ઉષ્ણ | શીતોષ્ણ | સચિત્ત | અચિત્ત | મિશ્ર | સંવૃત | × | × |
| ૪. તેજ | × | ઉષ્ણ | × | સચિત્ત | અચિત્ત | મિશ્ર | સંવૃત | × | × |
| ૫. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય | શીત | ઉષ્ણ | શીતોષ્ણ | સચિત્ત | અચિત્ત | મિશ્ર | × | વિવૃત | × |
| ૬. પંચેન્દ્રિયતિર્યંચ | — | — | — | — | — | — | — | — | — |
| સમૂર્ચ્છિમ તિર્યંચ | શીત | ઉષ્ણ | શીતોષ્ણ | સચિત્ત | અચિત્ત | મિશ્ર | × | વિવૃત | × |
| ગર્ભજ તિર્યંચ | × | × | શીતોષ્ણ | × | × | મિશ્ર | × | × | સંવૃત-વિવૃત |
| ૭. મનુષ્ય | — | — | — | — | — | — | — | — | — |
| સમૂર્ચ્છિમ મનુષ્ય | શીત | ઉષ્ણ | શીતોષ્ણ | સચિત્ત | અચિત્ત | મિશ્ર | × | વિવૃત | × |
| ગર્ભજ મનુષ્ય | × | × | શીતોષ્ણ | × | × | મિશ્ર | × | × | સંવૃત-વિવૃત |
| ૮. વાણમંતર | × | × | શીતોષ્ણ | × | અચિત્ત | × | સંવૃત | × | × |
| ૯. જ્યોતિષ્ક | × | × | શીતોષ્ણ | × | અચિત્ત | × | સંવૃત | × | × |
| ૧૦. વૈમાનિક | × | × | શીતોષ્ણ | × | અચિત્ત | × | સંવૃત | × | × |
| ૧૧. સિદ્ધ | × | × | × | × | × | × | × | × | × |

૨. તેજસ્કાય સિવાયના એકેન્દ્રિયોની યોનિ જણાવતા સૂત્રો (૭૪૨–૪૩)ની ટીકાનો પાઠ एकेन्द्रियाणामप्कायिकवर्जानां त्रिविधा योनिः 'આવો ખોટો છપાયો છે (પ્રજ્ઞાપના-ટીકા, પત્ર ૨૨૫ બ,૨૨૬ અ.). પણ ટીકાની સમગ્ર હસ્તલિખિત પ્રતિઓમા અહી एकेन्द्रियाणामग्निकायवर्जाना त्रिविधा योनिः આવો મૂળ સૂત્રને સવાદી શુદ્ધ પાઠ છે

(૭૭૪). તે આઠેય પૃથ્વી, સૌધર્માદિ વિમાનો, લોક અને અલોક (૭૭૬) એ સૌ વિષે ચરમની બાબતમાં એકસરખો નિષેધ અને એક સરખું જ વિધાન છે (૭૭૫-૭૭૬). પ્રશ્નમાં નીચેના ૭ વિકલ્પ કર્યા છે—

૧. ચરમ છે?
૨. અચરમ છે?
૩. ચરમો છે?
૪. અચરમો છે?
૫. ચરમાન્ત પ્રદેશો છે?[1]
૬. અચરમાન્ત પ્રદેશો છે?

અને એ છયે વિકલ્પનો નિષેધ કરવામાં આવ્યો છે (૭૬૫). આનુ રહસ્ય, આચાર્ય મલયગિરિના કથન પ્રમાણે, એ છે કે જ્યારે તે તે રત્નપ્રભાદિને નિરપેક્ષ કરીને પ્રશ્ન કરવામા આવે તો ઉત્તર નિષેધમાં જ હોય. અર્થાત્ રત્નપ્રભા આદિ અમુકથી ચરમ કે અચરમ છે એમ પૂછવામાં આવે તો ઉત્તર વિધિમાં મળી શકે, પરંતુ કેવળ રત્નપ્રભાદિને લઈ ને પ્રશ્ન હોય તો ઉત્તર નિષેધમાં જ મળે; કારણ, ચરમ અને અચરમ એ કોઈની અપેક્ષાએ ઘટી શકે છે, વિના અપેક્ષાએ ઘટી શકતા નથી.

આથી મૂળ સૂત્રમાં ઉક્ત છયે વિકલ્પોનો ઉત્તર નિષેધમા જ આપવામાં આવ્યો છે; પરંતુ માત્ર નિષેધમાં જ ઉત્તર છે એમ નથી. તે ૭ વિકલ્પોનો નિષેધ કર્યા પછી સૂત્રમાં આ પ્રકારે વિધિ પણ છે—

णियमा अचरिमं च चरमाणि य; चरिमंतपदेसा य अचरिमंतपदेसा य (૭૭૫).

આનો શો અર્થ કરવો એ વિચારણીય છે. ટીકાકારે જે સ્પષ્ટીકરણ કર્યું છે તે આ પ્રમાણે છે: જ્યારે રત્નપ્રભાને અખંડ એક માનવામાં આવે ત્યારે તો ઉક્ત છયે પ્રકારના નિષેધ જ કરવા પડે. પણ તેને જો તે અસંખ્ય પ્રદેશમાં અવગાઢ હોઈ અનેક અવયવોમા વિભક્ત માનવામાં આવે તો તેને વિશે ઉક્ત વિધાન સંભવિત બને. એટલે કે તેને તેના ચરમ ભાગમાં રહેલા (બધી દિશામાં રહેલા) અવયવો (ચરમો) અને મધ્ય ભાગનો એક ખંડ (અચરમ)—તે બન્નેના સમુદાયરૂપે વિવક્ષિત કરવામાં આવે અને એક અખંડ માત્ર અવયવી કે સ્કંધરૂપે વિવક્ષિત કરવામાં ન આવે, તો તે અચરમ એટલે કે મધ્યમ ખંડ અને ચરમો એટલે કે તેના સર્વે દિશામાં રહેલા ચરમ ખંડો, એ બન્નેના સમુદાયરૂપ કહેવાય; આથી તેને "अचरिमं च चरिमाणि य" એમ ઉભય રૂપે નિર્દિષ્ટ કરવામાં આવી છે. આને ચિત્રમાં બતાવવું હોય તો આ રીતે બતાવી શકાય: ☐

ચારેય તરફથી ચાર લીટીઓ છે તે તેના ચરમો કહેવાય અને વચ્ચેનો ભાગ અચરમ કહેવાય, તેથી તે 'અચરમ અને ચરમો' એમ ઉભય રૂપ કહેવાય.[2] આ ઉત્તર, દ્રવ્ય એટલે કે અવયવી તેના અનેક અવયવોમાં વિભક્ત છે એમ માનીને આપવામા આવ્યો છે. આમાં દ્રવ્યને પ્રધાન માનવામાં આવ્યું

પ્રદેશ એટલે કે તેના અવયવોને પ્રધાન માનવામાં આવે તો જે ઉત્તર મળે તે આ છે—

"चरिमंतपदेसा य अचरिमंतपदेसा य"। એટલે કે રત્નપ્રભા પૃથ્વી અનેક પ્રદેશોરૂપ છે અને તે બે ભાગમાં વહેંચાયેલા છે. ચારેય લીટીમા રહેલા પ્રદેશો તે ચરમાન્ત પ્રદેશો છે અને મધ્યમાં

---

૧ પ્રસ્તુતમા ટીકાકારે બહુવ્રીહિ સમાસ નથી કર્યો, અર્થ એ છે કે રત્નપ્રભાને એક દ્રવ્યરૂપે નહિ પણ તે અસખ્યાત પ્રદેશોમા અવગાઢ હોઈ તેને માત્ર તેના પ્રદેશોરૂપ માનવામા આવે તો તે અનેક પ્રદેશોરૂપ છે (૭૭૫).

૨. પ્રસ્તુત ચરમ અને અચરમ આદિની અન્ય વ્યાખ્યા પણ ટીકાકાર નોંધે છે પ્રજ્ઞાપનાટીકા, પત્ર ૨૨૯ ब

રહેલા પ્રદેશો તે અચરમાન્ત પ્રદેશો છે : આમ એ બન્ને પ્રકારના પ્રદેશો મળીને રત્નપ્રભા પૃથ્વી કહેવાય, તેથી તેને "ચરમાન્તપ્રદેશો અને અચરમાન્તપ્રદેશો" એમ ઉભય રૂપે નિર્દિષ્ટ કરવી જોઈએ.

જૈનદર્શનમા સ્થિર થયેલ અવયવ અને અવયવીના ભેદાભેદવાદનુ મૂળ પ્રસ્તુત ચર્ચામાં જોઈ શકાય છે.[૩]

## ચરમાદિનું અલ્પબહુત્વ (તારતમ્ય)

પ્રારંભનાં સૂત્રો (૭૭૪–૭૭૬)માં રત્નપ્રભાદિ વિષે ચરમ આદિનો વિચાર કર્યા પછી તેમના અલ્પબહુત્વની ચિંતા (૭૭૭–૭૮૦) કરવામાં આવી છે, તે આ પ્રમાણે છે—

૧ રત્નપ્રભા વિષે

### (अ) દ્રવ્યાર્થિક નયથી

(૧) અચરમ એક હોઈ સૌથી સ્તોક, તેથી—
(૨) ચરમો અસખ્યાતગુણ, તેથી—
(૩) અચરમ + ચરમો વિશેષાધિક છે. પ્રસ્તુતમા પ્રથમ અને ત્રીજાનો સરવાળો સમજવાનો છે.

### (ब) પ્રદેશાર્થિક નયથી

(૧) ચરમાન્ત પ્રદેશો સૌથી સ્તોક, તેથી—
(૨) અચરમાન્ત પ્રદેશો અસખ્યાતગુણ. તેથી—
(૩) ચરમાન્ત પ્રદેશો + અચરમાન્ત પ્રદેશો વિશેષાધિક છે

### (क) દ્રવ્ય-પ્રદેશ ઉભય નયથી—

આમા દ્રવ્યાથિક અને પ્રદેશાર્થિક બન્નેનુ પૂર્વોક્ત તારતમ્ય ક્રમે મૂકી દેવામાં આવ્યુ છે, તેથી દ્રવ્યાર્થિકના ત્રણ + પ્રદેશાથિકના ત્રણ—એમ એકથી છના ક્રમમા તારતમ્ય છે. વિશેષમા એટલુ કે દ્રવ્યાર્થિકમાના તીજાના કરતાં પ્રદેશાર્થિકનો પ્રથમ અસંખ્યાતગુણ સમજવાનો છે.

૨–૩. જે પ્રકારનુ તારતમ્ય ઉપર રત્નપ્રભા વિષે જણાવ્યુ છે, તે જ પ્રકારનું તારતમ્ય શેષ ૭ નરકો, સૌધર્માદિ બધા વિમાનો, ઈપત્પ્રાગ્ભારા પૃથ્વી અને આ બધુ મળીને થતો લોક—એ પ્રત્યેકનુ સમજવાનુ છે; કારણ, લોકના પ્રદેશો પણ અસખ્યાતથી તો વધારે નથી જ.

જે ભેદ પડે છે તે અલોક વિષે છે, કારણ, પ્રદેશાર્થિકની દૃષ્ટિએ અલોકના પ્રદેશો અનંત સખ્યામાં છે આથી અલોકની ચિંતામાં અચરમાન્ત પ્રદેશો સખ્યાતગુણને બદલે અનતગુણ સમજવાના છે (૭૭૯) અને પછી લોક અને અલોકને સાથે રાખીને (૭૮૦) જે તારતમ્યની સૂચી આપી છે તે નીચે પ્રમાણે છે :—

૪. **લોક-અલોક વિષે**

**(अ) દ્રવ્યાર્થિકથી**

(૧) બન્નેનો એક-એક અચરમ સર્વસ્તોક, તેથી—

---

૩ પ્રજ્ઞાપનાટીકા, પત્ર ૨૨૯ व

(૨) લોકના ચરમો અસખ્યાતગુણ, તેથી—
(૩) અલોકના ચરમો અસંખ્યાતગુણ, તેથી—
(૪) બન્નેના અચરમો (૧) + બન્નેના ચરમો (૨-૩) વિશેષાધિક છે.

(ख) પ્રદેશાર્થિકથી

(૧) લોકના ચરમાન્ત પ્રદેશો સર્વસ્તોક છે, તેથી—
(૨) અલોકના ચરમાન્ત પ્રદેશો વિશેષાધિક, તેથી—
(૩) લોકના અચરમાન્ત પ્રદેશ સંખ્યાતગુણ, તેથી—
(૪) અલોકના અચરમાન્ત પ્રદેશ અનતગુણ, તેથી—
(૫) લોક અને અલોકના ચરમાન્ત પ્રદેશો (૧-૨) + અચરમાન્ત પ્રદેશો (૩-૪) વિશેષાધિક છે.

(क) ઉભય નયથી

(૧) લોક-અલોક બન્નેના એક-એક અચરમ સર્વસ્તોક, તેથી—
(૨) લોકના ચરમો અસખ્યાતગુણ, તેથી—
(૩) અલોકના ચરમો વિશેષાધિક, તેથી—
(૪) લોક-અલોક બન્નેના અચરમો અને ચરમો [=(૧)+(૨), (૩)] વિશેષાધિક, તેથી—
(૫) લોકના ચરમાન્ત પ્રદેશો અસંખ્યાતગુણ, તેથી—
(૬) અલોકના ચરમાન્ત પ્રદેશો વિશેષાધિક, તેથી—
(૭) લોકના અચરમાન્ત પ્રદેશો અસંખ્યાતગુણ, તેથી—
(૮) અલોકના અચરમાન્ત પ્રદેશો અનન્તગુણ, તેથી—
(૯) લોક અને અલોકના ચરમાન્ત (૫+૬)+અચરમાન્ત (૭+૮) પ્રદેશો વિશેષાધિક, તેથી—
(૧૦) સર્વ દ્રવ્યો વિશેષાધિક, તેથી—
(૧૧) સર્વ પ્રદેશો અનંતગુણ, તેથી—
(૧૨) સર્વ પર્યાયો અનતગુણ છે. (૭૮૦)

## પરમાણુપુદ્ગલ અને પુદ્ગલસ્કંધ વિષે ચરમાદિ વિચાર

પરમાણુ અને સ્કંધના ચરમાદિ વિચાર પ્રસગે પ્રશ્નમા છવ્વીશ (૨૬) ભંગો કરવામાં આવ્યા છે. અને પછી પરમાણુ અને દ્વિપ્રદેશિક આદિ સ્કંધોમાં ઉક્ત ૨૬ ભંગોમાંથી કયાનુ વિધાન કરવુ અને કયા શેષનો નિષેધ કરવો, તે સ્પષ્ટ કર્યું છે (૭૮૧–૭૮૯) અને અતે તે ભંગોની બાબતમાં સગ્રહણીગાથાઓ પણ આપવામા આવી છે (૭૯૦).

ચરમ, અચરમ અને અવક્તવ્ય એ ત્રણ મૂળ ભંગો છે. તેના એકવચન અને બહુવચનને લઈને અને એ ત્રણેને પરસ્પર મેળવીને જે છવ્વીશ ભંગો થાય છે તે આ પ્રમાણે છે (૭૮૧) —

(૧) ૧. ચરમ ૪. ચરમો
(૨) ૨. અચરમ ૫. અચરમો
(૩) ૩. અવક્તવ્ય ૬. અવક્તવ્યો

(૪) ૭. ચરમ અને અચરમ — ૮. ચરમ અને અચરમો, ૯ ચરમો અને અચરમ, ૧૦. ચરમો અને અચરમો } પ્રથમ ચતુર્ભંગી

(૫) ૧૧. ચરમ અને અવક્તવ્ય — ૧૨. ચરમ અને અવક્તવ્યો, ૧૩. ચરમો અને અવક્તવ્ય, ૧૪. ચરમો અને અવક્તવ્યો } દ્વિતીય ચતુર્ભંગી

(૬) ૧૫, અચરમ અને અવક્તવ્ય — ૧૬. અચરમ અને અવક્તવ્યો, ૧૭ અચરમો અને અવક્તવ્ય, ૧૮. અચરમો અને અવક્તવ્યો } તૃતીય ચતુર્ભંગી

(૭) ૧૯, ચરમ, અચરમ અને અવક્તવ્ય — ૨૦. ચરમ, અચરમ અને અવક્તવ્યો,
૨૧. ચરમ, અચરમો અને અવક્તવ્ય,
૨૨ ચરમ, અચરમો અને અવક્તવ્યો,
૨૩. ચરમો, અચરમ અને અવક્તવ્ય,
૨૪. ચરમો, અચરમ અને અવક્તવ્યો,
૨૫ ચરમો, અચરમો અને અવક્તવ્ય,
૨૬. ચરમો, અચરમો અને અવક્તવ્યો.

ઉપરના છવ્વીશ ભંગોને એ રીતે લખ્યા છે કે જેથી એકવચનમા પ્રયુક્ત ભંગો જુદા તરી આવે. પ્રયોજન એ છે કે જૈન દાર્શનિકોએ સપ્તભંગીને નામે જે સ્યાદ્વાદની પ્રરૂપણા કરી છે, તેનું મૂળ આ પ્રકારના ભંગોમાં રહેલુ છે તે સ્પષ્ટ થાય. આ જ પ્રકારની સપ્તભંગી ભગવતીસૂત્રમાં પણ મળે છે, તે અન્યત્ર સ્પષ્ટ કરવામા આવ્યુ છે, તેથી તે વિષે વિશેષ વિચારણા અહીં જરૂરી નથી આગમયુગ પછીના અનેકાંતયુગમા આ ભંગોમાથી બહુવચનને લઈ ને જે ભંગો થાય છે, તે દૂર કરીને જૈન દાર્શનિકોએ સપ્તભંગીની પ્રરૂપણા કરી છે તે સ્પષ્ટ થાય છે, એટલુ જ સૂચવવું અહીં પર્યાપ્ત છે.

હવે પરમાણુ આદિમાં આ ભંગોમાથી કયા ભંગો લાગુ પડે છે તે જોઈએ (૭૮૧–૭૮૯) :

૧. પરમાણુ માત્ર એક ભંગ નં. ૩.
૨. દ્વિપ્રદેશિક સ્કંધ બે ભંગ = નં ૧, ૩.
૩. ત્રિપ્રદેશિક સ્કંધ ૪ ભંગ = નં. ૧, ૩, ૯, ૧૧.
૪. ચતુ પ્રદેશિક ૭ ભંગ = નં–૧, ૩, ૯, ૧૦, ૧૧, ૧૨, ૨૩.
૫ પંચપ્રદેશિક ૧૧ ભંગ = નં. ૧, ૩, ૭, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૨૩, ૨૫.
૬. છપ્રદેશિક[૪] ૧૫ ભંગ = નં. ૧, ૩, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૯, ૨૩, ૨૪, ૨૫, ૨૬.
૭. સપ્તપ્રદેશિક ૧૭ ભંગ = નં ૧, ૩, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૯, ૨૦, ૨૧, ૨૩, ૨૪, ૨૫, ૨૬.
૮ અષ્ટપ્રદેશિક ૧૮ ભંગ = નં. ૧, ૩, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૨૫, ૨૬
૯. નવ પ્રદેશથી માંડીને સંખ્યાત, અસખ્યાત અને અનંતપ્રદેશી, એ પ્રત્યેક સ્કધોના ભંગો પણ ૧૮ જ છે; તે ઉપર પ્રમાણે–અષ્ટપ્રદેશિક સ્કંધની જેમ–સમજવાના છે (૭૮૯)

૪ કોઈ ને મતે આમા ૧૪ ભંગ છે તે પ્રમાણે ન ૮મો સમત નથી પ્રજ્ઞાપનાટીકા, પત્ર ૨૩૮ વ.

### સંસ્થાન વિષે ચરમાદિ

પરિમંડલ આદિ પાંચ સંસ્થાન (૭૯૧), તેના પ્રભેદો (૭૯૨), તેના પ્રદેશો (૭૯૩), તેની અવગાહના (૭૯૪) અને તેના ચરમાદિ (૭૯૭)નો ક્રમે વિચાર કરવામાં આવ્યો છે અને છેવટે અલ્પબહુત્વ પણ નક્કી કરવામા આવ્યું છે (૮૦૨–૮૦૬), તેનો સાર નીચે પ્રમાણે છે :—

સંસ્થાનો પાચ છે : પરિમંડલ, વૃત્ત, ત્ર્યસ્ર, ચતુરસ્ર અને આયત (૭૯૧).[૫] એ બધાં સસ્થાનોમાંના પ્રત્યેક અનત છે (૭૯૨); અને સંખ્યાત અસખ્યાત અથવા અનતપ્રદેશી છે (૭૯૩) અને સખ્યાતપ્રદેશી સંખ્યાત પ્રદેશોમા અવગાઢ છે, અસખ્યાતપ્રદેશી સંખ્યાત કે અસખ્યાત પ્રદેશોમાં અવગાઢ છે અને અનંતપ્રદેશી પણ સખ્યાત અથવા અસંખ્યાત પ્રદેશોમા અવગાઢ છે. (૭૯૪–૭૯૬).

સસ્થાનોમાં ચરમાદિ વિચારમા પૂર્વોક્ત (૭૭૫) જેમ ૭ વિકલ્પો કરીને તેનો નિષેધ તે જ પ્રમાણે કરવામાં આવ્યો છે અને વિધિ પણ પૂર્વવત્ (૭૭૫) છે (૭૯૭–૮૦૧). આનો ખુલાસો કરવામાં આવ્યો જ છે એટલે અહી તેનું પુનરાવર્તન જરૂરી નથી.

અલ્પબહુત્વનો વિચાર પણ રત્નપ્રભાને (૭૭૭) અનુસરતો જ છે (૮૦૨–૮૦૬), તેથી તે વિષે પણ વિશેષ લખવુ જરૂરી નથી; પણ એક વિશેષતા છે, તે છે—'णवरं सकमे अणंतगुणा' (૮૦૫, ૮૦૬); આનુ સ્પષ્ટીકરણ ટીકાકાર કરે છે કે જ્યારે ક્ષેત્રવિચારમાંથી દ્રવ્યવિચારમાં સક્રમણ થાય ત્યારે 'અનન્તગુણ'નુ વિધાન કરવું, તે આ પ્રમાણે—

૧. અચરમ સર્વસ્તોક છે; ૨. તેથી ક્ષેત્રની અપેક્ષાએ ચરમો અસંખ્યાતગુણ છે; ૩. પણ દ્રવ્યની અપેક્ષાએ ચરમો અનતગુણ છે. અને ૪. અચરમ + ચરમો તેથી વિશેષાધિક છે પ્રજ્ઞાપના-ટીકા, પત્ર ૨૪૪ વ.

### જીવો વિષે ચરમાદિ

નારકાદિ ચોવીશ દંડકના જીવોનો, સગ્રહણીગાથામાં જણાવ્યા પ્રમાણે (૮૨૯), ગત્યાદિ અગિયાર અપેક્ષાએ ચરમાદિનો વિચાર કરવામાં આવ્યો છે (૮૦૭–૮૨૯), જેમ કે ગતિની અપેક્ષાએ ચરમ એ કહેવાય જે હવે અન્ય કોઈ ગતિમાં જવાનો નથી, મનુષ્યગતિમાંથી સીધો મોક્ષમા જવનો છે. પણ મનુષ્યમાથી કાંઈ બધા મોક્ષમા જવાના નથી તેથી જેના ભવ હજી બાકી હોય તે બધા જીવો ગતિની અપેક્ષાએ અચરમ કહેવાય. આ પ્રમાણે સ્થિતિ આદિની અપેક્ષાએ પણ જીવોનો ચરમાચરમવિચાર પ્રસ્તુતમા કરવામા આવ્યો છે.

## અગિયારમું 'ભાષા'પદ : ભાષાવિચારણા

અગિયામુ ભાષાપદ ભાષાની ઉત્પત્તિ કેવી રીતે થાય છે, એ ક્યા રહે છે, તેની આકૃતિ કેવી છે, એ તથા તેનું સ્વરૂપ તથા ભેદો અને તેને બોલનાર ઇત્યાદિ અનેક મહત્ત્વના પ્રશ્નો ચર્ચે છે. અનેક ઠેકાણે થયેલ ભાષાવિચારના એકત્ર સગ્રહરૂપે હોય એમ જણાય છે. આ ભાષાવિચારને સરળતાથી સમજાવવા માટે સૂત્રો તેના ક્રમને બદલે વ્યુત્ક્રમમાં લેવાં પડ્યાં છે, તેની વાચક નોંધ લે

૫. સસ્થાનો પાચ છે તે પૂર્વગત સૂત્ર ૬ થી પણ ફલિત થાય છે.

## ભાષાનું સ્વરૂપ અને ઉત્પત્તિ

ભાષા એટલે જે બોલાય છે તે[1] અર્થાત્ અન્યને અવબોધ–જ્ઞાનમાં જે કારણ બને છે તે, એવો અર્થ ટીકાકાર કરે છે.[2] એ ભાષાનુ આદિ કારણ જીવ છે (૮૫૮) અર્થાત્ મૂલ કારણ જીવ છે. જીવ ન હોય તો ભાષા ઉત્પન્ન ન થાય. પણ તે મૂલ કારણ ઉપાદાનકારણ સમજવાનુ નથી. તેનું ઉપાદાનકારણ તો, પ્રજ્ઞાપના પ્રમાણે, ભાષાદ્રવ્યના પુદ્ગલો છે, જેમાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ છે (૮૭૭[૬]). તેવાં પુદ્ગલો પણ જ્યારે સ્થિતિશીલ હોય છે ત્યારે જ જીવ તેમનુ ગ્રહણ (૮૭૭ [૧]) કરે છે જીવ ભાષાપુદ્ગલોનું ગ્રહણ શરીર વડે કરે છે, અને ભાષારૂપે તેનું પરિણમન કરે છે. જૈન પરિભાષામાં તેને 'કાયયોગ વડે ગ્રહણ કરે છે', એમ કહેવાય છે એમ પ્રજ્ઞાપનામાં કહ્યુ છે (૮૫૮, ૮૫૯) શરીર વડે ગ્રહણ કરાયેલાં ભાષાનાં પુદ્ગલો ભાષારૂપે પરિણત થઈને જ્યારે નીકળે છે, ત્યારે તેનો આકાર કેવો હોય છે તે પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યુ છે કે તે વજ્રકાર છે (૮૫૮). ટીકાકાર જણાવે છે કે ભાષા જ્યારે નીકળે છે ત્યારે સમગ્ર લોકમા તેનાં પુદ્ગલો વ્યાપી જાય છે અને લોકનો આકાર વજ્રકાર છે તેથી ભાષાને પણ વજ્રકાર કહી છે[3] પ્રજ્ઞાપનામા પણ એ સ્પષ્ટ જણાવ્યુ છે કે ભાષાનુ પર્યવસાન લોકાન્તમાં છે (૮૫૮), એટલે કે ભાષાના પુદ્ગલો ફેલાઈને સમગ્ર લોકને ભરી દે છે. એ તેથી આગળ જઈ શકતા નથી તેનુ કારણ એ છે કે ગમનમાં સહાયભૂત દ્રવ્ય ધર્માસ્તિકાય લોકમાં જ છે, તેથી બહાર નથી[4]

ગ્રહણ કરાયેલા ભાષાના પુદ્ગલો ભાષારૂપે પરિણત થઈને બહાર નીકળે એમા માત્ર બે સમય જેટલો કાળ જાય છે (૮૫૯), કારણ કે પ્રથમ સમયમાં ગ્રહણ છે અને દ્વિતીય સમયમાં નિસર્ગ છે–બહાર નીકળે છે[5]

પુદ્ગલો પરમાણુથી માંડીને અનતપ્રદેશી સ્કંધરૂપે હોય છે. તેમાંથી જે સ્કધો અનત-પ્રદેશી છે તેનુ જ ગ્રહણ ભાષા માટે ઉપયોગી છે (૮૭૭ [૩]) અને તે સ્કધ પણ જો ક્ષેત્રની દૃષ્ટિએ અસખ્યાત પ્રદેશમાં સ્થિત હોય તો ભાષાને યોગ્ય છે (૮૭૭[૪]), અન્યથા નહિ. કાળની દૃષ્ટિએ ભાષાના પુદ્ગલો એક સમયથી માંડીને અસખ્યાત સમયની સ્થિતિવાળા હોય છે[6] (૮૭૭[૫]). અર્થાત્ તે પુદ્ગલોની ભાષારૂપે પરિણતિ એક સમય પણ રહે અથવા તો વધુમાં વધુ અસખ્યાત સમય સુધી પણ રહે છે. ગ્રહણ કરાયેલા ભાષાના પુદ્ગલોમાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શના જે પ્રકારો છે તે, પ્રત્યેક ભાષાપુદ્ગલોમા એકસરખા નથી હોતા, પણ, સમગ્રભાવે વિચારવામા આવે તો એટલે કે ભાષા માટે ગ્રહણ કરાયેલા સમગ્ર પુદ્ગલોનો વિચાર કરવામા આવે તો, તે બધા જ પ્રકારોનો સમાવેશ એમા થઈ જાય છે. અર્થાત્ પુદ્ગલનો રસાદિરૂપે કોઈ પણ પરિણામ ભાષાના પુદ્ગલમાં ન હોય એમ બનતુ નથી; બધા જ પરિણામો તેમાં મળી આવે છે (૮૭૭[૬] થી ૮૭૭[૧૪]). પણ તેમાં અપવાદ છે તે પણ ધ્યાનમા રાખવો જરૂરી છે, કારણ કે સ્પર્શની બાબતમા વિરોધી સ્પર્શોમાંથી એક જ સ્પર્શનુ ગ્રહણ થાય છે એથી પ્રત્યેકમા

---

૧ "भाष्यते इति भाषा' —प्र० टी०, २४६ ब।

૨ "भाषा अवबोधबीजभूता"—प्र० टी०, २५६ अ

૩ प्र० टी०, २५६ ब

૪ प्र० टी०, २५६ ब

૫ આચાર્ય ભદ્રબાહુના કથનાનુસાર કાયયોગથી ભાષાદ્રવ્યના પુદ્ગલોનુ ગ્રહણ થાય છે અને વાગ્યોગથી નિર્ગમન થાય છે —આવશ્યકનિર્યુક્તિ, ગા૦ ૭, વિશેષા૦, ગા૦ ૩૫૩

૬ પ્રસ્તુતમા ટીકાકાર વ્યાખ્યાભેદની પણ નોધ લે છે प्र० टी०, पत्र २६२ व.

એથી માંડી માત્ર ચાર સ્પર્શવાળાનું જ ગ્રહણ થાય છે. અને સમગ્રભાવે જોઈએ તો નિયમતઃ ચાર સ્પર્શવાળાનુ ગ્રહણ થાય છે (૮૭૭[૧૩]).

પુદ્‌ગલો તો સમગ્ર લોકાકાશમાં ભર્યા પડ્યા છે, પણ આત્મા તો શરીર પ્રમાણ જ છે, તેથી પ્રશ્ન થાય કે તે ગમે ત્યાથી ભાષાપુદ્‌ગલોનુ ગ્રહણ કરે છે કે નહિ? આનો ખુલાસો પ્રજ્ઞાપનામાં એ છે કે માત્ર સ્પૃષ્ટ એટલે કે આત્મા સાથે સ્પર્શમાં આવેલા જ પુદ્‌ગલોનું ગ્રહણ થાય છે, બીજાનુ નહિ (૮૭૭ [૧૫]). વળી, આત્માના પ્રદેશોનુ અવગાહન આકાશના જેટલા પ્રદેશોમા હોય તેટલા જ પ્રદેશોમા રહેલ ભાષાના પુદ્‌ગલોનુ ગ્રહણ થાય છે, અન્યનું નહિ (૮૭૭ [૧૬]). આત્માના તે તે પ્રદેશો વડે ભાષાપુદ્‌ગલોનુ ગ્રહણ થાય છે. આથી સ્પષ્ટ કરવામાં આવ્યુ છે કે તે તે આત્મ-પ્રદેશથી જે ભાષાપુદ્‌ગલો નિરંતર હોય—એટલે કે આત્માના તે તે પ્રદેશમા અવ્યવહિત ભાવે જે ભાષાપુદ્‌ગલો હોય, તે તે અણુ[૭] કે બાદર રૂપે હોય—તેમનું જ ગ્રહણ થાય છે, વ્યવહિતનુ નહિ (૮૭૭[૧૭–૧૮]). આવા ગ્રહણ કરાતાં દ્રવ્યો ઊર્ધ્વ, અધઃ કે તિર્યક્ દિશામાં સ્થિત હોય છે. અને આદિ,[૮] મધ્ય કે અંતમા પણ ગ્રહણ કરે છે (૮૭૭ [૧૯–૨૦]). જીવ પોતાના વિષયમા —પ્રદેશમાં આવેલને = સ્પૃષ્ટાવગાઢ અનન્તરાવગાઢને ગ્રહણ કરે છે અને તે આનુપૂર્વી = ક્રમે = જે આસન્ન હોય તેને છયે દિશામાંથી આવેલને ગ્રહણ કરે છે (૮૭૭ [૨૧–૨૩]).

આ ભાષાપુદ્‌ગલોનુ ગ્રહણ સાન્તર કે નિરંતર હોય છે, અર્થાત્ બોલવાનુ ચાલુ ન રાખે તો ગ્રહણમાં વ્યવધાન પડે છે તેથી તે સાતર કહેવાય છે. અને બોલવાનુ અમુક સમય સુધી સતત ચાલુ રાખે તો નિરતર ગ્રહણ કરવું પડે છે. આમા સમજવાનુ એ છે કે પ્રથમ સમયમાં તો ગ્રહણ જ છે, નિર્ગમ નથી, પણ બીજા સમયમા ગ્રહણ અને નિર્ગમ બન્ને સભવે છે, કારણ કે પ્રથમ સમયમા ગૃહીત પુદ્‌ગલોનું દ્વિતીય સમયમા નિર્ગમન છે અને તૃતીય સમયમાં જેનુ નિર્ગમન થવાનુ છે તેનુ દ્વિતીય સમયમાં ગ્રહણ છે. આમ વચ્ચેના બધા જ સમયમાં ગ્રહણ અને નિર્ગમન બન્ને થાય છે[૯] અને અંતે માત્ર નિર્ગમન છે, ગ્રહણ નથી, તેમ પ્રથમ સમયમાં માત્ર ગ્રહણ છે, નિર્ગમ નથી (૮૭૮–૮૭૯), કારણ કે નિર્ગમ દ્વિતીય સમયથી શરૂ થાય છે.

### લોકાન્તગમન

પ્રથમ એ કહેવાઈ ગયું છે કે ભાષા લોકાન્ત સુધી ગમન કરે છે, તેનો ખુલાસો કરતા પ્રજ્ઞાપનામાં જણાવ્યુ છે કે ગૃહીત પુદ્‌ગલોનું નિર્ગમન બે રીતે થાય છે. એક તો જે પ્રમાણમા ગૃહીત કર્યા હોય તે સર્વ પુદ્‌ગલોના પિંડનુ એમ ને એમ નિ સરણ થાય છે—અર્થાત્ વક્તા ભાષા-વર્ગણાના પુદ્‌ગલોના પિંડને અખંડ રૂપમા જ બહાર કાઢે છે. આ પિંડ અમુક યોજન ગયા પછી ધ્વસ પામે છે, અર્થાત્ તેનુ ભાષારૂપ પરિણમન સમાપ્ત થાય છે. પણ જો વક્તા ગૃહીત પુદ્‌ગલોને

---

૭ ૮૭૭ [૩] મા માત્ર અનન્તપ્રદેશીનું જ ગ્રહણ થાય છે એમ સ્પષ્ટ કર્યું છે અને અહી અણુનુ પણ ગ્રહણ થાય છે તેમ જણાવ્યુ છે આમા વિરોધ નથી સમજવાનો, કારણ કે પ્રસ્તુતમા અણુશબ્દનો અર્થ પરમાણુ નથી, પણ અણુ એટલે ઓછા પ્રદેશમા રહેનાર, અને બાદર એટલે વધારે પ્રદેશમા રહેનાર એવો છે પ્ર૦ ટી૦, ૨૬૩ વ

૮ પ્ર૦ ટી૦, ૨૬૩ અંતર્મુહૂર્તકાળ પર્યંત તે પુદ્‌ગલ ગ્રહણયોગ્ય છે તેમા આદિ, મધ્ય કે અત સમયે તે ગ્રહણ કરે છે, એમ સમજવું

૯ પ્ર૦ ટી૦, પત્ર ૨૬૪ મા વિશેષાવશ્યકભાષ્ય (ગા૦ ૩૭૧) ને આધારે સ્પષ્ટ કર્યું છે કે એક જ સમયમા બે ક્રિયાનો વિરોધ નથી, માત્ર બે ઉપયોગનો વિરોધ છે

ભેદીને અર્થાત્ તેના વિભાગ કરીને બહાર કાઢે[10] (તો તે પિંડો સૂક્ષ્મ થઈ જાય છે અને તેથી શીઘ્ર ધ્વંસ પામતા નથી, ઊલટુ સંપર્કમા આવનાર અન્ય પુદ્ગલોને વાસિત કરે છે = ભાષારૂપે પરિણત કરી દે છે.) તો તેથી તે અનંતગુણ વૃદ્ધિ પામતાં પામતાં લોકના અંતને સ્પર્શે છે (૮૮૦)

પુદ્ગલોનુ આવુ ભેદન અનેક પ્રકારે થાય છે. તેના ખંડ, પ્રતર, ચૂર્ણિકા, અનુતટિકા અને ઉત્કરિકા એવા પાંચ ભેદ સૂત્રમાં દૃષ્ટાન્તો સાથે જણાવ્યા છે (૮૮૧-૮૮૭), એટલુ જ નહિ પણ એ પાંચેયનું અલ્પબહુત્વ પણ નિર્દિષ્ટ છે. (૮૮૭)

## ભાષાના પ્રકાર

પ્રસ્તુત પદમાં ભાષાના ભેદો અનેક રીતે વર્ણવ્યા છે (૮૩૦, ૮૪૯, ૮૫૯, ૮૭૦, ૮૯૬), પણ તે ભેદોનું વ્યવસ્થિત નિરૂપણ સૂ૦ ૮૬૦-૮૬૬ મા થયુ છે, તેથી ભેદો માટે તે સૂત્રને મુખ્ય માનીને અહી વિવરણ કરવામા આવશે.

ભાષાના બે પ્રકાર છે : પર્યાપ્તા અને અપર્યાપ્તા (૮૬૦). ટીકાકારે આનું વિવરણ કર્યું છે, તદનુસાર જેના પ્રતિનિયત સ્વરૂપનો નિશ્ચય થઈ શકે છે, તે પર્યાપ્તા છે અને જેના વિષે એવો નિશ્ચય નથી થઈ શકતો તે અપર્યાપ્તા છે. નિશ્ચય યથાર્થ પણ હોય છે અને અયથાર્થ પણ હોય છે. યથાર્થ હોય તો સત્ય કહેવાય અને અયથાર્થ હોય તો મૃષા અથવા મિથ્યા કહેવાય. આથી જે ભાષા યથાર્થ નિશ્ચય કરાવતી હોય તે ભાષા સત્ય છે અને અયથાર્થ નિશ્ચય કરાવતી હોય તે મૃષા છે; આમ પર્યાપ્તાના ભેદ બે છે : સત્યભાષા અને મૃષાભાષા (૮૬૧). યથાર્થ કોને કહેવુ એ પણ અપેક્ષાભેદથી નક્કી કરવુ પડે છે. આથી સત્યભાષાના અપેક્ષાભેદે દશ ભેદો છે . ૧. જનપદસત્ય, ૨. સમ્મતસત્ય, ૩. સ્થાપનાસત્ય, ૪. નામસત્ય, ૫. રૂપસત્ય, ૬. પ્રતીત્યસત્ય, ૭. વ્યવહારસત્ય, ૮. ભાવસત્ય, ૯. યોગસત્ય અને ૧૦. ઔપમ્યસત્ય (૮૬૨).[11] અસત્ય અથવા તો મૃષા બોલવા પાછળ અનેક કારણો હોય છે, આથી એ કારણભેદે મૃષા અર્થાત્ અસત્યભાષાના જે ભેદો છે તે પણ દશ છે : ૧. ક્રોધનિ સૃત, ૨ માનનિઃસૃત, ૩. માયાનિ સૃત, ૪. લોભનિ સૃત, ૫. પ્રેમનિ સૃત, ૬. દ્વેષનિ.સૃત, ૭. હાસ્યનિ સૃત, ૮. ભયનિ.સૃત, ૯. આખ્યાનિકાનિ.સૃત, ૧૦. ઉપઘાતનિઃસૃત (૮૬૩).

અપર્યાપ્તા ભાષાના બે પ્રકાર છે : સત્યા-મૃષા અને અસત્યા-મૃષા (૮૬૪) આમાથી સત્યા-મૃષાના દશ (૮૬૫) અને અસત્યા-મૃષાના બાર ભેદો છે (૮૬૬). જેમા અર્ધસત્ય અભિપ્રેત હોય તે સત્યા-મૃષા કહેવાય. અને જેમાં સત્ય કે મિથ્યાનો સબધ ન હોય તે અસત્યા-મૃષા; એટલે કે કોઈ ને બોલાવવો હોય તો કહેવુ કે એ દેવદત્ત ! ઇત્યાદિ. તેના ભેદોનુ વિવરણ ટીકાકારે કર્યુ છે, તેથી અહી તેનો વિસ્તાર કરવાની જરૂર નથી (પ્ર૦ ટી૦, ૨૫૯).

'માનું છું', 'ચિંતવું છું'—આ પ્રકારની ભાષા અવધારણી–નિશ્ચયાત્મક કહેવાય છે (૮૩૦) અને તે સત્યાદિ ચારેય પ્રકારે સંભવે છે. જે ભાષા બોલવાથી ધર્મની આરાધના થાય તે સત્ય, જેથી ધર્મની વિરાધના થાય તે અસત્ય, મિશ્રણવાળી સત્ય-મૃષા ભાષાથી આરાધના -વિરાધના બન્ને થાય છે, પણ અસત્યામૃષા ભાષાનો સબધ આરાધના કે વિરાધના સાથે નથી (૮૩૧, ૮૫૬).

---

૧૦ કોષ્ઠકગત ભાગ મૂળમા નથી પણ સ્પષ્ટતા ખાતર જોડયો છે જુઓ, વિશેષા૦, ગા૦ ૩૭૮ અને પ્ર૦ ટી૦, પત્ર ૨૬૫ વ

૧૧. સ્થાનાગ-સમવાયાગ, પૃ૦ ૧૨૨-૨૩, પ્ર૦ ટી૦ પત્ર ૨૫૭

પ્રજ્ઞાપની ભાષા, જે અસત્યામૃષાનો એક ભેદ છે (૮૬૬), તે બાબતમા પ્રસ્તુત પદમાં વિગતે ચર્ચા છે તે આવી છે—(ભાષાના શબ્દોમાં તો સ્ત્રી, પુરુષ કે નપુંસકનો ભાવ હોતો નથી, છતાં પણ જાતિવાચક) ગો આદિ શબ્દોમા પુલ્લિગનો પ્રયોગ થાય છે, તો તેવા શબ્દોને મૃષાભાષા ન કહેવાય, પણ તે પ્રજ્ઞાપની ભાષાના નમૂના ગણાય (૮૩૨), (કારણ કે તે શબ્દોથી અમુક અર્થનું નિરૂપણ થાય છે. તે જ પ્રમાણે શબ્દોમાં લિગ નથી, છતા પણ) કેટલાક શબ્દો પુલ્લિગી (૮૫૨) છે, કેટલાક સ્ત્રીલિગી (૮૫૧) છે અને કેટલાક નપુંસકલિગી (૮૫૩) છે, (પણ તેમનો પ્રતિપાદ્ય અર્થ તો તે શબ્દગત લિગ ધરાવતો નથી છતા) તે પણ મૃષાભાષા ન કહેવાય, પણ પ્રજ્ઞાપની કહેવાય (૮૩૩, ૮૫૪, ૮૫૭). (ભાષાના શબ્દો વડે ગમે તે લિગ ધરાવનારને આજ્ઞા પણ કરવામાં આવે છે અને સાંભળનાર આજ્ઞા પ્રમાણે કરે કે ન કરે તેમ પણ બને છે, છતા પણ)[૧૨] આજ્ઞાપની ભાષાને મૃષા ન કહેવાય, પણ માત્ર પ્રજ્ઞાપની ભાષા કહેવાય (૮૩૪, ૮૫૫); પુરુષાદિ ત્રણે લિગનાં લક્ષણોનું પ્રજ્ઞાપન કરનારી ભાષા પણ મૃષા ન કહેવાય, પણ પ્રજ્ઞાપની કહેવાય (૮૩૫); (પછી ભલેને તે તે લિગધારીમાં સમગ્રભાવે તે તે લક્ષણો ઉપલબ્ધ થતાં ન હોય). જાતિવાચક શબ્દોમા પુલ્લિગાદિ ત્રણે લિગો દેખાય છે (પણ જાતિમા તો કોઈ લિગ નથી), તોપણ તે મૃષા નથી પણ પ્રજ્ઞાપની છે (૮૩૬) તે જ પ્રમાણે જાતિને લક્ષ કરીને આજ્ઞા કરવામાં આવી હોય કે તેના પુલ્લિગાદિ લક્ષણોનું નિરૂપણ થયુ હોય તો તે ભાષા પણ મૃષા ન ગણાય, પણ પ્રજ્ઞાપની કહેવાય (૮૩૭, ૮૩૮, ૮૫૬).

ભાષાના શબ્દોનું વર્ગીકરણ અન્ય રીતે પણ કરવામા આવ્યુ છે અને તેના સોળ પ્રકાર જણાવ્યા છે. તેમાં લિગ,[૧૩] સખ્યા[૧૪] અને કાળના ત્રણ-ત્રણ ભેદોને લઈને વચનના નવ પ્રકાર છે: પ્રત્યક્ષ વચન, પરોક્ષ વચન અધ્યાત્મવચન આદિ જેવા; શેષ પણ જુદી જુદી અપેક્ષાથી ભિન્ન છે (૮૯૬). આ બધા જ પ્રકારોનો સમાવેશ પ્રજ્ઞાપનીમાં કરવામા આવ્યો છે અને તે મૃષા નથી તેમ જણાવ્યું છે (૮૯૭).

*

## બારમું પદ : જીવોનાં શરીર

પ્રસ્તુત બારમા પદમાં જીવોના શરીર વિષે ચર્ચા છે. શરીર પાચ છે[૧] : ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ (૯૦૧). ઉપનિષદોમાં આત્માના પાંચ[૨] કોષની ચર્ચા મળે છે, તેમા માત્ર અન્નમય કોષ સાથે ઔદારિક શરીરની તુલના થઈ શકે તેમ છે. અને પછીથી સાખ્ય આદિ દર્શનોમાં અવ્યક્ત, સૂક્ષ્મ કે[૩] લિગશરીર માનવામા આવ્યુ છે તે જૈનસમત કાર્મણને સ્થાને છે.

---

૧૨ આજ્ઞાપની એ અસત્યમૃષાનો પણ એક ભેદ છે સૂ૦ ૮૬૬

૧૩ લિંગભેદથી શબ્દભેદ માટે જુઓ સૂ૦ ૮૫૧, ૮૫૨, ૮૫૩

૧૪ સખ્યાભેદથી શબ્દનો ભેદ સૂ૦૮૪૯–૮૫૦મા પણ છે પણ ત્યા સંસ્કૃતભાષાસમત દ્વિવચનનો નિર્દેશ નથી, કારણ કે પ્રાકૃતમા તે છે નહિ

૧ ભગવતી, ૧૭-૧, સૂ ૫૯૨

૨ તૈત્તિરીય ઉપનિષદ, ભૃગુવલ્લી; બેલવલકર અને રાનડે, History of Indian Philosophy, P. 250

૩ સાખ્યકારિકા ૩૯–૪૦, બેલવલકર અને રાનડે, History of Indian Philosophy, P 358, 430, 370, માલવણિયા "ગણધરવાદ", પ્રસ્તાવના, પૃ૦ ૧૨૧–૧૨૩.

નારકાદિ ૨૪ દંડકોમા તે પાંચમાંથી કયાં કયાં કોને હોય છે તેનું નિરૂપણ કરીને (૯૦૨-૯૦૯) તે પાંચે શરીરોના બે ભેદો બદ્ધ = વર્તમાનમા બધાયેલ, અને મુક્ત = પૂર્વકાળે બાંધીને ત્યજી દીધેલાં શરીરો વિષે વિચારણા કરવામા આવી છે કે તેમનુ સખ્યાપરિમાણ દ્રવ્ય, ક્ષેત્ર અને કાલની અપેક્ષાએ કેટલુ છે (૯૧૦) અને પછી ૨૪ દડકોમા એ બન્ને પ્રકારના શરીરોની સખ્યાનો દ્રવ્યાદિની અપેક્ષાએ વિચાર છે (૯૧૧-૯૨૪).

કાલની દૃષ્ટિએ સંખ્યા એટલે સૂત્રમા જણાવેલ કાલમાનના જેટલા સમય થતા હોય તેટલા સમય જેટલી તે સખ્યા સમજવી અને તે જ પ્રમાણે ક્ષેત્ર એટલે તે તે સૂચિન ક્ષેત્રમા જેટલા આકાશપ્રદેશ હોય તેટલી સખ્યા ક્ષેત્રની અપેક્ષાએ સમજવાની છે. અસખ્યાત અને અનત સંખ્યા ક્રમશ અસખ્યાત અને અનતપ્રકારની સભવે છે, તેથી સામાન્ય રૂપે અસંખ્ય કે અનત કહેલ, છતાં તે સખ્યા કયા પ્રકારની અસખ્ય કે અનત સમજવી તે દર્શાવવા માટે વચ્ચે વચ્ચે અનેક જાતમા સમીકરણો સૂત્રમા સૂચવ્યા છે, તે ગણિતમાં રસ ધરાવનાર માટે પણ રસપ્રદ થઈ પડે તેવાં છે. ટીકાકારે તેની વિસ્તૃત સમજૂતી આપી છે.

ઔદારિક આદિ શરીરવાચક શબ્દોના અર્થ તેના પ્રયોજનની દૃષ્ટિએ ટીકાકારે સમજાવ્યા છે, તે પ્રમાણે જોઈએ તો જે માંસ-અસ્થિ-આદિયુક્ત સ્થૂલ શરીર છે તે ઔદારિક છે, છતા તે શરીર પ્રધાન પણ છે, કારણ કે સૌથી ઊચે વસનારા અનુત્તર વિમાનના દેવો કરતાં પણ તે શરીરનું મહત્ત્વ એટલા માટે વધારે છે કે તે ઔદારિક શરીર જ એવુ છે જે તીર્થંકર આદિને હોય છે, અને દેવોને દુર્લભ તો શું પણ સભવતુ જ નથી; નારક અને દેવ સિવાયના જીવોને આ શરીર જન્મથી હોય છે.

વળી, ઔદારિક આદિ શરીરો જે ક્રમે નિર્દિષ્ટ છે તે ક્રમે જ ઉત્તરોત્તર સૂક્ષ્મ છે પ્રદેશોની સખ્યા ઉત્તરોત્તર શરીરોમા વધારે છતાં ક્રમે કરી ઉત્તરોત્તર સૂક્ષ્મ છે, એ વસ્તુ ટીકાકારે જણાવી છે.

જે શરીર વિવિધ પ્રકારની ક્રિયા કરી શકે છે, એટલે કે અનેક પ્રકારના રૂપો ધારણ કરી શકે છે, તે વૈક્રિય છે. આ શરીર દેવ-નારકને જન્મથી છે અને મનુષ્યને ઋદ્ધિરૂપે પ્રાપ્ત થાય છે

ચતુર્દશપૂર્વી મુનિ પ્રયોજન ઉપસ્થિત થયે યોગબલથી જેની રચના કરે છે તે આહારક શરીર છે. કોઈ બાબતની શકા ઉપસ્થિત થયે સમાધાન અર્થે તીર્થંકર પાસે જવા માટે આ શરીરનો ઉપયોગ છે.

શરીરમાં જે તેજસ્ અર્થાત્ પાચન આદિમા અગ્નિનું કાર્ય કરે છે તે તૈજસ શરીર છે અને કર્મનિર્મિત જે સૂક્ષ્મ શરીર છે તે કાર્મણ છે તૈજસ અને કાર્મણ આ બે શરીર જીવથી કદી વિયુક્ત થતાં નથી; માત્ર સિદ્ધિ સમયે તેમનાથી જીવ વિમુક્ત બને છે. અનાદિ કાળથી આ બન્ને શરીર જીવ સાથે જોડાયેલા જ છે. પુનર્જન્મ માટે ગમન કરનાર જીવને પણ આ બે શરીરો તો હોય જ છે, અને પછી ઔદારિક આદિ શરીરોની રચના થાય છે

ષટ્ખડાગમમાં જીવના આ શરીરોની વિચારણામા બદ્ધ અને મુક્ત-એવા ભેદોનો વિચાર નથી થયો, પરતુ સત્પદપ્રરૂપણા, દ્રવ્યપ્રમાણાનુગમ આદિ આઠ અનુયોગદ્વારો વડે જીવના શરીરો સબધી વિસ્તૃત વિચાર જોવા મળે છે (પુસ્તક ૧૪, સૂ૦ ૧૨૯, પૃ૦ ૨૩૭), એટલુ જ નહિ પણ શરીરપ્રરૂપણા પણ કરવામા આવી છે, જેમા નામ, નિરુક્તિ આદિ છ અનુયોગદ્વારો વડે વિચાર છે (પુ૦ ૧૪, સૂ૦ ૨૩૬, પૃ૦ ૩૨૧).

શરીર વિષેની એકત્ર માહિતી માટે જુઓ સ્થાનાગ-સમવાયાંગ, પૃ૦ ૩૯૯. દંડકોમા શરીરવિચાર બાહ્ય અને આભ્યંતર એમ બે ભેદે પણ થયો છે.

આ પદનો સાર નીચેના કોષ્ઠકોથી મળી રહેશે.

સૂ૦ ૯૦૧–૯૮૯

**દંડકોમાં શરીરો**

| | ઔદારિક | વૈક્રિય | આહારક | તૈજસ | કાર્મણ |
|---|---|---|---|---|---|
| ૧. નારક | × | ” | × | ” | ” |
| ૨–૧૧. અસુર યાવત્ સ્તનિત | × | ” | × | ” | ” |
| ૧૨. પૃથ્વીકાય | ” | × | × | ” | ” |
| ૧૩. અપ્કાય | ” | × | × | ” | ” |
| ૧૪. તેજસ્કાય | ” | × | × | ” | ” |
| ૧૫ વાયુકાય | ” | ” | × | ” | ” |
| ૧૬ વનસ્પતિકાય | ” | × | × | ” | ” |
| ૧૭. દ્વીન્દ્રિય | ” | × | × | ” | ” |
| ૧૮. ત્રીન્દ્રિય | ” | × | × | ” | ” |
| ૧૯. ચતુરિન્દ્રિય | ” | × | × | ” | ” |
| ૨૦. પચેન્દ્રિયતિર્યંચ | ” | ” | × | ” | ” |
| ૨૧. મનુષ્ય | ” | ” | ” | ” | ” |
| ૨૨. વાણવ્યંતર | × | ” | × | ” | ” |
| ૨૩. જ્યોતિષ્ક | × | ” | × | ” | ” |
| ૨૪. વૈમાનિક | × | ” | × | ” | ” |

## બદ્ધ અને મુક્ત શરીરોની સંખ્યા આદિ (૯૧૦)

| શરીર | સંખ્યા | | | કાલસમીકરણ | | ક્ષેત્રસમીકરણ | | | દ્રવ્યસમીકરણ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧. સંખ્ય | ૨. અસંખ્ય | ૩. અનંત | ૧. અસં૦ ઉ૦ અ૦ | ૨. અનંત ઉ૦ અ૦ | ૧. પ્રતરનો અસં૦ ભાગ અસં૦શ્રેણી | ૨. અસં૦ લોક | ૩. અનંત લોક | |
| ૧. ઔદારિક | | | | | | | | | |
| ૧ બદ્ધ | — | ” | — | ” | — | — | ” | — | — |
| ૨ મુક્ત | — | — | ” | — | ” | — | — | ” | અભવ્યથી અનંત-ગુણ = સિદ્ધોનો અનંતભાગ |
| ૨. વૈક્રિય | | | | | | | | | |
| ૧. બદ્ધ | — | ” | — | ” | — | ” | — | — | — |
| ૨. મુક્ત | — | — | ” | — | ” | — | — | ” | ઔદારિકપ્રમાણે |
| ૩. આહારક | | | | | | | | | |
| ૧. બદ્ધ | શૂન્ય અથવા જઘન્ય એકથી માંડી ઉત્કૃષ્ટ સહસ્રપૃથક્ત્વ | | | — | — | — | — | — | — |
| ૨ મુક્ત | — | — | ” | — | ” | — | — | ” | ઔદારિક પ્રમાણે |
| ૪. તૈજસ | | | | | | | | | |
| ૧. બદ્ધ | — | — | ” | — | ” | — | — | ” | સિદ્ધથી અનંતગુણ = સર્વ જીવનો અનંતભાગ |
| ૨. મુક્ત | — | — | ” | — | ” | ” | | ” | સર્વ જીવથી અનંતગુણ = જીવવર્ગનો અનંતભાગ |
| ૫. કાર્મણ | | | | | | | | | |
| ૧. બદ્ધ, ૨. મુક્ત | તૈજસ પ્રમાણે | | | | | | | | |

## દંડકોમાં બદ્ધ અને મુક્ત શરીરોની સંખ્યા (૯–૧૧–૨૪)

| | ઔદારિક–બદ્ધ, મુક્ત | | વૈક્રિય–બદ્ધ, મુક્ત | | આહારક–બદ્ધ, મુક્ત | | તૈજસ–બદ્ધ, મુક્ત | | કાર્મણ–બદ્ધ, મુક્ત | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧. નારક | × | અનંત | અસં૦ | અનંત | × | અનંત | અસં૦ | અનંત | અસં૦ | અનંત |
| ૨–૧૧. અસુર યાવત્ સ્તનિત | × | ,, | ,, | ,, | × | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૨ પૃથ્વીકાય | અસ૦ | ,, | × | ,, | × | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૩. અપ્કાય | ,, | ,, | × | ,, | × | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૪. તેજસ્કાય | ,, | ,, | × | ,, | × | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૫ વાયુકાય | ,, | ,, | અસં૦ | ,, | × | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૬. વનસ્પતિકાય | ,, | ,, | × | ,, | × | ,, | અનંત | ,, | અનંત | ,, |
| ૧૭ દ્વીન્દ્રિય | ,, | ,, | × | ,, | × | ,, | અસં૦ | ,, | અસ૦ | ,, |
| ૧૮ ત્રીન્દ્રિય | ,, | ,, | × | ,, | × | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૯. ચતુરિન્દ્રિય | ,, | ,, | × | ,, | × | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૦. પચેંદ્રિય તિર્યંચ | ,, | ,, | અસ૦ | ,, | × | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૧. મનુષ્ય | સ૦ અથવા અસ૦ | ,, | સ૦ | ,, | ૧થી માંડી સહસ્રપૃથકત્વ | ,, | સ૦ અથવા અસ૦ | ,, | સ૦ અથવા અસ૦ | ,, |
| ૨૨. વાણવ્યંતર | × | ,, | અસ૦ | ,, | × | ,, | અસં૦ | ,, | અસ૦ | ,, |
| ૨૩. જ્યોતિષ્ક | × | , | ,, | ,, | × | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૪. વૈમાનિક | × | ,, | ,, | ,, | × | ,, | ,, | ,, | ,, | ,, |

# તેરમું 'પરિણામ' પદ : પરિણામવિચાર

ભારતીય દર્શનોમાં સાખ્ય આદિ પરિણામવાદી છે, જ્યારે ન્યાય આદિ પરિણામવાદી નથી ધર્મ અને ધર્મીનો અત્યત ભેદ માનનારે પરિણામવાદનો ત્યાગ કર્યો અને ધર્મ-ધર્મીનો અભેદ માનનારે પરિણામવાદનો સ્વીકાર કર્યો છે. આને જ કારણે ભારતીય દર્શનોમા ત્રણ પ્રકારની નિત્યતાનો વિચાર દાખલ થયો છે. સાખ્ય, જૈન અને વેદાન્તીઓમાથી રામાનુજ જેવાઓએ પરિણામિનિત્યતા સ્વીકારી; તેમાં પણ સાંખ્યોએ માત્ર પ્રકૃતિમા પરિણામિનિત્યતા સ્વીકારી; પણ પુરુષમા તો કૂટસ્થનિત્યતા માની.[1] અને એ જ કૂટસ્થનિત્યતા નૈયાયિકાદિએ બધા પ્રકારની નિત્ય વસ્તુમા માની અને પરિણામિનિત્યતાનો ત્યાગ કર્યો; કારણ કે તેમને મતે ધર્મ અને ધર્મીનો અત્યંત ભેદ હતો. બૌદ્ધોએ ક્ષણિકવાદ માન્યા છતાં પુનર્જન્મ તો માન્યો છે. તેથી તેમને મતે નિત્યતાનો વળી એક ત્રીજો પ્રકાર થયો અને તે છે સંતતિનિત્યતા.

પ્રસ્તુતમાં જૈન મતે જીવ અને અજીવ બન્ને પ્રકારના પદાર્થોના પરિણામો[2] ગણાવ્યા છે, તેથી સાખ્ય આદિ સંમત પુરુષકૂટસ્થવાદ જૈનોને અમાન્ય છે તે સૂચિત થાય છે (૯૨૫). પ્રથમ જીવના પરિણામોના ભેદ-પ્રભેદો ગણાવ્યા છે (૯૨૬–૯૩૭) અને પછી નારકાદિ ચોવીશે દંડકોમાં તે પરિણામોનો વિચાર કરવામા આવ્યો છે (૯૩૮-૯૪૬) અને અતે અજીવના પરિણામોના ભેદ-પ્રભેદોની ગણતરી આપી છે (૯૪૭–૯૫૭). આ ઉપરથી એક ધ્યાન દેવા જેવી વાત એ ફલિત થાય છે કે અજીવ-પરિણામોમા માત્ર પુદ્ગલના પરિણામોની ગણના છે; ધર્માસ્તિકાયાદિ અરૂપી દ્રવ્યોના પરિણામો ગણાવ્યા નથી. તે સૂચવે છે કે એક કાળ એવો હતો જ્યારે ધર્માસ્તિકાયાદિ અરૂપી અજીવ દ્રવ્યોમાં પરિણામો મનાતા નહિ હોય. ભગવતી શ. ૨, ઉ. ૧૦મા અને સ્થાનાગ (સૂ૦ ૪૪૧) મા ધર્માસ્તિકાયાદિના વર્ણનમા "कालओ न कयाइ नासी, न कयाइ न भवति, न कयाइ ण भविस्सइ त्ति, भुविं भवति भविस्सति य धुवे णितिए सासते अक्खए अव्वए अवट्ठिते णिच्चे । भावतो अवन्ने अगंधे अरसे अफासे" ઇત્યાદિ ઉલ્લેખ છે. તે પણ સિદ્ધ કરે છે કે તેમના પરિણામો વિષેની માન્યતા પ્રાચીન નથી, પરંતુ એ માન્યતા પછીના કાળે ક્યારેક શરૂ થઈ, જ્યારે વસ્તુનુ લક્ષણ ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય એ ત્રિપદી વડે કરવામાં આવ્યુ. અને પરિણામ સ્વરૂપે આપણે તત્ત્વાર્થસૂત્રમા જોઈએ છીએ કે તેમાં ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય—એ સતની વ્યાખ્યા કરવામા આવી (૫. ૨૯) એટલુ જ નહિ પણ નિત્યની વ્યાખ્યા પણ તેને જ અનુસરીને કરવામાં આવી કે 'तद्भावाव्ययं नित्यम् (૫. ૩૦) આ લક્ષણ ઉપર પાતજલ યોગસૂત્રની પરપરાની છાપ સ્પષ્ટ છે પાતજલના વ્યાસ-ભાષ્યમા નિત્યની વ્યાખ્યા છે—'यस्मिन् परिणम्यमाने तत्त्वं न विहन्यते तन्नित्यम्'–योगभाष्य, ૪–૩૩. તત્ત્વાર્થસૂત્રમા પરિણામની વ્યાખ્યા છે–तद्भावः परिणामः ।–૫. ૪૧.

ભગવતી અને સ્થાનાગમાં ધર્માસ્તિકાયાદિ ભાવો = પરિણામોના વિચારપ્રસગે એટલુ કહ્યુ હતુ કે તેમા રૂપ, રસ આદિ નથી, પણ શું છે તે બાબત મૌન છે. સ્થાનાગસૂત્ર, ૪૪૧; ભગવતી, ૨–૧૦, સૂ૦ ૧૧૮.

પ્રસ્તુત પ્રજ્ઞાપનામા અજીવના દશ પરિણામોમા એક 'અગુરુલઘુ' પરિણામ પણ છે

---

૧ "द्वयी चेय नित्यता कूटस्थनित्यता परिणामिनित्यता च। तत्र कूटस्थनित्यता पुरुषस्य। परिणामिनित्यता गुणानाम्।" પાત૦ ભાષ્ય, ૪, ૩૩.

૨. ભગવતીમા પણ પન્નવણાની જેમ જ પરિણામો સમજી લેવાનું કહ્યું છે– परिणामपद निरवसेसं भाणियव्वं —૧૪. ૪, સૂ. ૫૧૪

(૯૪૭), પરંતુ તે વિષે સ્પષ્ટ કહ્યું છે કે તે 'एगागारे' (૯૪૬) છે. એટલે તેના વિશેષ પરિણામોનો સંભવ ઘટે નહિ. ભગવતીમાં ગુરુલઘુનો વિચાર અનેક ઠેકાણે છે. તે સમગ્ર ચર્ચાથી એક બાબત એ ફલિત થાય છે કે સૂક્ષ્મ પુદ્ગલપરમાણુ અને અરૂપી દ્રવ્યોને 'અગુરુલઘુ' કહ્યા છે એટલે એ પ્રમાણે જીવ, ધર્મ, અધર્મ, આકાશ અને કાલ એ 'અગુરુલઘુ' સિદ્ધ થાય છે. અહી એ ધ્યાનમાં લેવાનું છે કે સાપેક્ષ ગુરુ અને લઘુને તો 'ગુરુલઘુ' નામ આપ્યુ જ છે, એટલે 'અગુરુલઘુ' શબ્દથી તેનો નિષેધ જ સમજી શકાય. એટલે કે જે દ્રવ્યો 'અગુરુલઘુ' તરીકે ઓળખાવ્યાં તેમા ગુરુ કે લઘુ એ એમાથી એકેય કે સાપેક્ષ 'ગુરુલઘુ' એ ભાવો નથી એમ જ સમજાય. ગુરુ-લઘુની ચતુર્ભંગીમાં એ ચોથો ભંગ છે. તેથી પણ એ નિષેધ જ સૂચવે છે. આમ એ ધર્મથી કોઈ વિધિરૂપ ધર્મ કે ભાવ સૂચવાતો નથી, એમ ભગવતીની ગુરુલઘુની ચર્ચા (૧. ૯. સૂ૦ ૭૩) થી સમજાય છે, પરંતુ ભગવતીમા જ સ્કંદકના અધિકારમાં પાછું લોકના અનંત અગુરુલઘુ પર્યાયો હોવાનું જણાવ્યુ છે, એટલુ જ નહિ પણ જીવ, સિદ્ધિ અને સિદ્ધના (૨. ૧. સૂ૦:૯૧) અનત અગુરુલઘુ પર્યાયો કહ્યા છે. આમ શૂન્યમાંથી સર્જનની પ્રક્રિયા દેખાય છે અને તેથી ભગવતીમાં જુદા જુદા વિચારના સ્તરો હોવાનુ જણાય છે. અને એથી એટલુ કહી શકાય કે બધી વસ્તુના પર્યાયો—પરિણામો હોવા જોઈ એ, એ નવા વિચારના પરિણામ-સ્વરૂપે ધર્માસ્તિકાયાદિમા પણ તે ઘટાવવાનો આ પ્રયાસ છે. આ વિચારવિકાસની એ પણ એક ભૂમિકા છે, જે તત્ત્વાર્થ સૂત્રમાં જોવા મળે છે, જ્યાં પરિણામોના અનાદિ અને આદિ એવા ભેદ કરીને (૫. ૪૨) અરૂપીમા અનાદિ પરિણામો હોવાનુ ભાષ્યમા જણાવ્યુ છે (૫. ૪૨) આ સૂત્રની માન્યતા અને વ્યાખ્યામા જે મતભેદો થયા તેનુ પણ એ જ કારણ છે કે આ વિચાર નવો હતો અને તેણે સ્થિરભૂમિકા પ્રાપ્ત કરી ન હતી.

ગુરુ, લઘુ, ગુરુલઘુ અને અગુરુલઘુ વિષેની વિશેષ તાર્કિક વિચારણા માટે આચાર્ય જિનભદ્રનુ વિશેષાવશ્યકભાષ્ય (ગા૦ ૬૫૪–૬૬૩) જોવુ જોઈ એ.

પરિણામોનુ ગણન આ પ્રમાણે છે :—

**જીવના પરિણામો (૯૨૬–૯૩૭)**

૧. **ગતિ** (નરકાદિ ૪)
૨. **ઇન્દ્રિય** (શ્રોત્રાદિ ૫)
૩. **કષાય** (ક્રોધાદિ ૪)
૪. **લેશ્યા** (કૃષ્ણાદિ ૬)
૫ **યોગ** (મન આદિક ૩)
૬. **ઉપયોગ** (સાકાર-અનાકાર)
૭. **જ્ઞાન** (આભિનિબોધિક આદિ ૫)
૮. **દર્શન** (સમ્યગ્ આદિ ૩)
૯. **ચારિત્ર** (સામાયિકાદિ ૫)
૧૦. **વેદ** (સ્ત્રી આદિ ૩)

**અજીવ પરિણામો (૯૪૭–૯૫૬)**

૧. **બંધન** (સ્નિગ્ધ-રુક્ષ)
૨. **ગતિ** (સ્પૃશદ્-અસ્પૃશદ્ અથવા દીર્ઘ-હ્રસ્વ)
૩. **સંસ્થાન** (પરિમંડલાદિ ૫)
૪. **ભેદ** (ખંડ આદિ ૫)
૫. **વર્ણ** (કૃષ્ણ આદિ ૫)
૬. **ગંધ** (સુરભિ–દુરભિ)
૭. **રસ** (તિક્ત આદિ ૫)
૮. **સ્પર્શ** (કકખડ આદિ ૮)
૯. **અગુરુલઘુ** (એક)
૧૦. **શબ્દ** (સુબ્ભિ–દુબ્ભિ)

અજીવપરિણામોના બંધનપરિણામ પ્રસગે જે ગાથા ન ૨૦૦ છે તે જ ગાથા પટ્ખંડાગમમાં પણ ઉપલબ્ધ થાય છે. તેમાં પાઠાંતર છે. (પુસ્તક ૧૪, સૂત્ર, ૩૬, પૃ૦ ૩૩)

અજીવગતિપરિણામના જે બે પ્રકાર છે તે આ છે—સ્પૃશદ્ગતિપરિણામ અને અસ્પૃશદ્ગતિપરિણામ (૯૪૯). જૈન માન્યતા પ્રમાણે આકાશપ્રદેશ તો સર્વત્ર વિદ્યમાન છે જ, પરંતુ પ્રસ્તુતમાં તે પ્રદેશને સ્પર્શ કરીને અને તે વિના–એમ બે પ્રકારની ગતિ છે એવો અર્થ નથી સમજવાનો એમ આચાર્ય મલયગિરિનો અભિપ્રાય છે પણ અન્ય મત પ્રમાણે તેથી ઊલટું છે. તેને વિષે મલયગિરિ કહે છે કે આ કેમ સભવે તે અમને સમજાતુ નથી—अन्ये तु व्याचक्षते स्पृशद्गतिपरिणामो नाम येन प्रयत्नविशेषात् क्षेत्रप्रदेशान् स्पृशन् गच्छति, अस्पृशद्गतिपरिणामो येन क्षेत्रप्रदेशानस्पृशन्नेव गच्छति—तन्न बुध्यामहे, नभसः सर्वव्यापितया तत्प्रदेशसंस्पर्शव्यतिरेकेण गतेरसम्भवात् । बहुश्रुतेभ्यो वा परिभावनीयम्" प्र० टीका, पत्र २८९ अ ।

આચાર્ય મલયગિરિએ સ્પૃશદ્ગતિ અને અસ્પૃશદ્ગતિનું દૃષ્ટાત આપ્યુ છે કે તળાવમા જ્યારે ઠીકરી તિરછી દિશામા ફેંકવામા આવે છે ત્યારે તે વચ્ચે વચ્ચે જલને સ્પર્શ કરતી અને સ્પર્શ ન કરતી એમ જાય છે. પ્રસ્તુતમા મતાન્તર થવાનું કારણ એ જણાય છે કે આકાશનુ અસ્તિત્વ સ્વીકારવામાં આવ્યુ અને તેના પ્રદેશોને સ્વીકારવામાં આવ્યા, તે પહેલાંની પ્રસ્તુત ચર્ચા પરંપરામા થઈ હશે તે એમની એમ ચાલી આવી છે. આ અસગતિનો તાર્કિક ખુલાસો કરવાનો પ્રયત્ન ઉપાધ્યાય યશોવિજયજીએ અસ્પૃશદ્ગતિવાદમાં કર્યો છે. આ ખુલાસો એટલા માટે પણ જરૂરી હતો કે એક તરફ એમ માનવામાં આવ્યુ કે સિદ્ધના જીવો એક જ સમયમાં સિદ્ધિસ્થાને પહોંચી જાય છે, પરંતુ બીજી તરફ એમ કહેવામા આવ્યુ હતુ કે જીવના મૃત્યુસ્થાન અને સિદ્ધિસ્થાન વચ્ચે અસખ્યાત આકાશપ્રદેશોનું અંતર હોય છે. અને ગતિનિયમ એવો છે કે એક પ્રદેશથી બીજા પ્રદેશમા પહોંચતા એક સમય લાગે છે. એટલે સિદ્ધિગતિમા પ્રસ્થાન કરનારા જીવને ઓછામા ઓછા અસખ્યાત સમય તો થવા જ જોઈએ. આ અસગતિ ટાળવા માટે અસ્પૃશદ્ગતિનો આશ્રય લેવામાં આવ્યો છે આ સમગ્ર ચર્ચા એક મુદ્દા ઉપર તો આપણુ ધ્યાન કેન્દ્રિત કરે જ છે કે જૈનધર્મની માન્યતાઓમાં કોઈ એક જ કાળે બધુ કહેવાઈ ગયુ હતુ અથવા તો મનાઈ ગયુ હતુ એમ માની લેવાનુ નથી.

## જીવદંડકોમાં પરિણામો ૯૩૮-૯૪૬

| | ૧. ગતિ | ૨. ઇન્દ્રિય | ૩. કષાય | ૪. લેશ્યા | ૫. યોગ | ૬. ઉપયોગ | ૭. જ્ઞાન | ૮. દર્શન | ૯. ચારિત્ર | ૧૦. વેદ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧. નારક | નરક | પંચેન્દ્રિય | ક્રોધ, માન, માયા, લોભ | કૃષ્ણ, નીલ, કાપોત | મન,વચન,કાય | સાકાર-અનાકાર | આભિ૦, શ્રુત૦, અવધિ, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભંગ | સમ્યક્, મિથ્યા, સમ્યગ્મિથ્યા | અચારિત્રી | નપુંસક |
| ૨-૧૧. ભવનવાસી દેવ | | ,, | ,, | કૃષ્ણ, નીલ, કાપોત, તેજ | ,, ,, ,, | ,, | ,, | ,, | ,, | પુરુષ, સ્ત્રી |
| ૧૨. પૃથ્વીકાય<br>૧૩. અપ્કાય<br>૧૪ વનસ્પતિકાય | તિર્યંચ | એકેન્દ્રિય | ,, | ,, ,, ,, ,, | કાય | ,, | મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન | મિથ્યા | , | નપુંસક |
| ૧૫. તૈજસ્કાય<br>૧૬ વાયુકાય | ,, | ,, | ,, | કૃષ્ણ, નીલ, કાપોત | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૭. દ્વીન્દ્રિય | ,, | દ્વીન્દ્રિય | ,, | ,, ,, ,, | કાય, વચન | ,, | આભિ૦, શ્રુત, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, | સમ્યક્, મિથ્યા | ,, | ,, |
| ૧૮. ત્રીન્દ્રિય | ,, | ત્રીન્દ્રિય | ,, | ,, ,, ,, | ,, ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૯. ચતુરિન્દ્રિય | ,, | ચતુરિન્દ્રિય | ,, | ,, ,, ,, | ,, ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૦. પંચેન્દ્રિય-તિર્યંચ | ,, | પંચેન્દ્રિય | ,, | છએ | ત્રણયોગ | ,, | આભિ૦, શ્રુ૦, અ૦, મતિઅ૦, શ્રુતઅ૦, વિભંગ | સમ્યક્, મિથ્યા, સમ્યગ્મિથ્યા | અચારિત્રી, ચારિત્રા-ચારિત્રી | ત્રણ |
| ૨૧. મનુષ્ય | મનુષ્ય | ,, અનિન્દ્રિય | ,, અકષાયી | છ, અલેશ્ય | ત્રણ, અયોગ | ,, | પાચ જ્ઞાન ત્રણ અજ્ઞાન | ,, ,, ,, | ચારિત્રી, અચારિત્રી, ચારિત્રાચારિત્રી | |
| ૨૨. વાણવ્યંતર | દેવ | પંચેન્દ્રિય | ચારકષાય | કૃષ્ણ, નીલ, કાપોત, તેજ | ત્રણયોગ | ,, | આભિ૦શ્રુત૦અવધિ મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન,વિભંગ | ,, ,, ,, | અચારિત્રી | પુરુષ, સ્ત્રી |
| ૨૩. જ્યોતિષ્ક | ,, | ,, | ,, | તેજ | ,, | ,, | ,, | ,, ,, ,, | ,, | ,, ,, |
| ૨૪. વૈમાનિક | ,, | ,, | , | તેજ, પદ્મ, શુક્લ | ,, | ,, | ,, | ,, ,, , | ,, | ,, ,, |

## ચૌદમું 'કષાય' પદ : કષાયનિરૂપણ

આ પદમા ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાયો (૯૫૮) જીવોના ચોવીશે દંડકોમાં સભવે છે (૯૫૯) એમ જણાવીને કષાયની આત્મામાં, પરમાં, ઉભયમાં પ્રતિષ્ઠા અને અપ્રતિષ્ઠા ચોવીશે દંડકના સકલ જીવોની અપેક્ષાએ દર્શાવી છે (૯૬૦) આમા ક્રોધના ભાજન-અભાજનની અપેક્ષાએ પ્રતિષ્ઠા-અપ્રતિષ્ઠા શબ્દનો પ્રયોગ છે. ઘણીવાર એવુ બને છે કે અકારણ કષાય થાય છે ત્યારે કષાયનુ પાત્ર કોઈ હોતુ નથી. તે અપ્રતિષ્ઠિત કષાય છે, એમ ટીકાકારે આ બાબતમાં સ્પષ્ટીકરણ કર્યું છે.

ક્ષેત્ર, વસ્તુ, શરીર અને ઉપધિને લઈને કષાયની ઉત્પત્તિ સકલ સસારી જીવોના ચોવીશે દંડકોમા છે (૯૬૧).

કષાયોના ઉત્તરભેદોમાં અનંતાનુબધી, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સજ્વલન એવા ઉત્તરોત્તર મંદ, મદતર કષાયો છે (૯૬૨). વળી, તેના આભોગનિર્વર્તિત, અનાભોગનિર્વર્તિત, ઉપશાંત અને અનુપશાંત—એવા પણ ભેદો છે (૯૬૩). તેમાં કારણ ઉપસ્થિત થયે, તેને સમજીને કષાય કરવો તે આભોગનિર્વર્તિત છે. અને વગર સમજે કષાય કરવો તે અનાભોગનિર્વર્તિત છે. કષાયનો ઉદય ન થાય ત્યાં સુધી તે ઉપશાંત કહેવાય અને ઉદયાવસ્થામાં તે અનુપશાત કહેવાય છે.

જૈન આગમમા આત્માના દોષોનુ વર્ણન અનેક રીતે કરવામા આવ્યુ છે અને તે દોષોનો સગ્રહ પણ જુદી જુદી રીતે કરવામાં આવે[1] છે. તેમાંનો એક સગ્રહપ્રકાર રાગ-દ્વેષ-મોહ એ છે, પરંતુ કર્મસિદ્ધાન્તમા ઉક્ત ચાર કષાયોને અને મોહને આધારે જ વિચારણા થઈ છે, તેથી તે સંગ્રહપ્રકાર જૈનસમત દોષવર્ણનનું અંતિમ રૂપ હોય એમ જણાય છે.[2]

આ પૂર્વેના પદમા આત્માના વિવિધ પરિણામો દર્શાવ્યા છે, તેમાંનો જ કષાય એ પણ એક પરિણામ છે તેની નોધ લેવી જોઈએ (૯૨૬).

આ કાષાયો જ મુખ્યરૂપે કર્મબંધનુ કારણ છે, તેથી પ્રસ્તુતમા જણાવવામાં આવ્યુ છે કે ત્રણેય કાળમાં આઠેય કર્મપ્રકૃતિના ચયનનાં સ્થાનો—પ્રકારો ચોવીશે દંડકોના જીવોમા ચારે કષાયો જ છે. માત્ર ચયન જ નહિ પણ ઉપચયન, બંધ, ઉદીરણા, વેદના અને નિર્જરાના પણ ચારેય કષાયો જ સ્થાનો છે (૯૬૪–૯૭૧).

કષાયપ્રકરણને અંતે વિષયનિદર્શક સંગ્રહણીગાથા આપવામા આવી છે.

## પદરમું 'ઇન્દ્રિય' પદ : ઇન્દ્રિયનિરૂપણ

જીવના પરિણામોમા ઇન્દ્રિયપરિણામનો પણ નિર્દેશ છે ગણનામા કષાય પૂર્વે ઇન્દ્રિય-પરિણામનો નિર્દેશ છે (૯૨૬), પરંતુ નિરૂપણમાં પ્રથમ કષાયને ચૌદમા પદમા સ્થાન આપ્યુ અને ઇન્દ્રિયને તે પછી પદરમા પદમાં. આથી સિદ્ધ થાય છે કે આર્ય શ્યામાચાર્યે જુદા જુદાં પ્રકરણો, જે પરંપરાપ્રાપ્ત હતાં, તેનું પોતાની રીતે સકલન–સપાદન કર્યું છે. આ જ બાબતના સમર્થનમા લેશ્યા (પદ ૧૭), સમ્યક્ત્વ (પદ ૧૯), ઉપયોગ (પદ ૨૯), ઓહી—અવધિજ્ઞાન (પદ ૩૩), એ પરિણામો

---

૧ ગણધરવાદ, પ્રસ્તાવના, પૃ૦ ૧૦૦

૨ પ્રેયસ્ અને દ્વેષ તથા ચાર કષાયોના વિસ્તૃત વર્ણન માટે 'કસાયપાહુડ' તેની ટીકાઓ સાથે જોવું

છતાં ક્રમે એકસાથે તેમનું નિરૂપણ નથી એ પણ ધ્યાનમા રાખવા જેવું છે. ૨૯ મા ઉપયોગ પદમાં ખરી રીતે અવધિજ્ઞાન પણ છે જ. પરંતુ અવધિજ્ઞાનને જુદા પદરૂપે લેવામાં આવ્યુ છે તે સૂચિત કરે છે કે અવધિજ્ઞાન વિષેની જુદી સ્વતંત્ર વિચારણા ચાલી આવતી હશે, તેથી તેને સ્વતંત્ર પદમા સંગૃહીત કરવાનું શ્યામાચાર્યે ઉચિત માન્યુ છે.

અહીં ઇન્દ્રિયો વિષેની વિચારણા બે ઉદ્દેશોમાં કરવામાં આવી છે. તેમા પ્રથમ ઉદ્દેશમાં ૨૪ દ્વારો અને બીજા ઉદ્દેશમા ૧૨ દ્વારો છે. પ્રથમ ઉદ્દેશના પ્રારંભમાં જ તેના ૨૪ દ્વારોનો નિર્દેશ કરી દેવામાં આવ્યો છે (૯૭૨) સૌપ્રથમ ઇન્દ્રિયો પાચ છે (૯૭૩), એમ જણાવી તે ચોવીશે વિષયોની ચર્ચા ક્રમે કરી કરવામાં આવી છે. તેમાં પ્રથમ ૭ દ્વારની એટલે કે સંઠાણ–સંસ્થાનથી માડીને અલ્પબહુત્વ સુધી ચર્ચા સમાપ્ત કરીને તે છયે દ્વારોનો વિચાર ૨૪ દંડકોમાં કરવામા આવ્યો છે (૯૮૩–૯૮૯). અને પછી સાતમા દ્વાર પુટ્ઠ (સ્પૃષ્ટ) થી માંડીને વિષય નામના નવમા દ્વારનું વિવરણ કરવામાં આવ્યુ છે (૯૯૦–૯૯૨). આ દ્વારોમાં દંડકવિચાર નથી. તે દ્વારોનો વિષય એવો છે, જેમા ૨૪ દંડકને લગતો વિચાર અશક્ય જ છે એમ તો ન કહેવાય, પણ એ બાબતોની પરંપરા કાંઈ સ્થિર નહિ થઈ હોય તેથી તે ચર્ચા કરવામાં નથી આવી એમ લાગે છે.

સૂ૦ ૯૯૩ માં મારણાન્તિક સમુદ્ઘાત વખતે જે કર્મપુદ્ગલોની નિર્જરા થાય છે, એટલે જે પરમાણુઓએ પોતાના કર્મરૂપ પરિણામનો ત્યાગ કર્યો હોય છે, તે પરમાણુઓ સૂક્ષ્મ હોય છે, એવુ વિધાન કરવામા આવ્યુ છે. અને એવુ પણ વિધાન છે કે તેવા પરમાણુ સમગ્ર લોકમાં હોય છે. વળી, સૂ૦ ૯૯૪મા એવુ પણ વિધાન છે કે છદ્મસ્થ જીવો એ સૂક્ષ્મ પરમાણુઓને જાણી-દેખી શકતા નથી. કેટલાક દેવો પણ એવા છે, જે તે સૂક્ષ્મ પુદ્ગલોને જાણી-દેખી શકતા નથી, તો સામાન્ય મનુષ્યની તો વાત જ શું કરવી ?

તે પછી જીવના ૨૪ દંડકોની ચર્ચામાં જણાવ્યુ છે કે કેટલાક જીવો તે સૂક્ષ્મ પરમાણુઓને જાણી-દેખીને આહારમા લે છે અને કેટલાક જાણ્યા-દેખ્યા વગર (સૂ૦ ૯૯૫–૯૯૮).

સૂ૦ ૯૯૯માં આદર્શ–દર્પણ, અસિ આદિ ચકચકિત પદાર્થોમા જે પ્રતિબિબ પડે છે તેને જોનાર શું જુએ છે તે ચર્ચાપ્રસંગે આદર્શ આદિને અને પોતાને જોતો નથી પણ માત્ર પ્રતિબિબને જુએ છે એમ જણાવ્યુ છે. પ્રસ્તુતમા પ્રતિબિબ માટે પ્રતિભાગ (પલિભાગ) એ શબ્દનો પ્રયોગ છે. આ સૂત્રના પાઠમાં આદર્શને જુવે કે નહિ, તે બાબતમાં પાઠાંતર છે. આચાર્ય મલયગિરિને મતે આદર્શને પણ જુવે એવો પાઠ છે, પણ અન્ય બધી પ્રતોમાં અને જૂના ગુજરાતી ટબામાં તેથી વિરુદ્ધ પાઠ છે. આનુ સમાધાન એ હોઈ શકે કે માત્ર દશ્ય વિષયની અપેક્ષાએ આચાર્ય મલયગિરિએ વ્યાખ્યા કરી અને આદર્શ પણ દશ્ય છે એમ માન્યુ. પરંતુ દશ્ય ગમે તે હોય, પણ જે વિષયનો ઉપયોગ અથવા તો વિકલ્પ આત્માને થાય તેને જ દશ્ય માનીએ તો પ્રતિબિબ જોતી વખતે આપણને ભાન–ઉપયોગ કે વિકલ્પ તો આદર્શગત પ્રતિબિબ વિષયક જ હોય છે. આથી આદર્શને જોતો નથી એમ કહેવુ હોય તો ઉપયોગ–ભાનની દૃષ્ટિએ એમ પણ કહી શકાય

પ્રતિબિબ વિષેની રોચક ચર્ચા નિશીથભાષ્યમા ગા૦ ૪૩૧૮ થી છે અને સ્યાદ્વાદરત્નાકરમાં તો તે સમગ્ર ચર્ચા વિસ્તારથી છે, પૃ૦ ૮૫૮થી. તત્ત્વાર્થસૂત્રની સિદ્ધસેનીય ટીકામા પણ પ્રતિબિબની રોચક ચર્ચા છે, ૫. ૨૪, પૃ૦ ૩૬૪

કંબલસાટક (કામળી) ને ગાઢ વણવામાં આવે કે પાંખો વણવામા આવે, પણ તે સરખા પ્રદેશોને જ સ્પર્શે છે, આ વાત ઇન્દ્રિયના પ્રકરણમા સ્પર્શસામ્યને કારણે મૂકવામા આવી હોય તેમ જણાય છે (૧૦૦૦)

થૂણા–સ્તંભ ઊભો હોય કે આડો પડ્યો હોય પણ તે સરખી જ જગ્યા રોકે છે, એ હકીકતનો નિર્દેશ પણ ઇંદ્રિયવિષયને લક્ષીને જ હશે (૧૦૦૧).

આ જ પ્રમાણે આગાસથિગ્ગલ = લોક વગેરે ભૌગોલિક પદાર્થો વિષે ધર્માસ્તિકાયાદિના સ્પર્શનો વિચાર પણ કરવામા આવ્યો છે (૧૦૦૨–૫), તેમા આચાર્ય મલયગિરિની વ્યાખ્યા પ્રમાણે આગાસથિગ્ગલ (૧૦૦૨) અને લોક (૧૦૦૪) એ બન્ને દ્વારોનો વિષય એક જ છે, માત્ર શબ્દો જુદા છે.[૧] પરંતુ જો તેમ હોય તો બે દ્વારો જુદા કેમ રાખ્યા એ પ્રશ્ન થાય છે. આચાર્ય મલયગિરિનો મત, બન્ને દ્વારોમા સ્પર્શ વિષેનુ નિરૂપણ એકસરખુ જ ગણવામા આવ્યુ છે તેથી બધાયો હશે, પરંતુ મૂળકારને પણ માત્ર શબ્દભેદ જ અભિપ્રેત હશે કે નહિ તે પ્રશ્નનો ઉત્તર આથી મળતો નથી.

પ્રસ્તુત પંદરમા પદના બીજા ઉદ્દેશમા બાર દ્વારો છે, તેમનો નિર્દેશ પ્રારંભમાં જ છે (૧૦૦૬).

ઇન્દ્રિયોનો ઉપચય ૨૪ દંડકોમા વર્ણવવાના ઉદ્દેશે જેને જેટલી ઇન્દ્રિયો હોય તે જીવ તેટલી ઇન્દ્રિયોના નિર્માણ માટે પુદ્ગલોનુ ગ્રહણ કરે છે (૧૦૦૭–૧૦૦૮) તેમ જણાવીને તે જ પ્રમાણે ઉપચયન થયા પછી તે તે ઇન્દ્રિયોનુ તે તે જીવ નિર્માણ કરે છે તે જણાવ્યુ છે (૧૦૦૯) અને તેવા નિર્માણમા બધા જ જીવોને અસખ્યાત સમય જેટલા અંતર્મુહૂર્તનો કાળ લાગે છે (૧૦૧૦). ૨૪ દડકોમાં ઇન્દ્રિયલબ્ધિનો નિર્દેશ કરીને (૧૦૧૧) તે તે ઇન્દ્રિયોનો ઉપયોગકાળ ૨૪ દંડકના જીવોમાં હોય છે તે જણાવ્યુ છે (૧૦૧૨). ઇન્દ્રિયોના ઉપયોગકાળનું અલ્પબહુત્વ નીચે પ્રમાણે છે (૧૦૧૩) :—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. ચક્ષુનો | ઉપયોગકાળ | જઘન્ય છે | તે | સૌથી | થોડો છે |
| ૨ શ્રોત્રનો | , | ,, | તે | તેથી | વિશેષાધિક |
| ૩. ઘ્રાણેન્દ્રિયનો | ,, | ,, | ,, | ,, | ,, |
| ૪. જિહ્વેન્દ્રિયનો | ,, | ,, | ,, | ,, | ,, |
| ૫. સ્પર્શેન્દ્રિયનો | ,, | , | ,, | ,, | , |

આ જ ક્રમ ઉત્તરોત્તર ઉત્કૃષ્ટમા પણ સમજી લેવાનો છે અને પરસ્પરમાં જઘન્ય-ઉત્કૃષ્ટ વિષે પણ એમ સમજવાનુ છે કે સ્પર્શેન્દ્રિયના ઉપયોગનો જે જઘન્ય કાળ છે તેથી વિશેષાધિક ચક્ષુનો ઉત્કૃષ્ટ ઉપયોગકાળ છે. પછી ક્રમે તેથી વિશેષાધિક ઉત્કૃષ્ટ કાળ શ્રોત્ર, ઘ્રાણ, જિહ્વા અને સ્પર્શેન્દ્રિયનો છે.

૨૪ દંડકોના જીવોમાં ઇન્દ્રિયો વડે ઓગાહણા (અવગ્રહણ) = પરિચ્છેદ, અવાય, ઇહિા, ઉગ્ગહ (અવગ્રહ)—અર્થ અને વ્યજન બન્ને પ્રકારો—વડે એનુ નિરૂપણ છે (૧૦૧૪–૧૦૨૩). આમાં ધ્યાન દેવા જેવુ એ છે કે જે દ્વારો પ્રારંભમા (૧૦૦૬) નિર્દિષ્ટ છે તેમા ઇહિા પછી વ્યંજનાવગ્રહનો નિર્દેશ છે. પણ નિરૂપણમાં (૧૦૧૭) અવગ્રહના બે પ્રકારો જણાવી પછી બન્નેનુ નિરૂપણ છે. વળી, જ્ઞાનનો જે ક્રમ તત્ત્વાર્થસૂત્ર, નંદી આદિમા સ્વીકૃત થઈ ગયો છે, તે ક્રમમાં પણ નિરૂપણ નથી પણ વ્યુત્ક્રમ છે. વળી, એ પણ ધ્યાનમાં લેવુ કે માત્ર ચાર ઇન્દ્રિયોના જ વ્યજનાવગ્રહ

---

૧ "पूर्वमाकाशथिग्गलशब्देन लोक पृष्टोऽधुना लोकशब्देनैव त पिपृच्छिषुराह"—प्रज्ञापना टीका, पत्र ३०८ अ સમગ્ર આકાશમા લોકભાગ સાવ થોડો હોવાથી તે થીગડા જેવો છે એવા અભિપ્રાયથી લોક માટે આકાશથિગ્ગલ શબ્દનો પ્રયોગ છે એમ આચાર્ય મલયગિરિએ સ્પષ્ટીકરણ કર્યું છે, એજન, पत्र ३०७ अ

છે, ચક્ષુનો નથી (૧૦૧૮) અને અર્થાવગ્રહ તો ૭ પ્રકારનો છે, જેમાં પાંચ ઇન્દ્રિયો ઉપરાંત, નોઇન્દ્રિય=મન પણ સમાવિષ્ટ છે (૧૦૧૯). પરંતુ અવગ્રહણ (૧૦૧૪), ઈહા (૧૦૧૬) અને અવાય (૧૦૧૫)ના માત્ર ઇન્દ્રિયોના પાંચ ભેદે પાંચ પ્રકારોનું જ કથન છે. સારાંશ કે અવગ્રહણ, અવાય અને ઈહાને માત્ર ઇન્દ્રિયોના ગણાવ્યાં, અનિન્દ્રિયનાં નહિ; પરંતુ ઉગ્ગહ (અવગ્રહ)માં ઇન્દ્રિય-અનિન્દ્રિય બન્નેને લક્ષમાં લીધા છે. આ ઉપરથી શું એમ સમજવું કે ઈહા, અવાય અને અવગ્રહણમાં મનનો ઉપયોગ અભિપ્રેત નથી? પછીના કાળે મનઃકૃત પણ ભેદ ઈહા અને અવાયનો પડે જ છે, જે આમાં નથી.[૨] વળી, ધારણા નામનો ભેદ તો સર્વથા નિર્દિષ્ટ નથી એ પણ ધ્યાનમાં લેવા જેવુ છે. શું એમ બને કે ૧૦૧૪મા સૂત્રમાં ઓગાહણા–અવગ્રહણની જે વાત છે તેથી ધારણા અભિપ્રેત હોય? કારણ કે ઓગાહણા અને ઉગ્ગહ–એ બન્નેને પ્રસ્તુતમાં જુદા ગણાવ્યા છે. અને ઉગ્ગહના વ્યંજનાવગ્રહ, અર્થાવગ્રહ એવા જે ભેદો પાડ્યા તેથી તે તો અવગ્રહ સિદ્ધ થાય છે, અને ઓગાહણા–અવગ્રહણ તેથી જુદું નિર્દિષ્ટ છે, તો તેથી ધારણા અભિપ્રેત હોય એમ સંભવે. એટલુ નક્કી કે પ્રસ્તુતમાં જ્ઞાનનિરૂપણનો આ સ્તર પ્રાચીન છે.

આ પછી ઇન્દ્રિયોના ભેદો વળી જુદી રીતે કર્યા છે: દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય (૧૦૨૪); પરંતુ વિલક્ષણતા એ દેખાય છે કે તત્ત્વાર્થસૂત્રમાં પાંચે દ્રવ્યેન્દ્રિયોના નિર્વૃતિ અને ઉપકરણ એવા બે ભેદો કર્યા છે, એટલે દશ દ્રવ્યેન્દ્રિય થાય (તત્ત્વાર્થસૂત્ર ૨. ૧૭).

પ્રજ્ઞાપનામાં ઇન્દ્રિયપદનાં દ્વારોમાં ઇન્દ્રિયોપચય, ઇન્દ્રિયનિર્વર્તન, ઇન્દ્રિયલબ્ધિ, ઇન્દ્રિયોપયોગાદ્ધા એવાં જે દ્વારો છે તેની તત્ત્વાર્થસૂત્રમાં વ્યવસ્થા કરીને દ્રવ્યેન્દ્રિયમાં પ્રથમ બેનો અને ભાવેન્દ્રિયમા અંતિમ બેનો સમાવેશ કરી લીધો હોય એમ સંભવે છે. પરંતુ પ્રજ્ઞાપનામાં આગળ ચાલી દ્રવ્યેન્દ્રિયના આઠ ભેદો બતાવ્યા છે. જિહ્વા અને સ્પર્શ સિવાયની ઇન્દ્રિયોના જ બબ્બે ભેદો છે (૧૦૨૫). એ બન્ને ભેદોને તત્ત્વાર્થસૂત્રની જેમ કોઈ નામ અપાયા નથી. અને પછી ૨૪ દંડકોમાં એ આઠ દ્રવ્યેન્દ્રિયો કોને કેટલી છે તેનો નિર્દેશ છે (૧૦૨૬–૧૦૨૯). આથી પ્રસ્તુતમાં દ્રવ્યેન્દ્રિય-ના બે ભેદ તત્ત્વાર્થસૂત્રસૂચિત નિર્વૃતિ અને ઉપકરણ અભિપ્રેત હોય તેમ જણાતુ નથી; અને પ્રજ્ઞાપનાગત ઉપચય અને નિર્વર્તન અભિપ્રેત હોય એમ પણ જણાતુ નથી. કારણ કે તત્ત્વાર્થસૂત્ર અને પ્રજ્ઞાપના બન્નેમા એ ભેદો બધી જ ઇન્દ્રિયોના છે, જ્યારે અહી પ્રજ્ઞાપનામાં (સૂ૦ ૧૦૨૫) માત્ર ત્રણ જ ઇન્દ્રિયોના બે બે ભેદ જણાવ્યા છે.

ત્યાર પછી ૨૪ દંડકોના જીવોમાં એ પણ વિચાર કરવામા આવ્યો છે કે તે તે જીવોને અતીતમાં, વર્તમાનમા અને ભવિષ્યમા કેટલી દ્રવ્યેન્દ્રિયો હોય છે (૧૦૩૦–૧૦૫૪)?

ભાવેન્દ્રિયોના પાંચ પ્રકાર (૧૦૫૬) જણાવીને ૨૪ દંડકના જીવોમાં તેનો વિનિયોગ કર્યો છે (૧૦૫૬–૧૦૬૭).

ઇન્દ્રિયો વિષે ભારતીય દાર્શનિકોની વિચારણા માટે પ્રમાણમીમાંસા (સિંઘી જૈન ગ્રંથમાળા), ભાષાટિપ્પણ, પૃ૦ ૩૮–૪૧ જોવું.

*

---

૨. નંદીસૂત્ર, ૫૨, ૫૩.

# સોળમું ‘ પ્રયોગ ’ પદ : પ્રયોગ–આત્માનો વ્યાપાર

મન-વચન-કાય એ ત્રણના આધારે થનાર આત્માના વ્યાપારને યોગ કહેવામાં આવે છે. તેનો જ નિર્દેશ પ્રસ્તુત પદમાં પ્રયોગ શબ્દથી છે. તે આત્મવ્યાપાર[1] એટલા માટે કહેવાય છે કે આત્મા ન હોય તો એ ત્રણેની વિશિષ્ટ ક્રિયા થઈ શકતી નથી. જૈન પરિભાષા પ્રમાણે એ ત્રણે પુદ્ગલમય છે અને પુદ્ગલનો જે સામાન્ય વ્યાપાર ગતિ એ તો આત્મા વિના પણ તેમા હોઈ શકે, પરંતુ જ્યારે પુદ્ગલો મન-વચન-કાયરૂપે પરિણત થયા હોય છે ત્યારે તેમને આત્માના સહકારથી જે વિશિષ્ટ પ્રકારનો વ્યાપાર થાય છે, તે તો તે તે રૂપે અપરિણતમાં સભવે નહિ વળી, પુદ્ગલનો મન આદિ પરિણામ પણ આત્માના કર્મને જ અધીન છે. તેથી તેમના વ્યાપારને આત્મવ્યાપાર કહી શકાય છે. એ વ્યાપાર–પ્રયોગના ૧૫ ભેદ (૧૦૬૮)નો નિર્દેશ કરી સામાન્ય જીવમાં અને વિશેષ રૂપે ૨૪ દડકોમા પ્રયોગની યોજના જણાવી છે (૧૦૬૯–૧૦૮૪). આ યોજનામાં અમુક પ્રયોગ હોય ત્યારે એની સાથે અન્ય કેટલા પ્રયોગ હોય એની પણ ભગરચના કરી બતાવી છે

ષટ્ખડાગમમા પણ યોગના, પ્રજ્ઞાપનાની જેમ જ, પદર ભેદો છે અને તેની યોજના જીવોને લગતા માર્ગણાદ્વારોને અવલબીને છે.—પુ૦ ૧, પૃ૦ ૨૭૮ થી ષટ્ખંડાગમમા મન-વચન-કાય એ ત્રણ મૂળ ભેદોનો ‘ પ્રયોગકર્મ ’ મા સમાવેશ છે, પણ તેના ઉત્તર ભેદોની ગણના ધવલામા છે.—પુ૦ ૧૩, પૃ૦ ૪૩.

પ્રયોગના પંદર ભેદ નીચે પ્રમાણે છે (૧૦૬૮) :

૧. સત્યમન.પ્રયોગ.
૨. અસત્યમન·પ્રયોગ.
૩. સત્ય-મૃષામન·પ્રયોગ.
૪. અસત્ય-મૃષામન પ્રયોગ.
૫–૮ એ જ પ્રમાણે વચનના પ્રયોગના ચાર ભેદ
૯ ઔદારિકશરીરકાયપ્રયોગ [2]
૧૦. ઔદારિકમિશ્રશરીરકાયપ્રયોગ
૧૧. વૈક્રિયશરીરકાયપ્રયોગ.
૧૨. વૈક્રિયમિશ્રશરીરકાયપ્રયોગ.
૧૩. આહારકશરીરકાયપ્રયોગ.

---

૧ “ प्रयोग परिस्पन्दक्रिया, आत्मव्यापार इत्यर्थ ”—प्रज्ञापनाटीका, पत्र ३१७

“ आत्मप्रवृत्ते कर्मादाननिवन्धनवीर्योत्पादो योग । अथवा आत्मप्रदेशाना सङ्कोचविकोचो योग ” –ધવલા, ૧, પૃ૦ ૧૪૦

આચારાગનિર્યુક્તિમા (ગા૦ ૧૮૩) કર્મના દશ ભેદોમા એક ‘ પ્રયોગકર્મ ’ એવો ભેદ છે તેની વ્યાખ્યામા આચાર્ય શીલાક ૧૫ ભેદો ગણાવે છે પત્ર ૯૪

૨ ષટ્ખડાગમમા ‘ કાયપ્રયોગ ’ મા ‘ શરીર ’ પદ નથી ‘ ओरालियकायजोगो ’ એવા પાઠો છે ષટ્ખડા૦ પુ૦ ૧, પૃષ્ઠ ૨૮૯ વળી, મનના ચાર, વચનના ચાર અને કાયના સાત એમ ભેદો ગણાવ્યા છે.

૧૪. આહારકમિશ્રશરીરકાયપ્રયોગ.

૧૫. કર્મશરીરકાયપ્રયોગ.[૩]

આચાર્ય મલયગિરિએ સત્ય-મૃષામનઃપ્રયોગ અને એ જ પ્રકારના વચનપ્રયોગને વ્યાવહારિક-નયની અપેક્ષાએ મિશ્ર, પણ નિશ્ચયનયની અપેક્ષાએ તો અસત્ય જ જણાવ્યો છે અસત્ય-મૃષા-મનઃપ્રયોગ અને વચનપ્રયોગ સ્વરૂપમાત્રનુ પર્યાલોચન અને વચન છે આજ્ઞાપરક વાક્યોનો પ્રયોગ, જેમાં સત્ય-અસત્યને કાંઈ સંબધ નથી તે પણ અસત્ય-મૃષાવચનપ્રયોગ છે. નિશ્ચયનયે તો વિપ્રતારણબુદ્ધિથી આવો પ્રયોગ હોય તો તે અસત્ય જ ગણાય. કાયપ્રયોગમા તૈજસકાયપ્રયોગનો ઉલ્લેખ નથી તે ધ્યાન દેવા જેવી વાત છે.

પ્રયોગ પદમા પદર પ્રકારના પ્રયોગોની ચર્ચા સમાપ્ત કર્યા પછી 'ગતિપ્પવાય'—ગતિપ્રપાત—નું નિરૂપણ છે (૧૦૮૬–૧૧૨૩); આ પ્રાસગિક સગ્રહની દૃષ્ટિએ જણાય છે. આમા[૪] જ્યાં 'ગતિ'નો સબધ છે તે બધા વ્યવહારનો સગ્રહ કરી તેના પાચ પ્રકાર જણાવ્યા છે, તે આ છે—

૧. પ્રયોગગતિ, ૨ તતગતિ, ૩. બધનછેદનગતિ, ૪. ઉપપાતગતિ. ૫. વિહાયોગતિ (૧૦૮૫). આમાંની પ્રયોગગતિની ૨૪ દંડકના જીવોમાં યોજના કરી છે. બાકીની વિષે તેમ કર્યું નથી.

આમાં પ્રથમ પ્રયોગગતિ તો તે જ છે, જેના પંદર પ્રકારની ચર્ચા પૂર્વે (૧૦૬૮–) થઈ જ ગઈ છે એનું અહી પુનરાવર્તન જ છે (૧૦૮૬–૧૦૮૯).

તતગતિ વિષે જણાવ્યુ છે કે જ્યાં પહોંચવાનું હોય ત્યા પહોંચ્યા પહેલાંની બધી ગતિને તત-ગતિ કહે છે, તે એટલા માટે કે તે વિસ્તીર્ણ છે (૧૦૯૦).

જીવ અને શરીર વચ્ચેનું બંધન છૂટી જવાથી જે ગતિ તે બધનછેદનગતિ છે (૧૦૯૧)

ભવોપપાતગતિના ચાર પ્રકાર છે, દેવ, નારક, મનુષ્ય, તિર્યંચ; એ ચાર ભવમા જે ગતિ એટલે કે જીવનો તે રૂપે કર્મજન્ય પર્યાય તે ભવોપપાતગતિ છે. પૂર્વનિર્દિષ્ટ ક્ષેત્રનો પાંચમો ભેદ સિદ્ધ-ગતિ આમાં નથી, કારણ કે અહી કર્મજન્ય ગતિ વિવક્ષિત છે, જે સિદ્ધમા નથી.

ઉપપાતગતિના ત્રણ ભેદ છે : ક્ષેત્રોપપાત, ભવોપપાત અને નોભવોપપાત ગતિ. જીવો તે તે ક્ષેત્રમા ગતિ કરે તે ક્ષેત્રોપપાતગતિ. જીવોનો તે તે કર્મને આધારે નારકાદિ ગતિરૂપ ભવ થાય તે ભવોપપાતગતિ છે (૧૦૯૨–૯૯).

નોભવોપપાતગતિના બે ભેદ છે : પુદ્ગલોની અને સિદ્ધોની ગતિ. આ બન્નેની ગતિ કર્મજન્ય નથી તેથી તે ગતિને નોભવોપપાતગતિ કહી છે (૧૧૦૦).

કોઈ પણ દિશાના એક છેડેથી બીજા છેડે માત્ર એક સમયમાં પુદ્ગલની જે ગતિ થાય છે તેને પુદ્ગલની નોભવોપપાતગતિની સજ્ઞા આપી છે (૧૧૦૧), પરતુ સિદ્ધ વિષે પ્રસ્તુતમાં સિદ્ધના

---

૩. આચાર્ય મલયગિરિને મતે 'તૈજસ-કાર્મણશરીરપ્રયોગ' એવું નામ અહી અભિપ્રેત છે પરંતુ ષટ્ખડાગમમાં પણ પાઠ છે—'कम्मइयकायजोगो' —પુ૦ ૧, પૃ૦ ૨૮૯ આચાર્ય મલયગિરિને શકા થઈ હશે કે કાય પ્રયોગમા તેજસનુ કયાય નામ આવતુ નથી, તેથી કાર્મણ સાથે તૈજસ જોડીને તેની વ્યાખ્યા કરી પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૧૯ આવી કોઈ શકા ધવલામા જોવામા આવી નહિ

૪ "गमन गति प्राप्तिरित्यर्थ । प्राप्तिश्च देशान्तरविषया पर्यायान्तरविषया च । गते प्रपातो गतिप्रपात: . । गतिशब्दप्रवृत्तिरुपनिपततीत्यर्थ. ''—પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૨૮.

પૂર્વોક્ત ભેદો (સૂ૦ ૧૫-૧૭) જ ગણાવ્યા છે. તેમની પણ ગતિ પરમાણુની જેમ એક સમયમા થાય છે તેવો કોઈ નિર્દેશ પ્રસ્તુતમા નથી (૧૧૦૨-૪).

વિહાયોગતિના ૧૭ ભેદો છે (૧૧૦૫), જેનું વિવરણ નીચે પ્રમાણે છે :—

૧. સ્પૃશદ્ગતિ—સ્વતંત્ર પરમાણુની અન્ય પુદ્ગલોને સ્પર્શ કરતાં કરતાં જે ગતિ થાય તે (૧૧૦૬).

૨. અસ્પૃશદ્ગતિ—સ્પર્શ કર્યા વિના પરમાણુની જે ગતિ થાય તે (૧૧૦૭).

૩ ઉપસપદ્યમાનગતિ—કોઈનુ અવલબન લઈને જે ગતિ થાય તે, જેમ કે કોઈ રાજા વગેરેનો આશ્રય લઈને યાત્રા કરે તે (૧૧૦૮).

૪. તેથી વિરુદ્ધ કોઈના અવલબન વિના સ્વતત્ર ભાવે ગતિ કરવી તે અનુપસંપદ્યમાનગતિ છે (૧૧૦૯).

૫. પરમાણુપુદ્ગલ યાવત્ અનતપ્રદેશી પુદ્ગલસ્કંધની જે ગતિ તે પુદ્ગલગતિ છે (૧૧૧૦).

૬. કૂદી કૂદીને ગતિ કરવી તે મડૂકગતિ (૧૧૧૧).

૭. નૌકા દ્વારા ગતિ કરવી તે નૌગતિ (૧૧૧૨).

૮. નયગતિ—નૈગમાદિ એક નયે કરીને વિચારણા તે નયગતિ. અથવા સમગ્ર નયો વડે વિચારણા તે નયગતિ (૧૧૧૩).

૯ છાયાનુ અવલબન લઈને ગતિ કરવી તે છાયાગતિ (૧૧૧૪).

૧૦ વસ્તુ પ્રમાણેની છાયા પડે તે છાયાનુપાતગતિ (૧૧૧૫).

૧૧. એક કોઈ કૃષ્ણાદિ લેશ્યા અન્ય લેશ્યાના સપર્કથી તેરૂપે પરિણમે તે લેશ્યાગતિ (૧૧૧૬).

૧૨ લેશ્યાનુપાતગતિ તે છે કે જેમાં જે તે લેશ્યાને અનુસરીને મરણ પછી જીવની જે તે લેશ્યા થાય (૧૧૧૭)

૧૩. કોઈને નિમિત્તે—જેમ કે આચાર્ય આદિને ઉદ્દેશીને—ગતિ તે ઉદ્દિશ્યપ્રવિભક્તગતિ છે (૧૧૧૮).

૧૪. પ્રસ્થાન અને પર્યવસ્થિતિને લક્ષીને ચતુભગીની અપેક્ષાએ પુરુષની જે ગતિ તે ચતુ:પુરુષપ્રવિભક્તગતિ; જેમ કે ચાર પુરુષો સાથે ચાલ્યા અને સાથે જ સ્થિર થયા; સાથે ચાલ્યા પણ સ્થિરતામા સાથે રહ્યા નહિ; સાથે ચાલ્યા નહિ પણ સાથે સ્થિર થયા; અને ચાલ્યા પણ સાથે નહિ અને સ્થિર પણ સાથે થયા નહિ (૧૧૧૯).

૧૫ વક્ર ગતિના ચાર પ્રકાર—ઘટ્ટનતા એટલે લગડાતી ગતિ; સ્તભનતા એટલે ધમણ આદિનું સ્તબ્ધ થઈ જવુ, અથવા સ્થિર થાય ત્યારે પોતાના શરીરના અગોનુ સ્થિર થવુ તે; શ્લેષણતા એટલે કે શરીરનાં અગોનો પરસ્પર શ્લેષ થવો તે; પતનતા એટલે કે ઊભા રહેતાં કે ચાલતા પડી જવુ તે (૧૧૨૦).

૧૬. પંકગતિ એ છે કે જે કાદવમાં ચાલતી વખતે હોય છે તે.

૧૭. બધનવિમોચનગતિ—ફળો પાકા થઈ બધ છૂટી જવાથી જે નિમ્ન ગતિ થાય તે (૧૧૨૧)

આ ગતિના જે સત્તર ભેદ બતાવ્યા છે તે એવા નથી કે જે પરસ્પરને વ્યાવૃત્ત કરતા હોય, પણ ગતિની જે નાના પ્રકારની વિશેષતા દેખાય છે, તે તરફ ધ્યાન દોરવા માટે આ અનેક ભેદો વર્ણવ્યા છે.

*

# સત્તરમું 'લેશ્યા' પદ : લેશ્યાનિરૂપણ[1]

લેશ્યાનું નિરૂપણ કરનાર પદના ૭ ઉદ્દેશો છે. ઉદ્દેશોમાં કોઈ વ્યવસ્થિત ધોરણે ક્રમનિયમન થયુ હોય એમ જણાતુ નથી. પ્રથમ ઉદ્દેશમાં તો વળી અનેક દ્વારોમાં એક લેશ્યાદ્વાર હોઈ તે પ્રકરણને લેશ્યાપદમા સઘરવામાં આવ્યું હોય એમ જણાય છે. આ પદ એ સ્પષ્ટ કરે છે કે આર્ય શ્યામાચાર્યે કેટલાંક પ્રકરણો પ્રસ્તુત પ્રજ્ઞાપનામાં પરંપરામાં જે રીતે ચાલ્યાં આવતા હશે તેમ તેનો માત્ર સગ્રહ જ કર્યો છે. આ વાતની પુષ્ટિ ભાષાપદથી પણ થાય છે.

ષટ્ખડાગમમા લેશ્યા ૧૪ માર્ગણાસ્થાનમાં સ્થાન પામી છે, તેથી તેની ચર્ચા અનેક સ્થળોમાં મળે એ સ્વાભાવિક છે. પુ૦ ૧, પૃ૦ ૧૩૨, ૩૮૬ આદિ; પુસ્તક ૩, પૃ૦ ૪૫૯ આદિ; પુ૦ ૪, પૃ૦ ૨૯૦ આદિ; વગેરે.

પ્રથમ ઉદ્દેશમાં નારક આદિ ૨૪ દંડકો વિષે આહાર, શરીર, શ્વાસોચ્છ્વાસ, કર્મ, વર્ણ, લેશ્યા, વેદના, ક્રિયા અને આયુ—એ બધુ વિષમ છે તે શા માટે, તેનું સ્પષ્ટીકરણ કર્યું છે (૧૧૨૪–૧૧૫૫). આ ઉપરથી કેટલીક જાણવા જેવી બાબતો એ ફલિત થાય છે કે નારકમા જેનું શરીર મોટું તેના આહારાદિ વધારે અને જેનું નાનું તેના આહારાદિ થોડા (૧૧૨૪); જે પ્રથમના જન્મેલા હોય તેનાં કર્મ થોડા અને જે પછી જન્મેલા હોય તેના કર્મ વધારે (૧૧૨૫); પહેલા જન્મેલાનાં વર્ણ અને લેશ્યા વિશુદ્ધતર અને પછી જન્મેલાનાં વર્ણ અને લેશ્યા અવિશુદ્ધ (૧૧૨૬–૧૧૨૭); સજ્ઞીને મહાવેદના અને અસંજ્ઞીને અલ્પ[2] (૧૧૨૮); સમ્યગ્દૃષ્ટિને ક્રિયા ઓછી અને અન્યને વધારે (૧૧૨૯); નારકોનુ આયુ બધાનુ સરખું હોતુ નથી (૧૧૩૦).

ઉક્ત હકીકતો વિષે ક્રમે કરી ભવનવાસી આદિ ૨૪ દંડકોમાં વિચારણા છે (૧૧૩૧–૪૪).

આ પછી સલેશ્ય જીવોને લઈ નારકાદિ ૨૪ દંડકોમાં ઉક્ત આહાર આદિ વિષે સમ-વિષમતાની ચર્ચા છે (૧૧૪૫–૧૧૫૫), અને તેને અંતે પ્રથમ ઉદ્દેશ સમાપ્ત થાય છે.

બીજા ઉદ્દેશમાં પ્રથમ લેશ્યાના ૭ ભેદ (૧૧૫૬) જણાવીને નારકાદિ ચાર ગતિના જીવોમાં કોને કેટલી લેશ્યા હોય, તેની ચર્ચા કરી છે (૧૧૫૭–૧૧૬૯), તે આ પ્રમાણે છે.—

| | કૃષ્ણ | નીલ | કાપોત | તેજ | પદ્મ | શુક્લ |
|---|---|---|---|---|---|---|
| ૧. નારક | ,, | ,, | ,, | × | × | × |
| ૨. તિર્યંચ | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| એકેન્દ્રિય | ,, | ,, | ,, | ,, | × | × |
| ,, પૃથ્વી | ,, | ,, | ,, | ,, | × | × |
| ,, અપ્ | ,, | ,, | ,, | ,, | × | × |

---

૧ લેશ્યાવિચાર જૈન આગમ અને કર્મસાહિત્ય તથા જૈન દર્શનગ્રથોમા અને જૈનેતરમા કેવા પ્રકારનો છે તેની વિસ્તૃત માહિતી માટે જુઓ, લેશ્યાકોષ, સંપાદક મોહનલાલ બાઠિયા તથા શ્રીચદ ચોરડિયા, કલકત્તા, ૧૯૬૬, લેશ્યાશબ્દ વિષેની ચર્ચા માટે જુઓ Sehubring, Doctrin of the Jainas P 195

૨. નારકોના સજ્ઞી-અસજ્ઞી એવા ભેદ જે અહી કરવામા આવ્યા છે તેથી સૂચિત થાય છે કે આ પ્રકરણ તે શબ્દોની પરિભાષા નિશ્ચિત થયા પૂર્વે રચાયેલ છે આથી જ આચાર્ય મલયગિરિને આ શબ્દોની પ્રસ્તુતમા વ્યાખ્યા કરવામા અનેક વિકલ્પો કરવા પડ્યા છે.

| | કૃષ્ણ | નીલ | કાપોત | તેજ | પદ્મ | શુકલ |
|---|---|---|---|---|---|---|
| એકેન્દ્રિય વનસ્પતિ | ,, | ,, | ,, | ,, | × | × |
| ,, તેજ | ,, | ,, | , | × | × | × |
| ,, વાયુ | ,, | , | ,, | × | × | × |
| દ્વીન્દ્રિય | ,, | ,, | ,, | × | × | × |
| ત્રીન્દ્રિય | ,, | ,, | ,, | × | × | × |
| ચતુરિન્દ્રિય | ,, | ,, | ,, | × | × | × |
| પચેન્દ્રિયતિર્યંચ | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| સમૂચ્છિમ ,, | ,, | ,, | ,, | × | × | × |
| ગર્ભજ ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| તિર્યંચણી | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૩. મનુષ્ય | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| – સમૂર્ચ્છિમ | ,, | ,, | ,, | × | × | × |
| – ગર્ભજ | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| મનુષ્યણી | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૪. દેવ | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| દેવી | ,, | ,, | ,, | ,, | × | × |
| ભવનવાસી દેવ | ,, | ,, | ,, | ,, | × | × |
| ,, દેવી | ,, | ,, | ,, | ,, | × | × |
| વાણવ્યંતર દેવ | ,, | ,, | ,, | ,, | × | × |
| ,, દેવી | ,, | ,, | ,, | ,, | × | × |
| જ્યોતિષ દેવ | × | × | × | ,, | × | × |
| ,, દેવી | × | × | × | ,, | × | × |
| વૈમાનિક દેવ | × | × | × | ,, | ,, | ,, |
| ,, દેવી[૩] | × | × | × | ,, | × | × |

સૂત્ર ૧૧૭૦મા લેશ્યાની અપેક્ષાએ જીવોના અલ્પબહુત્વનો ક્રમ આ પ્રમાણે છે.—

૧. શુક્લલેશ્યાવાળા સૌથી થોડા.
૨. પદ્મલેશ્યાવાળા તેથી અસખ્યાતગુણા.
૩ તેજોલેશ્યાવાળા ,, ,,
૪. અલેશ્ય , અનંતગુણા.
૫. કાપોતલેશ્યાવાળા , ,
૬. નીલલેશ્યાવાળા ,, વિશેષાધિક
૭. કૃષ્ણલેશ્યાવાળા ,, ,,
૮ લેશ્યાવાળા ,, ,,

૩. આના સ્પષ્ટીકરણ માટે ટીકા જોવી.

પરંતુ નરકના જીવોમાં અલ્પબહુત્વનો ક્રમ આ પ્રમાણે છે (૧૧૭૧) :—

૧. કૃષ્ણલેશ્યાવાળા સૌથી થોડા.
૨. નીલ „ તેથી અસખ્યાતગુણા.
૩. કાપોત „ „ „

આનુ કારણ એ છે કે જેમ જેમ નીચેની નરક તેમ તેમ તેમાં જનારની સખ્યા ઓછી. આથી સાતમી નરકમા જનાર કૃષ્ણલેશ્યાવાળાની સખ્યા ઓછી હોય એ સ્વાભાવિક છે.

તિર્યંચમાં અલ્પબહુત્વનો ક્રમ વળી નારકથી ઊલટો છે. તે સામાન્ય ક્રમને (૧૧૭૦) અનુસરે છે. ફેર એટલો કે તેમાં અલેશ્ય નથી હોતા.

તિર્યંચોમાં એકેન્દ્રિય આદિનો જુદો વિચાર પણ કરવામાં આવ્યો છે (૧૧૭૩–૧૧૮૦), તેમાં ક્યાંઇક ક્યાઇક સંખ્યાની દૃષ્ટિએ ભેદ પણ પડે છે. લેશ્યાની અપેક્ષાએ મનુષ્યો અને દેવોમાં પણ અલ્પબહુત્વનો વિચાર છે (૧૧૮૧–૧૧૮૭). પણ આમા ભવનવાસી આદિ ચારે પ્રકારના દેવોનું લેશ્યાની અપેક્ષાએ પરસ્પર અલ્પબહુત્વ પણ વિચારાયુ છે એ વિશેષતા છે (૧૧૮૮–૧૧૯૦) ઋદ્ધિની અપેક્ષાએ તે તે લેશ્યાવાળા જીવોમાં તારતમ્યનો વિચાર પણ છે. તેમા સ્પષ્ટ કરવામા આવ્યું છે કે કૃષ્ણલેશ્યાવાળા આદિથી ઉત્તરોત્તર લેશ્યાવાળા મહર્દ્ધિક હોય છે. એટલે કે શુક્લલેશ્યાવાળા અન્ય પ્રકારની લેશ્યાવાળા જીવો કરતાં સર્વાધિક ઋદ્ધિવાળા હોય છે (૧૧૯૧), અને પછી ઉદ્દેશને અંતે ચારેય ગતિમાં લેશ્યાની અપેક્ષાએ જીવોની ઋદ્ધિનુ અલ્પબહુત્વ વિચારાયુ છે (૧૧૯૨–૧૧૯૭).

અતિમ સૂત્ર છે "केइ भणंति—चउवीसदंडएणं इड्ढी भाणियव्वा।" (૧૧૯૮) એટલે કે ગતિની અપેક્ષાએ અહી ઋદ્ધિનો વિચાર કર્યો છે તેને બદલે પ્રસ્તુતમા ૨૪ દંડકના જીવોને લઈને લેશ્યાની અપેક્ષાએ ઋદ્ધિનું અલ્પબહુત્વ કહેવું. આ ઉપરથી જણાય છે કે આ વાચનાભેદ પ્રજ્ઞાપનાના પાઠ વિષેનો છે. એથી એ પણ સિદ્ધ થાય છે કે પ્રજ્ઞાપનાના પુસ્તકનું સંકલન થયુ ત્યારે આ બાબતમાં વાચનાભેદ ચાલુ હશે

તીજા ઉદ્દેશ (૧૧૯૯–૧૨૧૭) માં તે તે જન્મ અને મૃત્યુ કાળની લેશ્યા વિષેની ચર્ચા (૧૧૯૯–૧૨૧૪) અને તે તે લેશ્યાવાળા જીવોના અવધિજ્ઞાનની વિષયમર્યાદા તથા તે તે લેશ્યા-વાળા જીવને કેટલાં જ્ઞાન હોય તે પણ જણાવ્યુ છે (૧૨૧૫–૧૭).

ચોથા ઉદ્દેશમા એક લેશ્યાનુ અન્ય લેશ્યારૂપે જે પરિણમન થાય છે, તે તથા તેના વર્ણ-રસ-ગંધ-સ્પર્શની વિસ્તૃત ચર્ચા છે (૧૨૧૯–૧૨૪૧). આ ચર્ચાથી સ્પષ્ટ થાય છે કે લેશ્યા એ જીવોને નિમિત્તે થતા પુદ્ગલના પરિણામરૂપ છે.

સૂત્ર ૧૨૪૨માં લેશ્યાના વિવિધ રીતે થતા પરિણામોની ગણના છે. અને તે પછી તેના પ્રદેશ (૧૨૪૩), અવગાહનક્ષેત્ર (૧૨૪૪), વર્ગણા (૧૨૪૫), સ્થાન (૧૨૪૬) અને અલ્પબહુત્વ (૧૨૪૭–૪૯) નો વિચાર સ્થાનની અપેક્ષાએ દ્રવ્ય અને પ્રદેશને લઈને કરવામાં આવ્યો છે.

પાંચમા ઉદ્દેશના પ્રારંભમાં તો ચોથા ઉદ્દેશના પરિણામ પ્રકરણની પુનરાવૃત્તિ છે અને પછી તે તે લેશ્યાનું અન્ય લેશ્યામા પરિણમન નથી થતુ એવુ નિરૂપણ છે (૧૨૫૨–૧૨૫૫). આચાર્ય મલયગિરિનુ કહેવું છે કે ચોથા ઉદ્દેશામા પરિણમનનો જે સ્વીકાર છે તે તિર્યંચ અને મનુષ્યની અપેક્ષાએ સમજવાનો છે અને પ્રસ્તુતમાં પરિણમનનો અસ્વીકાર છે તે દેવ-નારકની અપેક્ષાએ

સમજવાનો છે (પ્રજ્ઞા૦ ટી૦ પત્ર ૩૭૧). સૂત્ર ૧૨૫૨–૫૫ વિષે આચાર્ય મલયગિરિ જે નાધે છે તે ધ્યાનમાં લેવા જેવુ છે—

"अमूनि च सूत्राणि साक्षात् पुस्तकेषु न दृश्यन्ते केवलमर्थतः प्रतिपत्तव्यानि, तथा मूलटीकाकारेण व्याख्यानात्"—प्रज्ञा० टीका, पत्र ३७२.

છઠ્ઠા ઉદ્દેશમાં નાના ક્ષેત્રોમા રહેતા મનુષ્ય અને મનુષ્યણીની લેશ્યાનો વિચાર છે (૧૨૫૬–૧૨૫૭). અને પછી જનક અને જનનીની લેશ્યા જે હોય તે જ જન્યની લેશ્યા પણ હોવી જોઈએ–એવો નિયમ નથી, એ બાબતનુ પ્રતિપાદન કરવામાં આવ્યુ છે. જન્ય-જનક અને જન્ય-જનનીની સમ અને વિષમ લેશ્યા સભવી શકે છે એ ફલિત કરવામા આવ્યુ છે (૧૨૫૮)

પ્રસ્તુત પ્રજ્ઞાપનાનુ લેશ્યાસબધી પ્રકરણ આટલુ વિસ્તૃત છતા તેમા, તે તે લેશ્યાવાળા જીવોના અધ્યવસાયો કેવા હોય તે ચર્ચા, જે અન્ય[૪] ગ્રન્થોમા વિસ્તારથી જોવા મળે છે તેનો તથા લેશ્યાના દ્રવ્ય-ભાવ–એવા બે ભેદોની ચર્ચા જે અન્યત્ર છે[૫] તેનો સદતર અભાવ છે તે પ્રસ્તુત પ્રજ્ઞાપનાના સકલનની પ્રાચીનતા તરફ ઇશારો કરી જાય છે તે નોંધવુ જોઈએ.

## અઢારમું 'કાયસ્થિતિ' પદ

પ્રસ્તુત પદમાં 'કાય'મા સમાવિષ્ટ થતા જીવ અને અજીવ બન્નેની સ્થિતિનો એટલે કે તે તે પર્યાયરૂપે[૧] રહેવાના કાળનો વિચાર છે ચોથા 'સ્થિતિ' પદમાં અને આ કાયસ્થિતિ પદમા વિચારણાનો જે ભેદ છે તે પ્રથમ સમજી લેવો જરૂરી છે 'સ્થિતિ' પદમા ૨૪ દંડકોમાં જીવોની ભવસ્થિતિ એટલે કે એક ભવના આયુનો વિચાર છે, ત્યારે આ અઢારમા પદમાં એક જીવ મરીને સતત પાછો તેના તે જ ભવમા જન્મે તો તેવા સમગ્ર ભવોની પરંપરાની કાળમર્યાદા કેટલી અથવા તે સમગ્ર ભવોમાં ભોગવેલ આયુનો સરવાળો કેટલો હોઈ શકે તેનો વિચાર છે. વળી 'સ્થિતિ' પદમા માત્ર જીવોના આયુનો જ વિચાર છે, જ્યારે પ્રસ્તુતમા ધર્માસ્તિકાય આદિ અજીવદ્રવ્યો, જે 'કાય' તરીકે ઓળખાય છે, તેમના તે રૂપે રહેવાના કાળનો પણ વિચાર કરવામા આવ્યો છે.

પટ્ખંડાગમમા 'સ્થિતિ' વિચારણા એક અને નાના જીવની અપેક્ષાએ કરવામાં આવી છે અને તે પણ ગતિ આદિ ૧૪ માર્ગણાસ્થાનોને લઈને અને ૧૪ ગુણસ્થાનોની અપેક્ષાએ, પ્રસ્તુત 'કાયસ્થિતિ'ના જેવી જ વિચારણા પણ પ ્ખડાગમમા તેની ઉપર જણાવેલી આગવી રીતે જ છે. જુઓ પટ્ખંડાગમગત 'કાલાનુગમ' પ્રકરણ, પુસ્તક ૪, પૃ૦ ૩૧૩, ૩૫૭ અને પુસ્તક ૭, પૃ૦ ૧૧૪, ૪૬૨.

પ્રસ્તુતમા તો ષટ્ખંડાગમગત ૧૪ માર્ગણાસ્થાનોને બદલે બાવીશ 'પદો' વડે કાયસ્થિતિનો વિચાર કરવામા આવ્યો છે. એ બાવીશ 'પદો' અને તેના જેવા અન્યત્ર નિર્દિષ્ટ અનેક દ્વારોને આધારે ષટ્ખડાગમમાં ૧૪ દ્વારોની સખ્યા સ્વીકારવામા આવી છે, તે આ પ્રમાણે છે ·

---

૪ ઉત્તરાધ્યયન, અ૦ ૩૪, ૨૧–૩૨

૫ ભગવતી, શતક ૧૨, ઉદ્દેશ ૫, સૂ૦ ૪૫૦, પત્ર ૫૭૨

૧. "काय इह पर्याय परिगृह्यते"—પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૭૫.

| પ્રજ્ઞાપના | ષટ્‌ખંડાગમ |
|---|---|
| ૧. જીવ | — |
| ૨. ગતિ | ૧. ગતિ |
| ૩. ઇન્દ્રિય | ૨. ઇન્દ્રિય |
| ૪. કાય | ૩. કાય |
| ૫. યોગ | ૪. યોગ |
| ૬. વેદ | ૫. વેદ |
| ૭. કષાય | ૬. કષાય |
| ૮. લેશ્યા | ૧૦. લેશ્યા |
| ૯. સમ્યક્ત્વ | ૧૨. સમ્યક્ત્વ |
| ૧૦. જ્ઞાન | ૭. જ્ઞાન |
| ૧૧. દર્શન | ૯. દર્શન |
| ૧૨. સયત | ૮. સંયમ |
| ૧૩. ઉપયોગ | — |
| ૧૪. આહાર | ૧૪. આહારક |
| ૧૫. ભાષક | — |
| ૧૬. પરિત્ત | — |
| ૧૭. પર્યાપ્ત | — |
| ૧૮. સૂક્ષ્મ | — |
| ૧૯. સજ્ઞી | ૧૩. સજ્ઞી |
| ૨૦. ભવ (સિદ્ધિ) | ૧૧. ભવ્ય |
| ૨૧. અસ્તિ (કાય) | — |
| ૨૨. ચરિમ | — |

પ્રસ્તુતમાં એક બાબત સ્પષ્ટ કરવી જોઈએ કે નારક મરીને નારક થતો નથી અને દેવ મરીને દેવ થતો નથી એટલે તે બન્નેની 'સ્થિતિ' ભવસ્થિતિ–એક ભવની આયુમર્યાદા (જુઓ ચોથુ 'સ્થિતિ' પદ)–અને 'કાયસ્થિતિ'માં કાઈ ભેદ પડતો નથી. તિર્યંચ અને મનુષ્યમા[2] ભવસ્થિતિ અને કાયસ્થિતિમા ભેદ પડે છે. એટલે જિજ્ઞાસુએ ચોથા પદ અને પ્રસ્તુતની તુલના કરી લેવી જોઈએ

૨૨ દ્વારોમાં પ્રથમ દ્વાર છે 'જીવ'. જીવનુ અસ્તિત્વ સર્વ કાળમાં છે (૧૨૬૦) એમ જણાવ્યુ છે, એટલે કે જીવ અનાદિકાળથી છે; તે જીવરૂપે ક્યારેય ઉત્પન્ન થયા નથી અને જીવરૂપે કદી નષ્ટ પણ થશે નહિ–એવો સિદ્ધાન્ત આથી ફલિત થાય છે ટીકાકારે 'પ્રાણધારણ' એવી વ્યાખ્યા જીવનની કરી છે અને પ્રાણની વ્યાખ્યામાં કહ્યુ છે કે દ્રવ્ય–ઇન્દ્રિયાદિ અને ભાવ–જ્ઞાનાદિ એ બન્ને પ્રકારના પ્રાણ છે. ભાવપ્રાણમા જ્ઞાનનો સમાવેશ થતો હોઈ સિદ્ધોનો પણ જીવોમાં જ સમાવેશ છે.[3]

---

૨ સંજ્ઞિપંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યના પણ ઉત્કૃષ્ટ આઠ ભવ જ સતત થાય છે —પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૭૬.

૩ પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૭૫

કાલનો વિચાર બે પ્રકારે મૂળમાં જોવા મળે છે (૧૨૬૨-૧૨૮૬ આદિ), તેનો ખુલાસો ટીકાકારે કર્યો છે કે કાલનો કાલ દૃષ્ટિએ અને ક્ષેત્ર દૃષ્ટિએ વિચાર કર્યો છે. સારાંશ એ છે કે 'અનત' સખ્યા અનત પ્રકારની હોઈ કાલના સમયની સંખ્યાની તુલના આકાશપ્રદેશની સખ્યા સાથે કરવાથી સખ્યાનુ તારતમ્ય સમજાઈ જાય છે.[૪]

ટીકાકારે તિર્યંચ યોનિમા નિર્દિષ્ટ કાયસ્થિતિ (૧૨૬૨) વિષે સ્પષ્ટીકરણ કર્યું છે કે આ સ્થિતિ વનસ્પતિની અપેક્ષાએ સમજવાની છે. શેષ તિર્યંચમાં આટલી સ્થિતિ હોતી નથી.[૫]

દેવીની કાયસ્થિતિ (૧૨૬૪) વિષે પણ ટીકાકારે જણાવ્યુ છે કે આ સ્થિતિ ઈશાનની દેવીની અપેક્ષાએ સમજવાની છે.[૬]

તિર્યંચોની કાયસ્થિતિમા જે ઉત્કૃષ્ટ સ્થિતિ (૧૨૬૮) જણાવી છે તે દેવકુરુમાં થનાર તિર્યંચની અપેક્ષાએ સમજવાની છે (પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૭૭) દ્વીન્દ્રિયની કાયસ્થિતિ 'સંખ્યાતકાળ' કહી છે (૧૨૭૩). તેનું સ્પષ્ટીકરણ એ છે કે તે 'संख्येयानि वर्षसहस्राणि' સમજવી (પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૭૮).

સૂત્ર ૧૨૭૭મા અપર્યાપ્તનો ઉલ્લેખ છે તેનું સ્પષ્ટીકરણ એ છે કે પ્રસ્તુતમા લબ્ધિ અને કરણ-બન્ને પ્રકારના અપર્યાપ્ત સમજવા (પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૭૮).

સૂત્ર ૧૨૭૯મા અને બીજા સૂત્રોમા પણ પર્યાપ્ત શબ્દથી લબ્ધિપર્યાપ્ત સમજવા (પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૭૮).

કાયદ્વાર (૧૨૮૫-૧૩૨૦) માં કાય શબ્દ શરીરના અર્થમાં લેવાનો છે અને સૂત્ર ૧૨૮૫મા 'કાય' શબ્દથી કાર્મણ અને તૈજસ એ બે જ શરીરના અર્થમાં કાયશબ્દ પ્રયુક્ત છે એમ સમજવુ (પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૭૯).

સૂત્ર ૧૨૮૮મા વનસ્પતિની કાયસ્થિતિ 'असंखेज्जा पोग्गलपरियट्टा' જણાવી છે, તો તેનો અર્થ એ થાય કે કોઈ પણ વનસ્પતિ જીવ અનાદિ કાળથી વનસ્પતિરૂપે રહી શકે નહિ; તેણે વનસ્પતિ સિવાયનો પણ ભવ કર્યો હોવો જોઈએ. પરંતુ આ ભ્રમ દૂર કરવા માટે વનસ્પતિના વ્યવહારરાશિ અને અવ્યવહારરાશિ એવા બે ભેદ બતાવ્યા અને નિગોદ જીવોનુ સ્વરૂપ વર્ણવ્યુ આ આખી રસપ્રદ ચર્ચા મરુદેવીનો જીવ અનાદિકાળથી વનસ્પતિમાં હતો એવી અને એના જેવી બીજી ઘટનાઓની પુષ્ટિમા કરવામા આવી છે (પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૭૯ તથા પત્ર ૩૮૫)

સૂત્ર ૧૩૦૫મા પૃથ્વીકાય આદિના બાદરસામાન્ય સૂત્રમાં કહ્યુ છે કે તેમની કાયસ્થિતિ અસખ્યાત ઉત્સર્પિણી જેટલો કાળ છે અને તેનું ક્ષેત્ર સાથે સમીકરણ કરતા જણાવ્યુ છે કે અંગુલનો અસખ્યાતમો ભાગ એટલે સહેજે પ્રશ્ન થાય કે અગુલના અસખ્યાતમા ભાગમા જેટલા આકાશ પ્રદેશ હોય તેટલા જ સમય અસખ્યાત ઉત્સર્પિણીના કેવી રીતે થાય? આનુ સ્પષ્ટીકરણ એ છે કે કાળ કરતા ક્ષેત્ર સૂક્ષ્મ છે તેથી એ શક્ય બને છે (પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૮૨)

સેન્દ્રિય જીવો (૧૨૭૧), સકાય જીવો (૧૨૮૫), સજોગી જીવો (૧૩૨૧), સવેદ જીવો (૧૩૨૬) આદિના ભેદોમા અનાદિ અનંત જીવો એવો પણ એક ભેદ ગણવામા આવ્યો છે, તે સૂચવે છે કે જીવોમા કેટલાક જીવો અભવ્ય પણ છે, જે કદી મુક્ત થવાના નથી.

---

૪ પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૭૫

૫ એજન, પત્ર ૩૭૫

૬. એજન, પત્ર ૩૭૬.

યોગદ્વાર (૧૩૨૧–૨૫) મા ધ્યાન દેવા જેવી વાત એ છે કે મનોયોગ અને વચનયોગનો જઘન્ય કાળ એક સમય જેટલો કહ્યો છે અને ઉત્કૃષ્ટ કાળ અન્તર્મુહૂર્ત જેટલો દર્શાવ્યો છે; આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે સતત વચનયોગની અને મનોયોગની એટલે કે ધ્યાનની ઉત્કૃષ્ટ માત્રા અન્તર્મુહૂર્ત જ સભવે. ત્યાર પછી વચનયોગ કે મનોયોગ ઉપરત થઈ જાય છે, એવો જીવનો સ્વભાવ છે. કાળ સૂક્ષ્મ હોવાથી એ ઉપરતિ જાણમાં આવતી નથી એમ સ્પષ્ટીકરણ ટીકાકારે કર્યું છે (પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૮૨).

વેદવિચારણામા સ્ત્રીવેદના કાળ વિષે પાચ મતભેદોનો ઉલ્લેખ ગૌતમ અને ભગવાનના સવાદરૂપે મૂળ સૂત્રમા (૧૩૨૭) છે. તે પાંચે મતોનુ સ્પષ્ટીકરણ આચાર્ય મલયગિરિએ કર્યું તો છે, પરતુ એમા કયો મત સમીચીન છે અને ભગવાન અને ગૌતમના સવાદમા આવુ કેમ બને?—એ બાબતમાં ટીકાકારે જે કહ્યુ છે તે આ છે—

"अमीषा च पञ्चानामादेशानामन्यतमादेशसमीचीनतानिर्णयोऽतिशयज्ञानिभिः सर्वोत्कृष्टश्रुतलब्धिसम्पन्नैर्वा कर्तुं शक्यते। ते च भगवदार्यश्यामप्रतिपत्तौ नासीरन्। केवलं तत्कालापेक्षया ये पूर्व-पूर्वतमाः सूरयः तत्तत्कालभाविग्रन्थपौर्वापर्यपर्यालोचनया यथास्वमति स्त्रीवेदस्य स्थितिं प्ररूपितवन्तस्तेषा सर्वेषामपि प्रावचनिकसूरीणा मतानि भगवानार्यश्याम उपदिष्टवान्। ते च प्रावचनिकसूरयः स्वमतेन सूत्रं पठन्तो गौतमप्रश्नभगवन्निर्वचनरूपतया पठन्ति। ततस्तदवस्थान्येव सूत्राणि लिखता गोतमा! इत्युक्तम्। अन्यथा भगवति गौतमाय निर्देष्टरि न संशयकथनमुपपद्यते, भगवतः सकलसंशयातीतत्वात्।—प्रज्ञा०टीका, पत्र ३८५.

પટ્ખંડાગમમાં આ બાબતમા એક જ મત આપવામાં આવ્યો છે; ત્યા મતભેદોની ચર્ચા નથી.

સમ્યક્ત્વદ્વાર (૧૩૪૩–૪૫)મા ટીકાકારે સમ્યગ્દષ્ટિ, મિથ્યાદષ્ટિ અને સમ્યગ્મિથ્યાદષ્ટિની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે જિનભગવાન પ્રણીત જીવાદિ સમગ્ર તત્ત્વો વિષે અવિપર્યસ્ત દૃષ્ટિ જેને હોય તે સમ્યગ્દષ્ટિ; ભગવાન પ્રણીત તત્ત્વોની બાબતમા જેને જરા પણ વિપ્રતિપત્તિ હોય તે મિથ્યાદષ્ટિ, અને જેને તે બાબતમાં સમ્યક્શ્રદ્ધા પણ ન હોય અને તે બાબતમાં વિપ્રતિપત્તિ પણ ન હોય તે સમ્યગ્મિથ્યાદષ્ટિ છે. શતકચૂર્ણિને આધારે ચોખા આદિથી અજાણ્યા માણસને જેમ તે પ્રત્યે રુચિ કે અરુચિ એ બેમાંથી એકેય નથી તેમ આ સમ્યગ્મિથ્યાદષ્ટિને જિનપ્રણીત પદાર્થોની બાબતમાં રુચિ પણ નથી તેમ જ અરુચિ પણ નથી. પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૮૮.

ટીકાકારે અવધિદર્શન (૧૩૫૬)ના કાળના પ્રસગે વિભગજ્ઞાનીને અવધિદર્શન હોવા ન હોવા વિષેના સૂત્રકાર અને કાર્મગ્રન્થિકના મતભેદની ચર્ચા આચાર્ય જિનભદ્રને અનુસરીને કરી છે (પ્રજ્ઞા૦ ટી૦, પ૦ ૩૯૧)

ઉપયોગદ્વાર (૧૩૬૨–૬૩) પ્રસગે સૂત્રકારે જઘન્ય અને ઉત્કૃષ્ટ કાળ અન્તર્મુહૂર્ત જણાવ્યો છે તે બાબતમા ટીકાકારે સ્પષ્ટીકરણ કર્યું છે કે આ કાળ સસારી જીવની અપેક્ષાનો છે, પરતુ કેવળીને એક સમયનો ઉપયોગ હોય છે તે અહી વિવક્ષિત નથી (પ્રજ્ઞા૦ ટીકા, પત્ર ૩૯૨). ખરી વાત એવી છે કે કે.ળીને જ્ઞાન-દર્શનોપયોગ ક્રમે હોય છે કે યુગપદ્ એ ચર્ચા જ્યારથી શરૂ થઈ ત્યાર પહેલાંની આ સૂત્રની રચના છે. એટલે તેમા પછીથી એ બાબતમા જે સ્પષ્ટીકરણ થયુ તે આ સૂત્રમા વિવક્ષિત હોવાનો સભવ જ નથી.

આવી અનેક વિવક્ષાઓ આચાર્ય મલયગિરિએ પોતાની ટીકામાં સ્પષ્ટ કરી છે, તે માટે જિજ્ઞાસુએ ટીકામા જોઈ લેવુ. અહી તો માત્ર કેટલાક નમૂના આપ્યા છે, તે એ સૂચવવા કે વિચારણા જેમ આગળ વધતી જાય છે તેમ વિચારમાં વ્યવસ્થા આવતી જાય છે.

## ૧૯મું 'સમ્યકત્વ' પદ : સમ્યકત્વ વિષે

આમાં જીવ સામાન્ય, સિદ્ધ અને ૨૪ દંડકમા જીવોમાં સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્મિથ્યાદૃષ્ટિની વિચારણા છે (૧૩૯૯-૧૪૦૫) તે આ પ્રમાણે—

| | સમ્યગ્ | મિથ્યા | સમ્યગ્મિથ્યા |
|---|---|---|---|
| જીવ | ,, | ,, | ,, |
| ૧. નરકના જીવો | ,, | ,, | ,, |
| ૨-૧૧. ભવનપતિ | ,, | ,, | ,, |
| ૧૨. પૃથ્વીકાય | × | ,, | × |
| ૧૩. અપ્કાય | × | ,, | × |
| ૧૪. તેજ કાય | × | ,, | × |
| ૧૫. વાયુકાય | × | ,, | × |
| ૧૬. વનસ્પતિકાય | × | ,, | × |
| ૧૭. દ્વીન્દ્રિય | ,, | ,, | × |
| ૧૮. ત્રીન્દ્રિય | ,, | ,, | × |
| ૧૯. ચતુરિન્દ્રિય | ,, | ,, | × |
| ૨૦. પચેંદ્રિયતિર્યંચ | ,, | ,, | ,, |
| ૨૧ મનુષ્ય | ,, | ,, | ,, |
| ૨૨. વાણવ્યંતર | ,, | ,, | ,, |
| ૨૩. જ્યોતિષ્ક | ,, | ,, | ,, |
| ૨૪ વૈમાનિક | ,, | ,, | ,, |
| સિદ્ધ | ,, | × | × |

આના ઉપર થી એમ ફલિત થાય છે કે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ માત્ર પચેંદ્રિય જ હોય છે, અને એકેન્દ્રિય મિથ્યાદૃષ્ટિ જ હોય છે. દ્વિ-ઇન્દ્રિયથી માંડી ચતુરિન્દ્રિય સુધીમાં સમ્યગ્મિથ્યાદૃષ્ટિ હોતા નથી ષટ્ખંડાગમમા સંજ્ઞી અને અસંજ્ઞી પચેંદ્રિય એવા ભેદો પાડીને અસંજ્ઞી પંચેંદ્રિયને માત્ર મિથ્યા-દૃષ્ટિ જ કહ્યા છે.—ષટ્ખંડાગમ, પુસ્તક ૧, પૃ૦ ૨૫૮, ૨૬૧, આ બધુ આ વિચારણા કેવી રીતે આગળ વધી તે સૂચવે છે.

ષટ્ખંડાગમમા જીવો સમ્યકત્વ ઉત્પન્ન કરે તો કયા કારણે તેની ચર્ચા પણ છે.—પુસ્તક ૬, પૃ૦ ૪૧૮-૪૩૭. પછી મૃત્યુ વખતે તે બાબતમાં પરિસ્થિતિ કેવી હોય તેનુ વર્ણન છે. —પૃ૦ ૪૩૭.

✧

# વીશમું 'અન્તક્રિયા' પદ

ભવનો અંત કરનાર ક્રિયા તે અંતક્રિયા એ ક્રિયાથી બે પરિણામ આવે; નવો ભવ અથવા મોક્ષ. એટલે અન્તક્રિયા શબ્દ અહી મોક્ષ અને મરણ એ બન્ને અર્થમા વપરાયો છે. એ અંતક્રિયાનો વિચાર ચોવીશે દંડકના જીવોમાં દશ દ્વારો વડે કરવામા આવ્યો છે:—

૧. નારકાદિ જીવો અંતક્રિયા (મોક્ષ) કરે છે?
૨. નારકાદિ જીવો અનન્તર ભવમાં કે વ્યવધાનથી અન્તક્રિયા (મોક્ષ) કરે છે?
૩. નારકાદિ જીવો અનન્તર ભવમાં અન્તક્રિયા (મોક્ષ) કરે તો એકસમયમાં કેટલા કરે?
૪. નારકાદિ જીવો ઉદ્‌વૃત્ત થઈ (મરીને) કઈ યોનિમાં જાય?
૫. નારકાદિ જીવો મરીને તીર્થંકર થઈ શકે?
૬. ,, ,, ,, ચક્રવર્તી થઈ શકે?
૭. ,, ,, ,, બળદેવ થઈ શકે?
૮. ,, ,, ,, વાસુદેવ થઈ શકે?
૯. ,, ,, ,, માંડલિક ,, ?
૧૦. ,, ,, ,, રત્ન ,, ?

આ દ્વારોને આધારે કહી શકાય કે અન્તક્રિયા શબ્દ બે અર્થમાં વપરાયો છે. પ્રથમ ત્રણ દ્વારોમા અન્તક્રિયા એટલે મોક્ષની ચર્ચા છે, અને પછીના દ્વારોનો સંબંધ પણ અન્તક્રિયા સાથે છે, પણ ત્યાં તેનો અર્થ મરણ લઈએ તો ઘટે. ઉપરાંત, આ દ્વારોમા અન્તક્રિયાનો અર્થ મોક્ષ પણ ઘટે, કારણ કે તે દ્વારોમાં તે તે યોનિમા ઉદ્વર્તના આદિ કરનારને મોક્ષ સભવે કે નહિ એવો પ્રશ્ન પણ ઉપસ્થિત કર્યો છે.

પ્રથમ દ્વારનો સાર એ છે કે માત્ર મનુષ્યો જ મોક્ષ પામી શકે છે, અને તે પણ બધા જ નહિ—(૧૪૦૮ [૩]). જીવના નારકાદિ અનેક પર્યાયો થાય છે એટલે નારક આદિ પર્યાયમા રહેલો જીવ મનુષ્યભવમા જઈ મુક્ત થઈ શકતો હોઈ નારકાદિ વિષે પણ એમ તો કહી શકાય કે કોઇ નારકાદિ મુક્ત થાય છે અને કોઈ નથી થતા (૧૪૦૭ [૨]).

બીજા દ્વારમાં એ વિચારણા છે કે નારકાદિ જીવો અનન્તરાગત કે પરંપરાગત થઈને અતક્રિયા કરે છે? એટલે કે નારકાદિ ભવમાંથી મરીને વ્યવધાન વિના જ મનુષ્યભવમા આવીને મોક્ષ પામે છે કે નારકાદિ પછીના એક કે અનેક ભવો કરી પછી મનુષ્યભવમાં મુક્તિ પામે છે? આનો ઉત્તર એ છે કે પ્રથમ ચાર નરકમાંથી આવનારમા બન્ને પ્રકાર સભવે છે. પરંતુ પછીના ત્રણ નરકોમાંથી આવનાર માત્ર પરપરાગત હોય તો (એક કરતા વધુ ભવ કરે તો) જ અંતક્રિયા કરે અર્થાત્ મોક્ષ પામે

બધા જ ભવનપતિ, પૃથ્વી, અપ્કાય અને વનસ્પતિમાથી આવનારમાં બન્ને પ્રકાર સભવે છે તેજ, વાયુ, દ્વિ-ઇન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિયમાથી આવનારમા, જે માત્ર પરંપરાગત હોય તેમા અને શેષ જીવોમા બન્ને પ્રકાર સભવે છે (૧૪૧૦–૧૩).

આચાર્ય મલયગિરિએ સ્પષ્ટીકરણ કર્યું છે કે તેજ અને વાયુ મરીને મનુષ્ય થતા જ નથી, માટે અને દ્વિ-ઇન્દ્રિયાદિનો એવો સ્વભાવ છે માટે અનન્તરાગતની અન્તક્રિયા તેમને નથી (પૃ૦ ૩૯૭) હોતી.

અનન્તરાગત વિશે તીજા દ્વારમાં પ્રશ્ન છે કે એક સમયમાં તેઓ કેટલી સખ્યામાં અન્તક્રિયા કરે? (૧૪૧૪–૧૬).

| અનન્તરાગત[1] | જઘન્ય સંખ્યા | ઉત્કૃષ્ટ સંખ્યા |
|---|---|---|
| નારક | ૧, ૨, ૩ | ૧૦ |
| ,, ૧–૩ | ,, ,, ,, | ૧૦ |
| ,, ૪ | , ,, ,, | ૪ |
| ભવનપતિ દેવો | ,, ,, ,, | ૧૦ |
| ,, દેવીઓ | ,, ,, ,, | ૫ |
| પૃથ્વી, અપ્ | ,, ,, ,, | ૪ |
| વનસ્પતિ | ,, ,, ,, | ૬ |
| પચેન્દ્રિય તિર્યંચ | ,, ,, ,, | ૧૦ |
| ,, ,, સ્ત્રી | ,, ,, ,, | ૧૦ |
| મનુષ્ય | ,, ,, ,, | ૧૦ |
| ,, સ્ત્રી | ,, ,, ,, | ૨૦ |
| વાણવ્યતર | ,, ,, ,, | ૧૦ |
| ,, વ્યંતરી | ,, ,, ,, | ૫ |
| જ્યોતિષ્ક દેવ | ,, ,, ,, | ૧૦ |
| ,, દેવી | ,, ,, ,, | ૨૦ |
| વૈમાનિક દેવ | ,, ,, ,, | ૧૦૮ |
| ,, દેવી | ,, ,, ,, | ૨૦ |

ચોથા ઉદ્વર્તદ્વારમાં જીવ મરીને ક્યાં જઈ શકે તેનો વિચાર છે. પ્રજ્ઞાપનામા આ પ્રકરણમાં ઉદ્વૃત્ત શબ્દ બધી ગતિમાં થતા મરણને માટે પ્રયુક્ત છે. પરંતુ ષટ્ખડાગમમા તેને સ્થાને ઉદ્વૃત્ત, કાલગત અને ચ્યુત એવા ત્રણ શબ્દોનો પ્રયોગ છે નરક, ભવનવાસી, વાનવ્યતર અને જ્યોતિષ્ક ગતિમાથી મરીને જનાર માટે 'ઉદ્વૃત્ત'નો, તિર્યંચ અને મનુષ્યગતિમાંથી મરીને જનાર માટે 'કાલગત' શબ્દનો અને વૈમાનિકમાંથી અન્યત્ર જનાર માટે 'ચ્યુત' શબ્દનો પ્રયોગ દેખાય છે[2]

મરીને તે તે સ્થાને ગયા પછી તે જીવ ક્રમે કરી[3] ધર્મનુ શ્રવણ, બોધ, શ્રદ્ધા, મતિ-શ્રુતજ્ઞાન, વ્રતગ્રહણ, અવધિજ્ઞાન, અણગારત્વ, મન પર્યાયજ્ઞાન, કેવળજ્ઞાન અને સિદ્ધિ આ બધામાથી શુ શુ પ્રાપ્ત કરી શકે છે તેની પણ ચર્ચા કરવામા આવી છે. ષટ્ખડાગમમાં ઉક્ત બાબતો ઉપરાત અન્ય બાબતોનો–જેવી કે તીર્થંકરપદ, ચક્રવર્તીપદ આદિનો––પણ સમાવેશ કરી લેવામા આવ્યો છે.[4] પરતુ પ્રજ્ઞાપનામા તીર્થંકર આદિ પદોની વિચારણા જુદા દ્વારો વડે કરવામા આવી છે,[5] તે

---

૧ સૂત્ર ૧૪૧૦–૧૩મા જે અનન્તરાગત અન્તક્રિયા કરે છે, તેમને વિષે જ આ વિચારણા છે

૨ ષટ્ખડાગમ, પુ૦ ૬, પૃ૦ ૪૭૭ માનો વિશેષાર્થ

૩ તુલના માટે ઉત્તરા૦ અ૦ ૨૯મું જોવું તેમા સવેગથી માડી ૭૩ પદો છે તથા જુઓ સ્થાનાગ–સમવાયાગ, પૃ૦ ૩–૮

૪ પુસ્તક ૬, પૃ૦ ૪૮૪–૫૦૨.

૫ જુઓ પ્રસ્તુત વીશમા પદના પાચમાથી દશમા સુધીના દ્વારો

પ્રજ્ઞાપનાની વિચારણાનુ મૂળ જૂનું હોય એમ સૂચવી જાય છે, અને ષટ્ખંડાગમમાં તે વધારે વ્યવસ્થિત છે. વળી, એક બાબત નોંધવા જેવી એ છે કે પ્રજ્ઞાપનાના પ્રસ્તુત દ્વારમા માંડલિક (દ્વાર ૯ મુ) અને રત્ન (દશમુ દ્વાર) એ પદો અધિક છે, જેનો અભાવ ષટ્ખંડાગમના પ્રસ્તુત પ્રકરણમાં છે. ષટ્ખંડાગમમા જે પદોની પ્રાપ્તિ ગણાવી છે તેની ગણતરીનો ક્રમ આ પ્રમાણે છે આભિનિબોધિક, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યયજ્ઞાન, કેવળજ્ઞાન, સમ્યગ્મિથ્યાત્વ, સમ્યક્ત્વ, સંયમાસંયમ, સંયમ, બલદેવત્વ, વાસુદેવત્વ, ચક્રવર્તિત્વ, તીર્થંકરત્વ, નિર્વાણ (પુસ્તક ૭, પૃ૦ ૪૯૪) આ સૂચિત કરે છે કે આ ક્રમ પ્રાપ્તિનો નથી, પણ જ્ઞાન-દર્શન-ચારિત્ર અને અન્ય વિશિષ્ટ પદો—એ ક્રમે પરિગણના છે.

ચોથા ઉદ્વૃત્તદ્વારનો સાર આ પ્રમાણે છે (૧૪૩૭-૪૩)

| જીવ | મરી ક્યાં જઈ શકે | મરીને નવા જન્મમાં ધર્મશ્રવણાદિનો સંભવ |
|---|---|---|
| નારક | પંચેન્દ્રિય તિર્યંચ | ૬ દેશસંયમી અને અવધિજ્ઞાન |
| | મનુષ્ય | મોક્ષ |
| ભવનપતિ | પૃથ્વી, અપ્, વનસ્પતિ | × |
| | પંચેંદ્રિયતિર્યંચ | નારક જેમ |
| | મનુષ્ય | નારક જેમ |
| પૃથ્વી, અપ્, વનસ્પતિ | પૃથ્વી, અપ્, તેજ, વાયુ; દ્વિ-ત્રિ-ચતુરિન્દ્રિય | × |
| | પંચેંદ્રિયતિર્યંચ | નારક જેમ |
| | મનુષ્ય | નારક જેમ |
| તેજ, વાયુ | પૃથ્વી યાવત્ ચતુરિન્દ્રિય | × |
| | પંચેન્દ્રિયતિર્યંચ | ધર્મશ્રવણ |
| દ્વિન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય | પૃથ્વી યાવત્ પંચેન્દ્રિયતિર્યંચ | પૃથ્વી જેમ |
| | મનુષ્ય | મન.પર્યય |
| પંચેંદ્રિયતિર્યંચ | નારક | સમ્યક્ત્વ, અવધિજ્ઞાન |
| | ભવનપતિ | ” |
| | એક યાવત્ ચતુરિન્દ્રિય | પૃથ્વી જેમ |
| | પંચેંદ્રિયતિર્યંચ મનુષ્ય | નારક જેમ |
| | વાણવ્યતર જ્યોતિષ્ક વૈમાનિક | ” |
| મનુષ્ય | ઉપર પ્રમાણે | ” |
| વાણવ્યંતર જ્યોતિષ્ક વૈમાનિક | ભવનપતિ જેમ | નારક જેમ |

પાંચમા તીર્થંકરદ્વારમાં નારકાદિ મરીને અનન્તર (મનુષ્યભવમાં) તીર્થંકરપદ પામી શકે કે નહિ તેની વિચારણા છે.[7] સાથે જ તીર્થંકરપદ ન પામી શકે તો વિકાસક્રમમાં શુ પામી શકે તેનો પણ નિર્દેશ જોવા મળે છે. તેનો સાર આ પ્રમાણે છે (૧૪૪૪-૧૪૫૮) ·

૬. મૂળમા “सील वा वय वा गुण वा वेरमणं वा पच्चक्खाण वा पोसहोववास वा” (૧૪૨૦ [૬]) માં એવો પાઠ છે ૧૪૨૦ [૮] અણગારની વાત છે તેથી આ દેશસંયમી ગણવા જોઈએ શીલાદિની વ્યાખ્યા માટે જુઓ ટીકા (પત્ર ૩૬૯)

૭ પ્રસ્તુત ૨૦મા પ્રજ્ઞાપનાપદની તીર્થંકર આદિ સંપદા વિષેના કોષ્ટક માટે જુઓ, યત્નપૂર્વક કર્માદિવિચાર, પૃ૦ ૧૧૮

| **મનુષ્યનો અનન્તર પૂર્વભવ** | **મનુષ્યમાં શેનો સંભવ ?** |
|---|---|
| રત્નપ્રભા યાવત્ વાલુકાપ્રભા | તીર્થંકરપદ |
| પંકપ્રભા | મોક્ષ |
| ધૂમપ્રભા | વિરતિ |
| તમા | વિરતાવિરતિ |
| સાતમી નરક | સમ્યક્ત્વ |
| ભવનપતિ | મોક્ષ |
| પૃથ્વી, અપ | ,, |
| તેજ-વાયુ | ધર્મશ્રવણ |
| વનસ્પતિ | મોક્ષ |
| દ્વિ-ત્રિ-ચતુરિન્દ્રિય | મન:પર્યાય |
| પચેન્દ્રિયતિર્યંચ<br>મનુષ્ય<br>વાણવ્યંતર<br>જ્યોતિષ્ક | મોક્ષ |
| વૈમાનિક | તીર્થંકરપદ |

આ ઉપરથી જણાય છે કે માત્ર નારકી અને વૈમાનિકમાથી મરી મનુષ્ય થનાર જ તીર્થંકર-પદ પામી શકે છે.

ચક્રવર્તીપદને યોગ્ય પ્રથમ નરક અને દેવોમાંથી અનન્તર મનુષ્યભવમા જન્મ લેનાર છે, અન્ય નહિ (૧૪૫૯-૬૩). તે જ પ્રમાણે બલદેવપદ વિષે છે. પરતુ એમાં વિશેષતા એ કે શર્કરા-પ્રભામાંથી પણ જન્મ લેનાર આ પદની યોગ્યતા ધરાવે છે (૧૪૬૪). વાસુદેવપદ વિષે પણ બળદેવ જેમ જ છે, પરતુ એમા વિશેષતા એ કે વૈમાનિકોમાંના અનુત્તરોપપાતિકમાંથી જન્મ લેનાર વાસુદેવપદ પામતા નથી (૧૪૬૫). માડલિકપદ માત્ર સાતમી નરક, તેજ અને વાયુમાંથી જન્મ લેનાર પામતા નથી (૧૪૬૬)

દશમા રત્નદ્વારમાની હકીકતનો સાર આ પ્રમાણે છે (૧૪૬૭-૬૯)—

સેનાપતિ, ગાથાપતિ, વર્ધકિ, પુરોહિત અને સ્ત્રીરત્નપદ માટે સાતમી નરક, તેજ, વાયુ અને અનુત્તરમાથી આવનાર અયોગ્ય છે. અશ્વ અને હસ્તિરત્નપદ માટે નરકથી માંડી સહસ્રાર દેવલોક સુધીના યોગ્ય છે અને ચક્ર, છત્ર, ચર્મ, દડ, અસિ, મણિ, કાકિણી—આ બધા રત્નો માટે અસુરકુમારથી માંડીને ઇશાન દેવલોકમાથી આવનાર યોગ્ય છે.

રત્નદ્વારને અતે અન્ય બાબતો વિશે ચર્ચા છે, જેનો રત્ન સાથે શું સબધ છે તેનુ સ્પષ્ટીકરણ ટીકાકાર કરતા નથી. આમા નીચેની વ્યક્તિઓ દેવલોકમાં ક્યાં જાય તેની ચર્ચા છે (૧૪૭૦) :

| | |
|---|---|
| ૧ અસયત ભવ્યદ્રવ્યદેવ[૮] | ભવનવાસીથી માંડી ગ્રૈવેયક. |
| ૨ સયમનો અવિરાધક | સૌધર્મથી માંડી સર્વાર્થસિદ્ધિ. |
| ૩ સયમનો વિરાધક | ભવનવાસીથી માડી સૌધર્મ સુધી. |

૮ આ શબ્દનો શુ અર્થ કરવો તેમા વિવાદ છે કોઈને મતે એનો અર્થ સમ્યગ્દષ્ટિ થાય છે પરતુ આચાર્ય મલયગિરિ એ અર્થને માન્ય કરતા નથી અને તેનો અર્થ મિથ્યાદૃષ્ટિ છતા શ્રમણ વેશમા રહી શ્રમણોની ચર્યાનુ પાલન કરનાર ભવ્ય કે અભવ્ય જીવો આવો આપે છે.—પ્રજ્ઞા૦ ટી૦, પત્ર ૪૦૪.

| | |
|---|---|
| ૪ સંયમાસંયમ (દેશવિરતિ)નો અવિરાધક | સૌધર્મથી અચ્યુત |
| ૫. સયમાસયમનો વિરાધક | ભવનવાસીથી જ્યોતિષ્ક. |
| ૬. અસન્ની (અકામનિર્જરાવાળો) | ભવનવાસીથી વાણવ્યંતર. |
| ૭ તાપસ[૯] | ભવનવાસીથી જ્યોતિષ્ક. |
| ૮ કાન્દર્પિક[૧૦] | ભવનવાસીથી સૌધર્મ. |
| ૯. ચરક-પરિવ્રાજક[૧૧] | ભવનવાસીથી બ્રહ્મલોક |
| ૧૦. કિલ્બિષિક[૧૨] | સૌધર્મથી લાંતક |
| ૧૧. તિર્યંચ (દેશવિરત) | ભવનવાસીથી સહસ્રારકલ્પ. |
| ૧૨. આજીવક[૧૩] | ,, અચ્યુત. |
| ૧૩. આભિયોગિક[૧૪] | ,, ,, |
| ૧૪. સ્વલિંગ પણ દર્શનવ્યાપન્ન (નિહ્નવ) | ,, ગ્રૈવેયક |

પ્રસ્તુત ચર્ચાને આધારે જે કેટલાંક મન્તવ્યો ફ્લિત થાય છે તે આ છે અંદરની યોગ્યતા વિના પણ બાહ્યાચરણ શુદ્ધ હોય તો જીવ ગ્રૈવેયક સુધી દેવલોકમાં જાય છે. તેથી છેવટે જૈન લિંગ ધારણ કરવાનુ પણ મહત્ત્વ છે તે બાબત નં. ૧ અને ૧૪થી ફ્લિત થાય છે આંતરિક યોગ્યતાપૂર્વક સયમનુ યથાર્થ પાલન કરે તો સર્વાર્થસિદ્ધિ, જે વૈમાનિક દેવોમાં સર્વોચ્ચ પદ છે, તે પામે.

આ પદને અંતે વળી બીજી પણ ચર્ચા કરવામાં આવી છે (૧૪૭૧–૭૩), તે છે અસંજ્ઞીના આયુની. આમાં અસંજ્ઞી અવસ્થામાં નારક અને દેવાયુનો જે બંધ થાય છે તેની તથા તે બાંધનારના અલ્પબહુત્વની ચર્ચા છે

*

૯ જેઓ માત્ર પાંદડાં વગેરે ઉપર જીવે છે, તેવા તપસ્વી, તાત્પર્ય કે જેઓ જૈનસમત રીતે તપસ્યા નથી કરતા. ભારતમા તાપસોની પરંપરા બહુ જૂની છે. જૈન પરિભાષામા તેઓની સજ્ઞા બાલતપસ્વી છે, જ્યારે જૈનસમત તપસ્યા કરનાર પંડિતતપસ્વી કહેવાય સર્વપ્રથમ તાપસનો ઉલ્લેખ બૃહદારણ્યકમા ૪ ૩ ૨૨ મા છે જુઓ, વૈદિક ઇન્ડેકસ

૧૦ સંયમ છતા જે હાસ્યજનક વચન કે ચેષ્ટા દ્વારા અન્યને હસાવે તે કાદર્પિક, એવું લક્ષણ બૃહત્કલ્પભાષ્ય ગા૦ ૧૨૯૪–૧૩૦૧ મા છે, જેનું અવતરણ આચાર્ય મલયગિરિએ પ્રજ્ઞા૦ ટી૦ પત્ર ૪૦૫મા કર્યું છે

૧૧ ટીકાકારે ચરક એવા પરિવ્રાજક અથવા ચરક અને પરિવ્રાજક એવો અર્થ કર્યો છે પ્રથમમા ત્રિદંડી અર્થ છે, અને બીજામા ચરક એટલે કચ્છોટક–કચ્છોટો મારીને રહેનાર, અને પરિવ્રાજક એટલે સાંખ્ય પરિવ્રાજકો એવો અર્થ કર્યો છે.

૧૨ જ્ઞાન, કેવળી, ધર્માચાર્ય અને સર્વ સાધુનો નિંદક અને માયી તે કિલ્બિષિક કહેવાય છે તેનું લક્ષણ બૃહત્કલ્પભાષ્યમા (ગા૦ ૧૩૦૨–૧૩૦૭) છે, જેનું અવતરણ પ્રજ્ઞા૦ ટીકામા આચાર્ય મલયગિરિ કરે છે જ્ઞાનની નિંદાપ્રસગે બૃહત્કલ્પભાષ્યની ટીકામા જણાવ્યુ છે કે સૂર્યપ્રજ્ઞપ્તિ આદિ જ્યોતિષશાસ્ત્ર અને યાનિપ્રાભૃત જેવા ગ્રંથોની મોક્ષાર્થીને શુ જરૂર છે ?—આમ કહેનાર જ્ઞાનાવર્ણવાદી છે (ગા૦ ૧૩૦૩ ની ટીકા)

૧૩ ગોશાલકના અનુયાયી

૧૪ વિદ્યામંત્રાદિ વડે વશીકરણાદિ કરનાર તેનુ વિવરણ બૃહત્કલ્પભાષ્ય (ગા૦૧૩૦૮–૧૩૧૪) મા છે. તેનુ જ અવતરણ પ્રજ્ઞા૦ ટી૦ માં આચાર્ય મલયગિરિએ કર્યું છે આવું કૃત્ય જો પોતાના ગૌરવ માટે કરે તો દોષાવહ છે, અન્યથા નહિ—બૃહત્કલ્પભાષ્ય, ગા૦ ૧૩૧૪

## ૨૧ મું 'અવગાહનાસંસ્થાન' પદ : શરીરનું સંસ્થાન અને અવગાહના

આ પદમા જીવોનાં [1]શરીર વિષે નીચેની બાબતો વિચારાઈ છે :—

૧. શરીરના ભેદો.

૨. સસ્થાન—આકૃતિ.

૩. પ્રમાણ—શરીરનું માપ

૪. શરીરનિર્માણ માટે પુદ્ગલોનુ ચયન.

૫ જીવમાં એકસાથે ક્યાં ક્યાં શરીરો હોય ?

૬. શરીરોના દ્રવ્ય અને પ્રદેશોનું અલ્પબહુત્વ.

૭. અવગાહનાનુ અલ્પબહુત્વ.

આમાંના નં૦ ૧, ૨ અને ૩ ની વિચારણા શરીરના તે તે ભેદોના વર્ણન પ્રસંગે જ કરવામા આવી છે. અને એ વિચારણા પૂરી થયે ક્રમશ નં. ૪થી ૭ દ્વારો લેવામા આવ્યાં છે. એ શરીર વિષેની વિચારણાની બે ક્રમિક ભૂમિકા સૂચવે છે.

ગતિ આદિ અનેક દ્વારો વડે જીવની વિચારણા પૂર્વકાળમા થતી (પ્રજ્ઞાપના, પદ ૩ અને ૧૮); અને જીવના ગતિ આદિ પરિણામોનો વિચાર થતો (પ્રજ્ઞાપના, પદ ૧૩); પરતુ તે ગતિ આદિ દ્વારોમા શરીરદ્વાર નથી. ષટ્ખંડાગમમાં પણ સર્વપ્રથમ શરીરવિચારણા પ્રકૃતિસમુત્કીર્તન નામની ચૂલિકામાં આવે છે. જુઓ પુ૦ ૬, પૃ૦ ૫૦. નામકર્મની પ્રકૃતિમાં ગતિ અને જાતિ પછી શરીર સબધી અનેક પ્રકૃતિને સ્થાન મળ્યું છે

પ્રથમ 'વિધિ' દ્વારમા શરીરના પાંચ ભેદ—ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ (૧૪૭૪)—પછી ક્રમશ: ઔદારિક આદિ શરીરના ભેદો વગેરેની ચર્ચા છે, તેમા ઔદારિક શરીરના ભેદોની ગણનામાં એકેન્દ્રિયથી માંડી પચેન્દ્રિયમા મનુષ્ય સુધીના જેટલા જીવભેદ-પ્રભેદો[2] તેટલા જ ભેદ ઔદારિક શરીરના ગણાવ્યા છે (૧૪૭૬–૮૭). ઔદારિક શરીરનુ સસ્થાન—આકૃતિ પણ એટલા જ જીવભેદોની વિચારાઈ છે, તેમાં પૃથ્વીનો મસૂરની દાળ જેવો, અપ્કાયનો સ્તિબુકબિન્દુ[3] (સ્થિર જલબિન્દુ) જેવો, તેજસ્કાયનો સૂચીકલાપ (સોયોના સમૂહ) જેવો, વાયુકાયનો પતાકા જેવો, વનસ્પતિનો નાના પ્રકારનો આકાર છે દ્વીન્દ્રિયથી ચતુરિન્દ્રિય જીવોનુ હુડસસ્થાન, અને સમૂર્ચ્છિમ સિવાયના બાકીના ઔદારિક શરીરવાળા પચેદ્રિયોને છયે પ્રકારનાં સસ્થાનો હોય છે. સમૂર્ચ્છિમને હુંડસસ્થાન છે (૧૪૮૮–૧૫૦૧) છ સસ્થાનો આ છે—[4]

૧. સમચતુરસ્ર, ૨ ન્યગ્રોધપરિમડલ, ૩ સાદિ[5], ૪ વામન, ૫. કુબ્જ, ૬ હુડ.

ઔદારિકાદિ શરીરના પ્રમાણનો અર્થાત્ ઊંચાઈનો વિચાર પણ એકેન્દ્રિયાદિ જીવોની અપેક્ષાએ કરવામાં આવ્યો છે (૧૫૦૨–૧૩).

---

૧ આ પૂર્વે પદ ૧૨ મુ શરીરપદ આવી ગયુ છે તથા ૧૬મુ પ્રયોગપદ પણ શરીરના પ્રયોગની ચર્ચા કરે છે

૨ એ ભેદો માટે પ્રજ્ઞાપના પદ પ્રથમ જોવું

૩ "स्तिबुकाकारो यो बिन्दुर्न पुनरितस्ततो वातादिना विक्षिप्त" ટીકા, ૫૦ ૪૧૧

૪ અહી મૂળમા છ ગણાવ્યા નથી, 'જાવ' શબ્દનો પ્રયોગ છે, એટલે પ્રથમ અને અતિમના નામ છે, –૧૪૯૭[૧] 'પણ સૂ૦ ૧૬૯૪[૮] (પદ ૨૩)મા છયે સસ્થાનના નામ આપેલા છે

૫ પાઠાન્તર—સાચી.

ઔદારિકની જેમ જ વૈક્રિય શરીર વિષે પણ ઉક્ત બાબતોનો વિચાર છે, તેમા બાદર પર્યાપ્ત વાયુ અને પંચેંદ્રિય તિર્યંચોમાં સખ્યાતવર્ષાયુવાળા પર્યાપ્ત ગર્ભજોને તે શરીર હોય છે અને પર્યાપ્ત મનુષ્યમાં પણ તે જ નિયમ છે, પણ કર્મભૂમિના મનુષ્યને જ છે. અને બધા જ દેવોમા વૈક્રિય શરીર હોય છે (૧૫૧૪-૨૦), તે જણાવીને વૈક્રિયની આકૃતિ-સસ્થાન (૧૫૨૧-૨૬)નુ વર્ણન કર્યું છે. તે પ્રસંગે ભવધારણીય અને ઉત્તરવૈક્રિય શરીર—એ બન્નેને લક્ષમાં લીધાં છે જન્મ સાથે મળે છે તે ભવધારણીય અને અન્ય આકૃતિનું નિર્માણ કરવુ તે ઉત્તરવૈક્રિય છે. એ જ પ્રમાણ-ઊંચાઈ અથવા અવગાહનાની વિચારણા પ્રસગે પણ એ બન્ને પ્રકારના શરીરો લક્ષમા લીધા છે (૧૫૨૭-૩૨).

આહારક શરીર એક જ પ્રકારનું છે અને તે કર્મભૂમિના ઋદ્ધિવાળા સયમી પણ પ્રમત્ત[૬] મનુષ્યને જ હોય છે (૧૫૩૩). તે સમચતુરસ્ર સસ્થાનવાળું (૧૫૩૪) અને જઘન્ય દેશથી ન્યૂન રત્ની-હાથ અને ઉત્કૃષ્ટથી સપૂર્ણ રત્ની પ્રમાણ છે (૧૫૩૫).

તૈજસ શરીર એકેન્દ્રિયથી માંડી પચેંદ્રિય સુધીના સકલ જીવોને હોય છે, તેથી તેના જીવ-ભેદો જેટલા જ ભેદ થાય (૧૫૩૬-૩૯). તૈજસ શરીરનું સસ્થાન વર્ણવીને (૧૫૪૦-૪૪) તેના પ્રમાણની ચર્ચા (૧૫૪૫-૫૧) કરવામાં આવી છે. અને તૈજસની જેમ જ કાર્મણ વિષે પણ સમજી લેવાની ભલામણ કરી છે (૧૫૫૨). તૈજસ-કાર્મણની અવગાહનામા ખાસ કરી મારણાન્તિક સમુદ્ઘાતને લક્ષમા લઈને વિચાર છે. કારણ કે તે સિવાયના પ્રસંગે તો તેની અવગાહના જીવના ઔદારિક કે વૈક્રિય શરીરની અવગાહનાની સમાન જ હોય છે. મરણ વખતે જે જીવને મરીને જ્યાં જવાનુ હોય છે, ત્યા સુધીની અવગાહના કહેવામા આવી છે. શરીરના નિર્માણ માટે પુદ્ગલોનુ ચયન સામાન્ય રીતે છયે દિશાએથી થાય છે. તે જ પ્રમાણે ઉપચય (વધારે પ્રમાણમા ગ્રહણ) છયે દિશાએથી થાય છે અને અપચય (પુદ્ગલોનો શરીરમાંથી હ્રાસ) પણ છયે દિશામાં થાય છે (૧૫૫૩-૫૮).

એકસાથે એક જીવમા ઔદારિકાદિ કેટલા શરીર સભવે તેનો વિચાર સયોગદ્વાર (૧૫૫૯-૧૫૬૪) મા કરવામાં આવ્યો છે. તેનો સાર આ પ્રમાણે છે—

| | | | |
|---|---|---|---|
| ૧. ઔદારિક | સાથે | સંભવે[૭] | વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ. |
| ૨. વૈક્રિય | સાથે | ,, | ઔદારિક, તૈજસ, કાર્મણ. |
| ૩. આહારક | સાથે | ,, | ઔદારિક, તૈજસ, કાર્મણ |
| ૪. તૈજસ | સાથે | ,, | ઔદારિક, વૈક્રિય, આહારક, કાર્મણ. |
| ૫ કાર્મણ | સાથે | ,, | ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ. |
| | | | તૈજસ-કાર્મણ સાથે જ હોય છે. |

શરીરના દ્રવ્ય-પ્રદેશોનુ અલ્પબહુત્વ અને શરીરની અવગાહનાનુ અલ્પબહુત્વ અંતિમ બે દ્વારમા વિચારાયુ છે (૧૫૬૫-૬૬). તેમાની અવગાહનાના અલ્પબહુત્વની ચર્ચા ષટ્ખંડાગમ, પુ૦ ૧૧, સૂ૦ ૩૩, પૃ૦ ૫૬ મા અવગાહનાના મહાદડકમાં છે તથા શરીરના પ્રદેશોનુ અલ્પબહુત્વ તથા તેના ઉપચયનુ અલ્પબહુત્વ પણ તેમા ચર્ચિત છે. જુઓ, પુ. ૧૪, પૃ૦ ૪૨૯.

---

૬ કાર્મગ્રન્થિકોને મતે અપ્રમત્તને પણ હોય છે.—પ્રજ્ઞા૦ ટી૦ ૫૦ ૪૨૪.

૭. હોય જ એમ ન સમજવુ

જૈનસમત કાર્મણ સાથે અન્ય દર્શનોમા જે સૂક્ષ્મ શરીર માનવામા આવ્યુ છે, તેની તુલના માટે જુઓ ગણધરવાદ, પ્રસ્તાવના, પૃ૦ ૧૨૧.

દ્રવ્યની અપેક્ષાએ અલ્પબહુત્વનો ક્રમ આ પ્રમાણે છે આહારક, વૈક્રિય, ઔદારિક, તૈજસ -કાર્મણ

પ્રદેશની અપેક્ષાએ તે આ પ્રમાણે છે આહારક, વૈક્રિય, ઔદારિક, તૈજસ, કાર્મણ.

દ્રવ્ય અને પ્રદેશ બન્નેને સાથે રાખીને તે ક્રમ આ પ્રમાણે છે આહારક દ્રવ્યો, વૈક્રિય દ્રવ્યો, ઔદારિક દ્રવ્યો, આહારક પ્રદેશો, વૈક્રિય પ્રદેશો, ઔદારિક પ્રદેશો, તૈજસ-કાર્મણ દ્રવ્યો, તૈજસ પ્રદેશો, કાર્મણ પ્રદેશો (૧૫૬૫).

અવગાહનાનુ અલ્પબહુત્વ જઘન્ય, ઉત્કૃષ્ટ અને જઘન્ય-ઉત્કૃષ્ટની અપેક્ષાએ વિચારાયુ છે તે ક્રમે આ પ્રમાણે છે **જઘન્યમાં**—ઔદારિક, તૈજસ-કાર્મણ, વૈક્રિય, આહારક. **ઉત્કૃષ્ટમાં**—આહારક, ઔદારિક, વૈક્રિય, તૈજસ-કાર્મણ. **જઘન્ય-ઉત્કૃષ્ટમાં**—ઔદારિક (જ), તૈજસ-કાર્મણ (જ), વૈક્રિય (જ); આહારક (જ), આહારક (ઉ), ઔદારિક (ઉ), તૈજસ-કાર્મણ (ઉ) (૧૫૬૬)

## ૨૨ મું "ક્રિયા'પદ : ક્રિયાવિચારણા

કર્મ એટલે વાસના કે સસ્કાર, જેને કારણે પુનર્જન્મ થાય છે, તેની વિચારણા ભારતમા પ્રાચીન કાળથી થતી રહી છે આત્માના જન્મ-જન્માન્તરની કલ્પના કે સસારચક્રની કલ્પના સાથે કર્મની વિચારણા અનિવાર્ય હતી પ્રાચીન ઉપનિષદોમા કવચિત જ આ વિચારણા જોવા મળે છે. પરંતુ જૈન અને બૌદ્ધ સાહિત્યમાં, ખાસ કરી જૈન આગમોમાં, આ કર્મની વિચારણા વિસ્તારથી જોવા મળે છે [૨] તેની પણ બે ભૂમિકા તો સ્પષ્ટ જણાય છે. પ્રાથમિક ભૂમિકામા કર્મ માટે ક્રિયા શબ્દનો પ્રયોગ થતો હશે એમ લાગે છે, કારણ કે સુકૃત-દુષ્કૃત, પુણ્ય-પાપ, કુશલ અકુશલ કર્મ અને તેને માનનાર માટે જૂના શબ્દો છે કિરિયા અને કિરિયાવાઈ, જે સમાન રૂપે જૈન આગમ[૩] અને પાલિ પિટકમાં[૪] વપરાયા છે આથી જ આપણે જોઈએ છીએ કે જૈન આગમોમાં તે કાળના વાદોનુ જે વર્ગીકરણ આપ્યુ છે, તેમાં ક્રિયાવાદી, અક્રિયાવાદી ઇત્યાદિ ચાર ભેદો છે[૫] અને બૌદ્ધ પિટકમાં જેઓ સુકૃત-દુષ્કૃત કે પુણ્ય-પાપને માને છે તેમને ક્રિયાના ઉપદેશક કહ્યા છે; અને સ્વયં ભગવાન બુદ્ધ પોતાને ક્રિયાવાદી તરીકે ઓળખાવે છે. અને તેમને કર્મવાદી અને ક્રિયાવાદી કહી તેમની પ્રશંસા કરવામાં આવી છે.—દીઘ૦, સોણદડસુત્ત. અને બુદ્ધના અનાત્મવાદને કારણે તેમને કોઈ અક્રિયવાદી કહેતા હશે, એટલે અક્રિયાવાદ શબ્દનો બુદ્ધે પોતાની રીતે જ અર્થ કર્યો. અને તે અર્થમા બુદ્ધને કોઈ અક્રિયાવાદી કહે તો તેમા તેમને વાંધો હતો નહિ.[૬] તાત્પર્ય એટલુ જ

૧ જૈન આગમોમાની ક્રિયાવિચારણા માટે જુઓ, ક્રિયાકોશ, સપાદક શ્રી મોહનલાલ બાઠિયા તથા શ્રી શ્રીચદ ચોરડિયા, કલકત્તા, ૧૯૬૯

૨ ગણધરવાદ, પ્રસ્તાવના, પત્ર ૧૦૯

૩ સૂત્રકૃતાગ, ૧ ૧૨ ૧

૪ દીઘ૦ સામઞ્ઞફલસુત્ત

૫ ભગવતી, ૩૦ ૧, ભગવતી સાર પૃ૦ ૫૭૦, અન્ય પાઠો માટે જુઓ ક્રિયાકોષ, પૃ૦ ૨૫૬

૬ વિનયપિટક, મહાવગ્ગ ૬. ૩૧, અગુત્તરનિકાય, ૪, ૧૭૯, તથા જુઓ, આગમ યુગકા જૈનદર્શન, પૃ૦ ૭૪.

સમજવાનું છે કે તે કાળમાં ક્રિયાવાદ શબ્દ કર્મને માનનાર માટે અને અક્રિયાવાદ શબ્દ તેને નહિ માનનાર માટે પ્રચલિત હતો. પરતુ ક્રમે કરી ક્રિયા શબ્દ ઉપરાત કર્મ શબ્દનો પણ વ્યવહાર થવા લાગ્યો. ત્યારે પ્રારંભમા તો ક્રિયાવાદ અને કર્મવાદ બન્ને શબ્દોનો એકબીજાના પર્યાયરૂપે એકસાથે પ્રયોગ થવા લાગ્યો[૭]. અને જ્યારે એ નક્કી થઈ જ ગયુ કે બન્ને એકાર્થક જ છે ત્યારે ક્રિયાવાદ શબ્દ તો ભૂસાઈ જ ગયો ,અને કર્મવાદ શબ્દ જ પ્રચલિત થઇ ગયો. આમ થવાનું એક બીજુ કારણ એ પણ છે કે કર્મવિચારની સૂક્ષ્મતા જેમ જેમ વધતી ગઈ તેમ તેમ જૂના ક્રિયાવિચારથી તે દૂર પણ થતો ગયો. એટલે અને જૂના ક્રિયાવિચારની પદ્ધતિ સાથે એની સગતિ રહી નહિ, પરિણામ એ આવ્યુ કે ક્રિયાવિચાર એ કર્મવિચારની પૂર્વભૂમિકારૂપે એટલે કે એક ઐતિહાસિક કડીરૂપે જ આપણી સમક્ષ ઉપસ્થિત છે.[૮] અને તે કેવો હતો તેની ઝાંખી પ્રસ્તુત પ્રજ્ઞાપનાનું ક્રિયાપદ, સૂત્રકૃતાંગગત ક્રિયાસ્થાન (૨.૨) અને પ્રત્યાખ્યાનક્રિયા (૨ ૪) એ બે અધ્યયનો તો કરાવે જ છે, ઉપરાંત ભગવતીમા[૯] અનેક પ્રસગે જે ક્રિયા અને ક્રિયાવાદની ચર્ચા કરવામાં આવી છે તે પણ તે કાળે ક્રિયાચર્ચાનુ કેટલુ મહત્ત્વ હતું તે સૂચવી જાય છે. ક્રિયાવિચારનુ મહત્ત્વ ઘટી કર્મવિચારનુ મહત્ત્વ વધ્યુ, એ બાબતમાં એક એ પણ પ્રમાણ છે કે પટ્ખંડાગમમાં કર્મવિચારણા તો ભરી પડી છે, પણ આગમોમા—ખાસ કરી પ્રજ્ઞાપના અને ભગવતીમાં—જે પ્રકારની ક્રિયાવિચારણા છે તેવી વિચારણા ષટ્ખંડાગમમા જોવામાં આવતી નથી

વળી, એ બાબત પણ જાણવી જરૂરી છે કે ક્રિયાવિચારકોમાં એવા પણ હતા, જેઓ ક્રિયાથી જુદું કોઈ કર્મરૂપ આવરણ માનતા નહિ[૧૦]. તેમના જ્ઞાનને વિભંગજ્ઞાન કહેવામા આવ્યુ છે. આ સૂચવે છે કે પૌદ્ગલિક કર્મ, જે આત્માના આવરણરૂપે કર્મવાદમાં જૈન આગમમાં મનાયુ છે, તે મૂળે ક્રિયાવિચારના પ્રારંભમા મનાતુ ન હતુ. જો ક્રિયા-કર્મનુ ફળ મળવાનુ હોય અને તે પણ લાંબા કાળે, તો ક્રિયા તો નષ્ટ થઈ જતી હોવાથી ક્રિયાજન્ય એક સસ્કાર, વાસના કે આવરણરૂપે કર્મ માનવામાં આવ્યુ અને તે કર્મ પૌદ્ગલિક હોવુ જોઈએ એવુ પણ ક્રમે સ્થિર થયું આમ ક્રિયા અને કર્મ મૂળે એકબીજાના પર્યાયો હતા તે ભિન્નાર્થક થઈ ગયા. તે ભિન્નાર્થક થયા પહેલાની ભૂમિકા એ છે કે પ્રાણાતિપાતને જ ક્રિયા કહી તે પ્રથમ ભૂમિકા (૧૫૭૨) અને પ્રાણાતિપાત વડે થતી ક્રિયા (=કર્મ) તે બીજી ભૂમિકા (૧૫૭૪) અને પછી ક્રિયા સ્થાને કર્મનો પ્રયોગ, એ તીજી ભૂમિકા (૧૫૮૫). તેથી કર્મવાદનો પર્યાયવાચી ક્રિયાવાદ શબ્દ પણ ભૂસાઈ ગયો અને માત્ર કર્મવાદ શબ્દ જ દાર્શનિકોમા પ્રચલિત થઈ ગયો.

દૃષ્ટિવાદમા પૂર્વગતમા ક્રિયાવિશાલ નામે એક પૂર્વ છે, પણ કર્મપ્રકૃતિનો સબધ આગ્રાયણી પૂર્વ ષટ્ખડાગમમા જણાવાયો છે[૧૧], તે પણ સૂચવે છે કે પ્રથમ ભૂમિકામા ક્રિયા જ કર્મ હતુ અને ક્રમે કરી ક્રિયાથી કર્મ જુદું થઈ ગયુ

પ્રસ્તુત પ્રજ્ઞાપનાનો ક્રિયાવિચાર[૧૨] પણ ક્રિયા વિશે અનેક રીતે થયેલી વિચારણાનો સગ્રહ

૭ આચારાગસૂત્રનો પ્રારભિક ભાગ અને દીઘ૦ નુ સોણદડસુત્ત, બન્નેમા બન્ને શબ્દો એકસાથે જ વપરાયા છે

૮ ભગવતીમા જણાવ્યુ છે કે પ્રથમ ક્રિયા પછી વેદના. અને શ્રમણને પણ પ્રમાદ અને યોગને કારણે ક્રિયા છે સૂ૦ ૧૫૧, ૧૫૨, (૩ ૩) વળી, કહ્યુ છે કે ક્રિયા છે ત્યા સુધી મુક્તિ પણ નથી —સૂ૦ ૧૫૩

૯ ૧ ૧૦, ૩૦ ૧, ૩ ૩, ૭ ૧, ૭ ૧૦, ૨ ૮, ૧૮ ૮, ૬ ૩ જુઓ ભગવતીસાર, પૃ૦ ૩૪, ૫૯૭

૧૦ સ્થા૦ ૫૪૨

૧૧ પુસ્તક ૯, સૂત્ર ૪૫, પૃ૦ ૧૩૪

૧૨ ક્રિયાવિચારણા માટે જુઓ—સ્થાનાગ સમવાયાગ, પૃ૦ ૪૧૦, જયા સમગ્રભાવે ક્રિયાવિચાર સકલિત કરવામા આવ્યો છે. અને સમજૂતી પણ કરવામા આવી છે.

જ કરે છે, અને ક્રિયાવિચાર કેવા ક્રમે થયો હશે તેની ઝાંખી કરાવે છે—જેમ કે ક્રિયાના પ્રથમ પ્રકારે પાંચ ભેદ બતાવ્યા તે માત્ર અહિંસા-હિંસાના વિચારને લક્ષીને જ છે[13] (સૂ૦ ૧૫૬૭–૭૨; ૧૬૦૫) ક્રિયાની બીજી રીતે વિચારણા થઈ તે વળી (મૂ૦ ૧૫૭૪–૮૦) માત્ર પાંચેય મહાવ્રતોને જ લઈને નહિ પણ તે જેમા સમાવિષ્ટ થઈ જાય છે તે અઢાર પાપસ્થાનોને લઈને છે.[14] અને વળી ત્રીજા પ્રકારે ક્રિયાના જે પાચ ભેદો વર્ણવ્યા છે તે તદ્દન જુદા જ પ્રકારે છે. તે પાંચેય પ્રકારો એક યા બીજી રીતે અઢાર પાપસ્થાનોમા સમાવી શકાય તેમ છે (૧૬૨૧). વળી, સૂત્રકૃતાંગમા પણ ક્રિયાસ્થાનોની ચર્ચા છે આમ ક્રિયાવિચાર અનેક રીતે થતો હતો; પણ તે વિચાર નિશ્ચિત ભૂમિકા પ્રાપ્ત કરે તે પહેલા કર્મવિચારણા વ્યવસ્થિત થઈ ચૂકી હતી અને તેમા દોષોની સુનિશ્ચિત વિચારણા થઈ, એટલે આ જૂના વિચારનો લાભ તો લેવાયો પણ તેને તે રૂપમાં જ મંજૂરી મળી નહિ.

જીવોમાં કોણ સક્રિય અને કોણ અક્રિય તેનો વિવેક કરવામાં આવ્યો છે અને નક્કી કરવામા આવ્યુ છે કે સિદ્ધો તો અક્રિય જ છે, તેમને કોઈ પણ પ્રકારની ક્રિયા હોતી નથી સસારી જીવોમાં માત્ર શૈલેશી જ એટલે કે અયોગી કેવલી જ અક્રિય છે, શેષ સર્વ સક્રિય જ હોય છે (૧૫૭૩) ખરી રીતે જીવોના સક્રિય-અક્રિય ભેદો જણાવતુ આ સૂત્ર સર્વપ્રથમ હોવુ જોઈતુ હતુ અને પછી ક્રિયાના ભેદો અને તેમાંનો કયો ભેદ કયા જીવમા લાભે તેની ચર્ચા સંગત થાત. પણ, ઉપર જણાવ્યુ તેમ, આ પદ ક્રિયા વિષેની જુદી જુદી વિચારણાનો સંગ્રહ હોઈ આમ બન્યુ છે. તેથી પ્રથમ ક્રિયાના પાચ ભેદો અને તેના ઉત્તર ભેદો જ ગણાવ્યા (૧૫૬૭–૭૨); પછી જીવો સક્રિય છે કે અક્રિય છે એ પ્રશ્નની ચર્ચા કરી (૧૫૭૩).

ક્રિયાના મૂળ અને ઉત્તર ભેદો પ્રજ્ઞાપનામાં નીચે પ્રમાણે ગણવામા આવ્યા છે—

| **પાંચ ક્રિયા ૧૫૬૭–૭૨[15]; ૧૬૦૫** | **અઢાર પાપસ્થાન જે વડે ક્રિયા (૧૫૭૪–૮૦)** | **પાંચ ક્રિયા (૧૬૨૧)** |
|---|---|---|
| ૧. કાઇયા (કાયિકી) | ૧. પ્રાણાતિપાત | ૧ આરંભિયા |
| ૧. અણુવરયકાઇયા | ૨ મૃષાવાદ | ૨ પારિગ્ગહિયા |
| ૨. દુપ્પઉત્તકાઇયા | ૩ અદત્તાદાન | ૩. માયાવત્તિયા |
| ૨. આહિગરણિયા (આધિકરણિકી[16]) | ૪. મૈથુન | ૪. અપચ્ચકુખાણકિરિયા |
| ૧. સંજોયણાહિગરણિયા | ૫ પરિગ્રહ | ૫. મિચ્છાદંસણવત્તિયા |
| ૨. નિવ્વત્તણાહિગરણિયા | ૬. ક્રોધ | |
| ૩. પાદોસિયા (પ્રાદ્વેષિકી) | ૭. માન | |
| ૧ સ્વપ્રતિ અશુભમન | ૮. માયા | |
| ૨. પરપ્રતિ ,, | ૯. લોભ | |
| ૩. તદુભયપ્રતિ ,, | ૧૦. પ્રેમ | |

---

૧૩ ક્રિયાભેદોનો આ વિચાર જૂનો હોવા સભવ છે કારણ કે આગળના સૂત્ર ૧૫૮૫ વગેરેમા, જ્યા માત્ર ક્રિયાનો નિર્દેશ છે ત્યા, ક્રિયાના આ જ ભેદો અભિપ્રેત છે આ પાચે ક્રિયાનુ સામાન્ય નામ આયોજિકા—સંસારમા જોડી રાખનારી—એવું પણ છે (૧૬૧૭)

૧૪ આની તુલના કરો, વેદનાપ્રત્યયવિધાન સૂત્રો સાથે, ષટ્ખંડાગમ, પુ૦ ૧૨, પૃ૦ ૨૭૫

૧૫ જુઓ, ભગવતીસાર, પૃ૦ ૩૪, ભગવતી, શતક ૩, ઉદ્દેશક ૩

૧૬. ભગવતી, ૧૬ ૧. ૫૬૪–૫૬૫, ભગવતીસાર, પૃ૦ ૩૬૭

| | |
|---|---|
| ૪ પારિયાવણિયા (પારિતાપનિકી) | ૧૧. દ્વેષ |
| ૧. સ્વને અસાતાની ઉદીરણા[૧૭] | ૧૨. કલહ |
| ૨. પરને અસાતાની ,, | ૧૩. અભ્યાખ્યાન |
| ૩. ઉભયને ,, ,, | ૧૪. પૈશુન્ય |
| ૫. પાણાતિવાત (પ્રાણાતિપાત) | ૧૫. પરપરિવાદ |
| ૧. સ્વનો પાણાતિવાત | ૧૬. અરતિ-રતિ |
| ૨. પરનો ,, | ૧૭. માયામૃષા |
| ૩. ઉભયનો ,, | ૧૮. મિથ્યાદર્શનશલ્ય |

અહી તુલના માટે સૂત્રકૃતાંગગત (૨. ૨) ક્રિયાસ્થાનો તથા સ્થાનાંગત (૪૧૯) ક્રિયા આપવામા આવે છે—

**૧૩ ક્રિયાસ્થાનો**

૧. અર્થદંડ
૨. અનર્થદંડ
૩. હિંસાદંડ
૪ અકસ્માત્ દંડ
૫. દૃષ્ટિવિપર્યાસદંડ
૬. મૃષાપ્રત્યયા
૭ અદત્તાદાનપ્રત્યયા
૮. અધ્યાત્મપ્રત્યયા
૯. માનપ્રત્યયા
૧૦. મિત્રદ્વેષપ્રત્યયા
૧૧. માયાપ્રત્યયા
૧૨. લોભપ્રત્યયા
૧૩. ઇર્યાપથિક

**૨૫ ક્રિયા**

(૧) ૧. આરંભિકી
૨. પારિગ્રહિકી
૩. માયાપ્રત્યયા
૪. અપ્રત્યાખ્યાનક્રિયા
૫. મિથ્યાદર્શનપ્રત્યયા

(૨) ૬. કાયિકી
૭. આધિકરણિકી
૮. પ્રાદ્વેષિકી
૯. પારિતાપનિકી
૧૦ પ્રાણાતિપાતક્રિયા

(૩) ૧૧. દર્શનપ્રત્યયા
૧૨. પ્રશ્નપ્રત્યયા
૧૩. પ્રતીત્યક્રિયા
૧૪ સામન્તોપનિકા
૧૫. સ્વહસ્તિકી

(૪) ૧૬. નિસૃજિકા
૧૭. આનાયનિકા
૧૮. વૈદારણિકી
૧૯. અનાભોગપ્રત્યયા
૨૦. અનવકાંક્ષાપ્રત્યયા

(૫) ૨૧. પ્રેમપ્રત્યયા
૨૨. દ્વેષપ્રત્યયા
૨૩. પ્રયોગક્રિયા
૨૪ સમુદાનક્રિયા
૨૫ ઇર્યાપથિકી

---

૧૭ લોચ અને તપોનુષ્ઠાનથી થતી અસાતાનો આમાં સમાવેશ ન કરવો જોઈએ એવું સ્પષ્ટીકરણ ટીકાકાર કરે છે, કારણ કે લોચનું અંતે ફળ સારુ છે અને અશક્ય તપોનુષ્ઠાન તો નિષિદ્ધ જ છે પૃ૦ ૪૩૬

પ્રજ્ઞાપનામાં ક્રિયા શેમાં થાય છે તેનો વિચાર પણ કરવામાં આવ્યો છે; જેમ કે પ્રાણાતિપાતથી થતી ક્રિયા[૧૮] ૭ પ્રકારના જીવો વિષે થાય છે એટલે કે નારકાદિ ૨૪ દંડકના જીવો છયે પ્રકારના જીવોનો પ્રાણાતિપાત કરે છે (૧૫૧૪–૫) જીવો મૃષાવાદ સર્વ દ્રવ્યો વિષે કરે છે (૧૬૭૬). અદત્તાદાન, જે દ્રવ્યોનુ ગ્રહણ થઈ શકે તેને વિષે કરે છે (૧૫૭૭). મૈથુનક્રિયા રૂપ અને રૂપવાળાં દ્રવ્યો વિષે (૧૫૭૮) કરે છે પરિગ્રહ પણ સર્વ દ્રવ્યોનો કરે છે (૧૫૭૯) આ જ પ્રમાણે શેષ ક્રોધ, માન આદિ પાપસ્થાનો વિષે પણ નારકાદિ જીવોમા સમજી લેવાની ભલામણ કરવામાં આવી છે (૧૫૮૦)

જીવો એ પ્રાણાતિપાત ક્રિયા આદિ અઢાર પાપસ્થાનોને કારણે કર્મની કેટકેટલી પ્રકૃતિનો બંધ કરે તે પણ વિચારાયુ છે તેમાં સામાન્ય રીતે એ સમજવાનુ છે કે મોટે ભાગે જીવો આયુ સિવાયની સાત મૂળ કર્મપ્રકૃતિનો બંધ કરતા હોય છે અને ક્વચિત્ આઠેય કર્મપ્રકૃતિનો બંધ તે તે પ્રાણાતિપાત આદિ ક્રિયા વડે કરે છે (૧૫૮૧–૮૪)

તેથી ઊલટી રીતે એમ પણ વિચારાયુ છે કે જીવ જ્ઞાનાવરણાદિ કર્મપ્રકૃતિનો બંધ કરતો હોય ત્યારે કેટલી ક્રિયાવાળો તે હોય (૧૫૮૫–૮૧)? આ વિચારણામા ફેર એ છે કે ઉક્ત અઢાર પાપસ્થાનની ક્રિયાને ધ્યાનમા લીધી નથી, પરતુ પાંચ ક્રિયાઓને ધ્યાનમા લીધી છે. પરતુ એ પાંચ કઈ લેવાની તેનો નિર્દેશ મૂળમા નથી, પરંતુ ટીકાકારે કાયિકી આદિ પાચ ક્રિયાભેદો અભિપ્રેત છે એમ જણાવ્યુ છે વળી, તેમણે એમ પણ સ્પષ્ટીકરણ કર્યું છે કે જીવ જ્યારે પ્રાણાતિપાત વડે કર્મ બાધતો હોય ત્યારે એ પ્રાણાતિપાતની સમાપ્તિ કેટલી ક્રિયાથી થાય— એવો પ્રશ્ન અહી અભિપ્રેત છે[૧૯] આના જવાબમા મૂળમા કહેવામા આવ્યુ છે કે ત્રણ, ચાર કે પાંચ ક્રિયા હોય (૧૫૮૫–૮૭), પણ તે કઈ લેવી તેનો નિર્દેશ નથી. ટીકાકારે કાયિકી આદિ ક્રમે સમજવી એવો ખુલાસો કર્યો છે (ટીકા ૫૦ ૪૪૦ ब)

એક જીવ એક કે અનેક જીવોની અપેક્ષાએ અને અનેક જીવો એક કે અનેકની અપેક્ષાએ કેટલી ક્રિયાઓવાળા હોય છે, તેનો પણ વિચાર કરવામાં આવ્યો છે (૧૫૮૮–૧૬૦૪) આમા પણ કાયિકી આદિ ક્રિયાઓ અભિપ્રેત છે એમ ટીકાકાર જણાવે છે, અને સ્પષ્ટ કરે છે કે માત્ર વિદ્યમાન જન્મમા થતી કાયિકી આદિ ક્રિયા જ અહી અભિપ્રેત છે, એવું નથી, પણ અતીત જન્મના કાય–શરીરાદિ વડે અન્ય જીવો દ્વારા થતી ક્રિયા પણ અહી અભિપ્રેત છે, કારણ કે એ અતીત કાય–શરીરાદિની વિરતિ જીવે સ્વીકારી નથી, અર્થાત્ તે શરીરાદિનુ પ્રત્યાખ્યાન કર્યું નથી માટે તે શરીરાદિમાંથી જે કાંઈ નિર્માણ થાય અને તે દ્વારા અન્ય જીવો જે કોઈ ક્રિયા કરે તે સૌને માટે જીવ જવાબદાર છે, કારણ કે જીવે તે શરીરાદિનો પરિત્યાગ કર્યો નથી, તે પ્રત્યેનુ મમત્વ છોડયુ નથી આ બાબતની વિસ્તૃત ચર્ચા માટે જુઓ ક્રિયાકોશ, પૃ૦ ૪૫ થી તથા પૃ૦ ૧૫૦ થી

પુન સૂત્ર ૧૬૦૫માં તે જ પાચ ક્રિયા ગણાવી, જે આ પદના પ્રારંભમા (સૂ૦ ૧૫૬૭) ગણાવી છે અને પછી ૨૪ દડકમા એ પાચે ક્રિયા લાભે છે તેમ જણાવ્યુ છે (૧૬૦૬)

કાયિકી આદિ પાચે ક્રિયાના સહભાવની વિચારણા કરીને ૨૪ દંડકોમા તેમના સહભાવનો વિચાર કરવામા આવ્યો છે (૧૬૦૭–૧૬) વળી, એ જ પાચે ક્રિયાઓને 'આયોજિકા' એવા

---

૧૮ ભગવતીમા જણાવ્યુ છે કે એ ક્રિયા—"पुट्ठा कज्जइ नो अपुट्ठा कज्जइ" ૧૭ ૪ ૬૦૧, ૧ ૬ ૫૨ અહી ક્રિયાશબ્દ કર્મ (પૌદ્ગલિક) અર્થમા વપરાયો છે એ સ્પષ્ટ છે

૧૯. ટીકા, ૫૦ ૪૪૦ ब.

સામાન્ય નામે પણ ઓળખાવીને તેમના સહભાવની અને નારકાદિ જીવોમા તેમના સહભાવની વિચારણા પૂર્વવત્ કરી છે (૧૬૧૭–૧૯), એટલુ જ નહિ પણ તેમાં કાળ અને દેશની અપેક્ષાએ વિચારવાનું જણાવી દીધુ છે અને સમયની દૃષ્ટિએ ક્રિયાઓના સહભાવના ભગોની ગણના પણ કરી દીધી છે (૧૬૨૦).

આ પછી આરંભિકી આદિ પાંચ ક્રિયાનો વિચાર છે, તેમાં તેના સ્વામી પ્રમત્ત સયત આદિ જણાવ્યા છે (૧૬૨૨–૨૬). અને પછી ૨૪ દંડકના જીવોમાં સ્વામિત્વની પ્રરૂપણા છે (૧૬૨૭). અને આરંભિકી આદિનો સહભાવ પણ નારકાદિ જીવોમાં વિચારાયો છે (૧૬૨૮–૩૬) અને અતે સમય અને પ્રદેશની અપેક્ષાએ પણ સહભાવનો વિચાર કર્યો છે (૧૬૩૬)

આ પૂર્વે (૧૫૭૮–૮૦) પ્રાણાતિપાત આદિ અઢાર પાપસ્થાનોનો વિચાર થઈ ગયો છે અને પછી પ્રાણાતિપાતવિરમણ આદિનો વિચાર જીવોમાં કરવામાં આવ્યો છે (૧૬૩૭–૧૬૪૧), અને જણાવ્યુ છે કે માત્ર મનુષ્ય સિવાય કોઇમા પ્રાણાતિપાત આદિ ૧૭ બાબતોની વિરતિ નથી અને મિથ્યાદર્શનનુ વિરમણ એકેન્દ્રિય-વિકલેન્દ્રિયમાં નથી, શેષમાં સભવે.

આ પછી અઢાર પાપસ્થાનમાથી પ્રાણાતિપાત આદિ પ્રત્યેકની વિરતિને લઈ ને નિરૂપણ છે કે તે તે વિરતિ વખતે કેટલી કર્મપ્રકૃતિનો બધ હોય તેના ૨૭ ભંગો જીવોમાં જણાવ્યા છે અને દડકોમાં તે ભગો કેટલા હોય તેની પણ વિચારણા કરી છે (૧૬૪૨–૧૬૪૯).

વળી, પ્રાણાતિપાત આદિથી વિરતને આરંભિકી આદિ ક્રિયાઓ હોય કે ન હોય અને હોય તો કેટલી તેનો વિચાર કર્યો છે (૧૬૫૦–૬૨).

અતે આરંભિકી આદિ ક્રિયાના અલ્પબહુત્વનો વિચાર છે, તેનો ક્રમ આ પ્રમાણે ચડિયાતા ક્રમે છે · મિથ્યાદર્શનપ્રત્યયા, અપ્રત્યાખ્યાનક્રિયા, પારિગ્રહિકી, આરંભિકી, માયાપ્રત્યયા (૧૬૬૩). આમ કહેવાનું તાત્પર્ય ટીકાકારે સમજાવ્યુ છે કે માત્ર મિથ્યાદૃષ્ટિને જ પ્રથમ મિથ્યાદર્શનપ્રત્યયા ક્રિયા હોય છે, પણ અપ્રત્યાખ્યાનક્રિયા તો અવિરતસમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ બન્નેને હોય છે. તે જ ન્યાયે માયાપ્રત્યયા અપ્રમત્તસયત, પ્રમત્તસયત, દેશવિરત અને મિથ્યાદૃષ્ટિ એ સૌમા હોય છે તેથી તે સર્વાધિક છે.—ટીકા પત્ર ૪૫૨

આ આખા ક્રિયાવિવરણમાં સાંપરાયિક અને ઐર્યાપથિક એવા ક્રિયાના જે બે ભેદ પછીથી પ્રચલિત થયા છે તેને સ્થાન નથી મળ્યું, તે આ ચર્ચાના સ્તરની પ્રાચીનતા સૂચવે છે.

*

## ૨૩ થી ૨૭ કર્મપ્રકૃતિ-કર્મબંધ-કર્મબંધવેદ-કર્મવેદબંધ-કર્મવેદવેદક પદો : કર્મવિચાર

ષટ્ખંડાગમનો ચોથો ખડ વેદનાખડ નામે ઓળખાય છે અને પાચમો વર્ગણાખડને નામે છે પણ ખરી રીતે કર્મપ્રકૃતિનાં જે ચોવીશ અનુયોગદ્વારો છે (પુ૦ ૯ સૂ. ૪૫ પૃ૦ ૧૩૪) તેમાં બીજું દ્વાર વેદના છે તેના ઉપરથી વેદનાખંડ નામ પડ્યુ[1] અને છઠ્ઠું બધનદ્વાર છે, તેની વિભાષા (વિવરણ) બધ, બંધક, બધનીય અને બધવિધાનરૂપે છે (પુ૦ ૧૪, સૂ૦ ૧, પૃ૦ ૧), તેમાંના બધનીયના વિવેચન પ્રસંગે વર્ગણાનુ જે નિરૂપણ છે (પુ૦ ૧૪, સૂ૦ ૬૮, પૃ૦ ૪૮) તેને આધારે

૧ જુઓ પુસ્તક [૯]નો વિષયપરિચય, પૃ૦ ૧

સમગ્ર પાંચમા ખંડનું નામ વર્ગણાખંડ પડયું છે[2] ષટ્ખંડાગમમા પ્રથમના ત્રણ ખંડો પછી આવતા આ બે ખડો ખરી રીતે એક, અખંડ અને સ્વતંત્ર પુસ્તકરૂપ સ્વીકારવા યોગ્ય છે. જેમ પ્રથમ-ખંડમાં પ્રારંભમા નમસ્કારમંગલ કરી તેમા ૧૪ જીવસમાસના ૧૪ માર્ગણાસ્થાન દ્વારા પ્રથમ ત્રણ ખડમાં વિવેચના કરવામાં આવી છે, તેમ આ બન્ને ખંડોમાં પણ પ્રથમ નમસ્કારમગલ કરી કર્મ-પ્રકૃતિનાં ૨૪ અનુયોગદ્વારોનો નિર્દેશ કરી એકેક અનુયોગદ્વારનુ વિવેચન કરવામાં આવ્યુ છે. આથી ભલે ગમે તેણે આ બે ખડોનો વિભાગ કરી નિર્દેશ કર્યો, પરંતુ વસ્તુત. તે એક, અખડ સ્વતત્ર ગ્રથ છે. અને છઠ્ઠા ખંડ મહાબંધમા પણ છઠ્ઠા બધનદ્વારના એક ભેદ બધનવિધાનનુ જ વિવેચન છે[3]

વેદનાખંડના પ્રારંભમા જણાવ્યા પ્રમાણે આગ્રાયણી પૂર્વની પાંચમી વસ્તુનુ ચોથું પ્રાભૃત કર્મ-પ્રકૃતિ છે (પુ૦ ૯, સૂ૦ ૪૫, પૃ૦ ૧૩૪). અને એ જ કર્મપ્રકૃતિનું ૨૪ અનુયોગદ્વારો વડે વિવેચન ષટ્ખડાગમમા વિસ્તારથી કરવામા આવ્યુ છે. એ વિવેચન અને પ્રસ્તુત પ્રજ્ઞાપનાનાં ૨૩થી ૨૭ મા પદોમા આવતી કર્મવિચારણાની તુલના કરીએ તો જણાય છે કે પ્રજ્ઞાપનાગત કર્મવિચારણાનો સ્તર ષટ્ખંડાગમની વિચારણા કરતા પ્રાચીન છે, કારણ કે ષટ્ખડાગમમાં[4] નિક્ષેપ કરીને વ્યાખ્યા કરવાની જેવી પદ્ધતિ અપનાવવામાં આવી છે, તેવી વ્યાખ્યાપદ્ધતિનાં દર્શન પ્રજ્ઞાપનામાં થતાં નથી. અને વિચારણાના અન્ય વિષયોની તુલના કરીએ તોપણ જણાય છે કે પ્રજ્ઞાપનાની ભૂમિકા પ્રાચીન છે. પ્રજ્ઞાપનામાં જે વિષયો ચર્ચાયા છે તે બહુ જ સ્થૂલ છે. બધના પ્રકૃતિ આદિ ચાર પ્રકારોનો નિર્દેશ કરી, એ ક્રમે વિવેચન કરવાને બદલે પ્રકૃતિ, અનુભાવ અને સ્થિતિનુ ક્રમ વિના સ્વતત્ર નિરૂપણ છે. પ્રદેશબંધની તો ચર્ચા જ નથી. એટલુ જ નહિ પણ કર્મવિચારણાની સૂક્ષ્મ અને સ્થિર ભૂમિકા અને પરિભાષાઓ, જેનો સ્વીકાર પછીના સાહિત્યમાં શ્વેતામ્બર-દિગબર બન્નેએ કર્યો છે, તે ભૂમિકાનાં દર્શન પ્રજ્ઞાપનામાં થતા નથી. ઉદાહરણ તરીકે કર્મબધના કારણ તરીકે માત્ર રાગ અને દ્વેષને જણાવ્યા છે (૧૬૭૦) : આ બાબત સર્વમાન્ય હોવા છતા કર્મબધના કારણોનો વિચાર પછીના શ્વેતામ્બર સાહિત્યમાં અને દિગંબર સાહિત્યમાં જુદી જ રીતે છે અને જુદી જ ભૂમિકાએ થયો છે, એ નિર્વિવાદ છે પ્રસ્તુતમા યોગ પણ કર્મબંધનું કારણ છે તેનો નિર્દેશ જ નથી એ ધ્યાનમાં લઈએ તો પ્રજ્ઞાપનાની વિચારણાનો સ્તર પ્રાચીન છે તે જણાયા વિના રહેશે નહિ. કર્મપ્રદેશની ચર્ચા પ્રજ્ઞાપનામાં છે જ નહિ[5] તેથી તેના સાથે સકળાયેલ યોગની કારણતાનો નિર્દેશ પ્રજ્ઞાપનામાં ન હોય તે સ્વાભાવિક છે. અનુભાવબધની ચર્ચા પણ (૧૬૭૯) એના સ્તરની પ્રાચીનતા જ સૂચવે છે

પ્રજ્ઞાપનામાં કર્મપ્રકૃતિના મૂળ આઠ ભેદો અનેક વાર ગણાવ્યા છે (૧૬૬૫, ૧૬૮૭, ૧૭૫૪, ૧૭૬૯, ૧૭૭૫, ૧૭૮૭) અને એ ભેદો તે તે પ્રકરણના પ્રારંભે ગણાવ્યા છે તેથી અનુમાન થઈ શકે છે કે પ્રજ્ઞાપનાનુ આ પદ અને પછીના કર્મ સબધી પદો જુદાં જુદા પ્રકરણો હતાં, જેનો સગ્રહ પ્રસ્તુત પ્રજ્ઞાપનામા કરી લેવામાં આવ્યો છે. એ પણ સ્પષ્ટ છે કે પ્રજ્ઞાપનાના ૨૩મા પદનો પ્રથમ

---

૨ પુસ્તક ૧૩ નો વિષયપરિચય પૃ૦ ૧

૩ પુ૦ ૧, પ્રસ્તાવના, પૃ૦ ૬૭

૪ વેદનાના ૧૬ અનુયોગદ્વારો માટે જુઓ ષટ્ખડાગમ, પુસ્તક ૧૦, પૃ૦ ૧. કર્મના નિક્ષેપ માટે જુઓ પુસ્તક ૧૩, પૃ૦ ૩૮

૫ કર્મને બદ્ધ અને સ્પૃષ્ટ તથા બદ્ધસ્પૃષ્ટ તથા સંચિત વગેરે વિશેષણો આપ્યા (૧૬૭૯) છે, પરતુ કર્મના પ્રદેશબંધની ચર્ચા નથી. માત્ર પ્રકૃતિ, સ્થિતિ અને અનુભાવની ચર્ચા જોવા મળે છે

ઉદ્દેશ અને બીજો ઉદ્દેશ એ બન્ને જુદા જુદા કાળની રચના છે. પ્રથમ ઉદ્દેશ પ્રાચીન છે અને પ્રાચીન સ્તર સૂચવે છે, જ્યારે બીજો ઉદ્દેશ પ્રથમ ઉદ્દેશમા રહી ગયેલી કમીને દૂર કરે છે તેથી તે પછીનો છે. અહી તેમનો પરિચય પણ એકસાથે જ દેવાનુ ઉચિત માન્યું છે.

કર્મપ્રકૃતિના મૂળ અને ઉત્તર ભેદો (૧૬૮૮–૯૬) આ પ્રમાણે છે.—

| **કર્મપ્રકૃતિ મૂળભેદો**[૬] (૧૬૬૫, ૧૬૮૭, ૧૭૫૪, ૧૭૬૯, ૧૭૭૫, ૧૭૮૭) | **ઉત્તર ભેદો** (૧૬૮૮–૧૬૯૬) |
|---|---|
| ૧ જ્ઞાનાવરણીય[૭]. | ૧. આભિનિબોધિકજ્ઞાનાવરણીય |
| | ૨. શ્રુતજ્ઞાનાવરણીય |
| | ૩. અવધિજ્ઞાનાવરણીય |
| | ૪. મનઃપર્યાયજ્ઞાનાવરણીય |
| | ૫. કેવલજ્ઞાનાવરણીય |
| ૨. દર્શનાવરણીય | ૧. નિદ્રાપંચક : |
| | ૧. નિદ્રા |
| | ૨. નિદ્રાનિદ્રા |
| | ૩. પ્રચલા |
| | ૪. પ્રચલાપ્રચલા |
| | ૫. સ્ત્યાનર્દ્ધિ |
| | ૨. દર્શનચતુષ્ક : |
| | ૧. ચક્ષુર્દર્શનાવરણીય |
| | ૨. અચક્ષુર્દર્શનાવરણીય |
| | ૩. અવધિદર્શનાવરણીય |
| | ૪. કેવલદર્શનાવરણીય |
| ૩ વેદનીય | ૧. સાતા વેદનીય : |
| | ૧. મનોજ્ઞ શબ્દ |
| | ૨. મનોજ્ઞ રૂપ |
| | ૩. મનોજ્ઞ ગંધ |
| | ૪. મનોજ્ઞ રસ |
| | ૫. મનોજ્ઞ સ્પર્શ |
| | ૬. મન સુખતા |
| | ૭. વચનસુખતા |
| | ૮. કાયસુખતા |

૬ કર્મપ્રકૃતિના મૂળ આઠ ભેદોનો વિચાર ૨૩મા પદના પ્રથમ ઉદ્દેશમા છે તેમા કર્મબંધ શાથી થાય છે વગેરેની પણ ચર્ચા છે અને તેના બીજા ઉદ્દેશમા ઉત્તર પ્રકૃતિને ગણાવીને પછી તેની જીવોમા સ્થિતિ આદિનો વિચાર છે

૭ ટીકાકારે પ્રસ્તુત કર્મનો જે ક્રમે નિર્દેશ છે તે ક્રમનું સમર્થન કર્યું છે—ટી૦ પત્ર ૪૫૪ અ

- ૨ અસાતાવેદનીય :
  - ૧–૫. અમનોજ્ઞ શબ્દાદિ પાંચ
  - ૬. મન દુઃખતા
  - ૭. વચનદુઃખતા
  - ૮. કાયદુઃખતા

૪ મોહનીય

- ૧. દર્શનમોહનીય
  - ૧ સમ્યક્ત્વવેદનીય.
  - ૨. મિથ્યાત્વવેદનીય
  - ૩. સમ્યક્-મિથ્યાત્વવેદનીય
- ૨. ચારિત્રમોહનીય :
  - ૧. કષાયવેદનીય :
    - ૧. અનન્તાનુબન્ધી ક્રોધ
    - ૨ „ માન.
    - ૩. „ માયા.
    - ૪. „ લોભ.
    - ૫. અપ્રત્યાખ્યાન ક્રોધ.
    - ૬. „ માન.
    - ૭. „ માયા.
    - ૮. „ લોભ
    - ૯ પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ
    - ૧૦. „ માન.
    - ૧૧. „ માયા
    - ૧૨. „ લોભ.
    - ૧૩ સંજ્વલન ક્રોધ
    - ૧૪. „ માન.
    - ૧૫. „ માયા.
    - ૧૬. „ લોભ.
  - ૨. નોકષાયવેદનીય
    - ૧ સ્ત્રીવેદ
    - ૨. પુરુષવેદ.
    - ૩ નપુંસકવેદ.
    - ૪ હાસ્ય.
    - ૫ રતિ
    - ૬ અરતિ.
    - ૭ ભય.
    - ૮ શોક
    - ૯. જુગુપ્સા

૫. આયુ
- ૧. નૈરયિકઆયુ
- ૨. તિર્યંચઆયુ.
- ૩. મનુષ્યઆયુ.
- ૪ દેવઆયુ.

૬. નામ.
- ૧. ગતિનામ ·
  - ૧. નરકગતિ.
  - ૨. તિર્યંચગતિ.
  - ૩. મનુષ્યગતિ.
  - ૪. દેવગતિ.
- ૨. જાતિનામ .
  - ૧. એકેન્દ્રિય જાતિ.
  - ૨. દ્વીન્દ્રિય જાતિ.
  - ૩. ત્રીન્દ્રિય જાતિ.
  - ૪. ચતુરિન્દ્રિય જાતિ
  - ૫. પચેન્દ્રિય જાતિ.
- ૩. શરીરનામ :
  - ૧ ઔદારિક શરીર.
  - ૨. વૈક્રિય શરીર.
  - ૩. આહારક શરીર.
  - ૪. તૈજસ શરીર
  - ૫. કાર્મણ શરીર.
- ૪. શરીરાગોપાંગનામ ·
  - ૧–૩ ઔદારિકશરીરાગોપાંગ આ·
- ૫. શરીરબન્ધનનામ ·
  - ૧–૫. ઔદારિકશરીરબન્ધન આદિ
- ૬. શરીરસંઘાતનામ
  - ૧–૫. ઔદારિકશરીરસઘાત આદિ
- ૭ સહનનનામ[૮] :
  - ૧ વજ્રઋષભનારાચસહનન
  - ૨. ઋષભનારાચસહનન.
  - ૩. નારાચસહનન
  - ૪. અર્ધનારાચસંહનન.
  - ૫ કીલિકાસંહનન
  - ૬ સેવાર્તસહનન.

---

૮. વ્યાખ્યામા મતાતરનુ ખડન છે, તે મત આચાર્ય જિનવલ્લભનો છે. ટીકા, પત્ર ૪૭૦.

૮. સસ્થાનનામ
- ૧ સમચતુરસ્રસંસ્થાન.
- ૨. ન્યગ્રોધપરિમંડલસસ્થાન.
- ૩ સાદિસસ્થાન
- ૪. વામનસંસ્થાન
- ૫. કુબ્જસસ્થાન
- ૬ હુંડસસ્થાન.

૯. વર્ણનામ
- ૧. કૃષ્ણ
- ૨. નીલ.
- ૩. રક્ત.
- ૪ પીત.
- ૫. શુકલ

૧૦ ગધનામ .
- ૧. સુરભિગધ.
- ૨. દુરભિગધ

૧૧ રસનામ
- ૧. તિક્ત
- ૨ કટુ.
- ૩ કષાય.
- ૪. અમ્લ.
- ૫. મધુર.

૧૨. સ્પર્શનામ .
- ૧. કર્કશ
- ૨. મૃદુ.
- ૩ લઘુ.
- ૪ ગુરુ.
- ૫ સ્નિગ્ધ
- ૬. રૂક્ષ.
- ૭. શીત
- ૮ ઉષ્ણ.

૧૩ અગુરુલઘુનામ

૧૪ ઉપઘાતનામ.

૧૫. પરાઘાતનામ

૧૬. આનુપૂર્વીનામ :
- ૧. નૈરયિક આનુપૂર્વી
- ૨ તિર્યંચ આનુપૂર્વી

- ૩. મનુષ્યઆનુપૂર્વી
- ૪. દેવઆનુપૂર્વી

૧૭. ઉચ્છ્વાસનામ.

૧૮ આતપનામ

૧૯ ઉદ્યોત

૨૦ વિહાયોગતિનામ

- ૧ પ્રશસ્ત વિહાયોગતિ
- ૨. અપ્રશસ્ત વિહાયોગતિ

૨૧ ત્રસનામ.

૨૨ સ્થાવરનામ

૨૩ સૂક્ષ્મનામ.

૨૪ બાદરનામ.

૨૫ પર્યાપ્તનામ.

૨૬ અપર્યાપ્તનામ.

૨૭ સાધારણશરીરનામ.

૨૮ પ્રત્યેકશરીરનામ.

૨૯ સ્થિરનામ.

૩૦ અસ્થિરનામ.

૩૧ શુભનામ.

૩૨ અશુભનામ.

૩૩ સુભગનામ.

૩૪ દુર્ભગનામ.

૩૫ સુસ્વરનામ

૩૬. દુઃસ્વરનામ

૩૭ આદેયનામ

૩૮. અનાદેયનામ

૩૯. યશ કીર્તિનામ

૪૦. અયશ કીર્તિનામ

૪૧ નિર્માણનામ.

૪૨. તીર્થંકરનામ.

૭. ગોત્ર

૧. ઉચ્ચ ગોત્ર.

- ૧. જાતિવિશિષ્ટતા.
- ૨. કુલવિશિષ્ટતા.
- ૩. બલવિશિષ્ટતા.[૯]

---

૯ અહીં એ ધ્યાન દેવા જેવુ છે કે ઉચ્ચ ગોત્ર માત્ર જન્મને કારણે નથી પણ શરીરના બાહ્ય સૌંદર્ય ઉપરાત આધ્યાત્મિક તપ વગેરેની ગપત્તિને કારણે પણ છે તે જ પ્રમાણે નીચ ગોત્ર પણ માત્ર જન્મને કારણે નહિ પણ શારીરિક અને આધ્યાત્મિક સંપત્તિના અભાવને કારણે છે

૪. રૂપવિશિષ્ટતા.
૫. તપવિશિષ્ટતા.
૬. શ્રુતવિશિષ્ટતા.
૭. લાભવિશિષ્ટતા.
૮. ઐશ્વર્યવિશિષ્ટતા.

૨ નીચ ગોત્ર

૧. જાતિવિહીનતા.
૨. કુલવિહીનતા.
૩. બલવિહીનતા.
૪. રૂપવિહીનતા
૫. તપવિહીનતા.
૬. શ્રુતવિહીનતા.
૭ લાભવિહીનતા.
૮. ઐશ્વર્યવિહીનતા

૮. અંતરાય

૧. દાનાન્તરાય
૨. લાભાન્તરાય.
૩. ભોગાન્તરાય
૪. ઉપભોગાન્તરાય
૫. વીર્યાન્તરાય

કર્મની આઠે મૂળ પ્રકૃતિ નૈરયિકાદિ જીવના ચોવીશે દંડકમા હોય છે (૧૬૬૬) જીવો કેવી રીતે આઠેય કર્મપ્રકૃતિ બાધે તેનો ખુલાસો કરતા જણાવ્યુ છે કે જ્ઞાનાવરણીયનો ઉદય હોય ત્યારે દર્શનાવરણીયનુ આગમન થાય છે.[૧૦] દર્શનાવરણીયના ઉદયથી દર્શનમોહનુ અને દર્શનમોહના ઉદયથી મિથ્યાત્વનુ અને મિથ્યાત્વ ઉદીર્ણ થયે આઠે કર્મનુ આગમન થાય છે (૧૬૬૭) બધા જ જીવોમા આઠે કર્મના આગમનનો આવો જ ક્રમ છે (૧૬૬૮).[૧૧] જીવો જ્ઞાનાવરણાદિ કર્મ બાંધે છે તેનાં બે કારણો છે રાગ અને દ્વેષ રાગમા માયા અને લોભનો તથા દ્વેષમા ક્રોધ અને માનનો સમાવેશ છે (૧૬૭૦-૧૬૧૪) [૧૨] જીવો જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અતરાય વેદે પણ ખરા અને ન પણ વેદે તે જ પ્રમાણે ચોવીશ દડકમાંના મનુષ્યો વેદે પણ ખરા અને ન પણ વેદે; બાકીના જીવો વેદે જ. પરંતુ વેદનીય, આયુ, નામ, ગોત્ર–આ ચાર કર્મો તો ચોવીશે દંડકમા જીવો વેદે જ વેદે (૧૬૭૫–૭૮). આ સૂત્રમા કર્મવેદનાની વાત કહી છે. આની તુલના ષટ્ખડાગમનાં વેદનાસમિત્ત સૂત્રો સાથે કરવી; પુસ્તક ૧૨, પૃ૦ ૨૯૪ આ પછીના સૂત્રમા 'વેદના' માટે જ 'અનુભાવ' શબ્દનો પ્રયોગ કર્યો છે, તે પરિભાષાનો વિકાસ સૂચવે છે 'અનુભાવ' માટે 'વેદના' શબ્દ જૂનો

---

૧૦ આને માટે 'નિયચ્છતિ' શબ્દનો પ્રયોગ છે

૧૧ આચાર્ય મલયગિરિને આની વ્યાખ્યામા થોડી મુશ્કેલી જણાઈ છે તેથી તેઓ આ સૂત્રને 'પ્રાયિક' સમજવુ એમ સૂચવે છે વળી, આ પ્રકારે કર્મના આગમનની ચર્ચા પછીના ગ્રંથોમા તો છૂટી જ ગઈ છે, તે ધ્યાનમા રાખવુ જોઈએ પ્રસ્તુત સૂત્રનુ તાત્પર્ય એટલું જ છે કે કર્મથી કર્મ આવે છે

૧૨ અહી કર્મબધના કારણમા યોગને સ્થાન મળ્યુ નથી, માત્ર કષાયને જ સ્થાન મળ્યું છે, તે ધ્યાનમા લેવા જેવી વાત છે

છે. વળી, એ સૂત્રમા આવતી કર્મના બદ્ધ, સ્પૃષ્ટ, સચય વગેરેની વાત પણ એ સૂત્રને કાલની દૃષ્ટિએ પછીનું સૂચવે છે (૧૬૭૯). કર્મનો અનુભાવ[૧૩]–વિપાક વર્ણવતાં જીવે બાધેલાં કર્મ-સંચિત કરેલાં કર્મ–વિપાક દેવા તૈયાર થાય એટલે કે ઉદયમા આવે તેટલા માત્રથી કામ સરતુ નથી, પણ વિપાક દેવા માટે તેને ગતિ, સ્થિતિ, ભવ અને પુદ્ગલની પ્રાપ્તિ પણ જરૂરી છે અને એ કર્મની ઉદીરણા પણ જરૂરી છે : આટલુ હોય ત્યારે જ્ઞાનાવરણીયાદિ કર્મનો અમુક વિપાક હોય છે—એમ જણાવ્યુ છે (૧૬૭૯–૮૬)

જ્ઞાનાવરણીયનો અનુભાવ દશ પ્રકારે છે (૧૬૭૯) :

૧. શ્રોત્રનુ આવરણ
૨. શ્રોત્રવિજ્ઞાનનું આવરણ
૩. નેત્રનુ આવરણ
૪. નેત્રવિજ્ઞાનનુ આવરણ
૫. ઘ્રાણનુ આવરણ
૬. ઘ્રાણવિજ્ઞાનનું આવરણ
૭. રસાવરણ
૮. રસવિજ્ઞાનાવરણ
૯. સ્પર્શાવરણ
૧૦. સ્પર્શવિજ્ઞાનાવરણ

આ બધાં આવરણોના ઉદયથી જાણવાનુ જાણી શકાતું નથી; જાણવાની ઇચ્છા છતા જણાતુ નથી. જાણ્યા છતા તેનુ જ્ઞાન રહેતુ નથી; જ્ઞાન ઉત્સન્ન થાય છે. પછીના કાળે આ પ્રકારના અનુભાવની ચર્ચા બધ પડી છે. વળી, એ પણ ધ્યાન દેવાની વાત છે કે, આમા મન અને તેના વિજ્ઞાનનુ આવરણ નોંધ્યું નથી. વળી, શ્રુત, અવધિ, મન:પર્યાય અને કેવળજ્ઞાનના આવરણની પણ આમા નોંધ નથી, એ સૂચક છે. તેથી એમ નક્કી થાય છે કે આ સૂત્ર અત્યંત પ્રાચીન સ્તરનુ અને કર્મસિદ્ધાતની પરિભાષામાં પૂર્તિ થયા પૂર્વેનું છે. આચાર્ય મલયગિરિએ આ બાબતમા કશો ખુલાસો કર્યો નથી.

દર્શનાવરણીય કર્મનો નવ પ્રકારનો અનુભાવ આ છે (૧૬૮૦) :

૧. નિદ્રા
૨. નિદ્રાનિદ્રા
૩. પ્રચલા
૪ પ્રચલાપ્રચલા
૫. સ્ત્યાનર્દ્ધિ
૬. ચક્ષુર્દર્શનાવરણ
૭. અચક્ષુર્દર્શનાવરણ
૮ અવધિદર્શનાવરણ
૯ કેવલદર્શનાવરણ.

આ સૂત્રમા અવધિ આદિ દર્શનોની નોંધ લેવામા આવી છે, પરંતુ પૂર્વ સૂત્રમા અવધિ આદિ જ્ઞાનોને બાકાત રાખ્યાં છે, એ સૂચક વસ્તુ છે.

સાતાવેદનીયનો અનુભાવ આઠ પ્રકારે આ પ્રમાણે છે (૧૬૮૧[૧])

૧. મનોજ્ઞ શબ્દ[૧૪]
૫. મનોજ્ઞ સ્પર્શ

---

૧૩ અનુભાવ વિષેનું આ આખું પ્રકરણ (૧૬૭૯–૮૬) પ્રાચીન સ્તરનું છે.
૧૪ ટીકાકાર વ્યાખ્યાભેદ નોંધે છે પત્ર ૪૬૧

૨. મનોજ્ઞ રૂપ
૩. મનોજ્ઞ ગંધ
૪. મનોજ્ઞ રસ
૬. મન:સુખતા
૭. વચનસુખતા
૮. કાયસુખતા

અસાતાવેદનીયનો અનુભાવ (૧૬૮૧[૨])

સાતાવેદનીયથી વિપરીત અમનોજ્ઞ શબ્દ આદિનો અનુભાવ થાય છે.

મોહનીયનો અનુભાવ પાંચ પ્રકારે છે (૧૬૮૨):

૧ સમ્યક્ત્વવેદનીય
૨ મિથ્યાત્વવેદનીય
૩. સમ્યક્ મિથ્યાત્વવેદનીય.
૪. કષાયવેદનીય
૫. નોકષાયવેદનીય

આયુનો અનુભાવ ચાર પ્રકારે (૧૬૮૩):

૧ નરકાયુ
૨. તિર્યંચાયુ
૩ મનુષ્યાયુ
૪. દેવાયુ

શુભ નામનો[૧૫] અનુભાવ ચૌદ પ્રકારે છે (૧૬૮૪[૧]):

૧ ઇષ્ટ શબ્દ[૧૬]
૨ ઇષ્ટ રૂપ
૩ ઇષ્ટ ગંધ
૪ ઇષ્ટ રસ
૫. ઇષ્ટ સ્પર્શ
૬. ઇષ્ટ ગતિ[૧૬]
૭. ઇષ્ટ સ્થિતિ[૧૬]
૮. ઇષ્ટ લાવણ્ય[૧૬]
૯. ઇષ્ટ યશ કીર્તિ
૧૦. ઇષ્ટ ઉત્થાન-કર્મ-બલ-વીર્ય-પુરુષકાર-પરાક્રમ
૧૧ ઇષ્ટ સ્વર
૧૨. કાંત સ્વર
૧૩ પ્રિય સ્વર
૧૪. મનોજ્ઞ સ્વર

દુઃખ નામનો[૧૫] અનુભાવ પણ શુભ નામના અનુભાવથી વિપરીત ૧૪ પ્રકારે છે (૧૬૮૪[૨]):

ઉચ્ચ ગોત્રનો અનુભાવ આઠ પ્રકારે છે (૧૬૮૫[૧]):

૧ જાતિવિશિષ્ટતા
૨. કુલવિશિષ્ટતા
૩. બલવિશિષ્ટતા
૪. રૂપવિશિષ્ટતા
૫. તપોવિશિષ્ટતા
૬. શ્રુતવિશિષ્ટતા
૭ લાભવિશિષ્ટતા
૮. ઐશ્વર્યવિશિષ્ટતા

નીચ ગોત્રનો અનુભાવ એથી વિપરીત રીતે આઠ પ્રકારનો છે (૧૬૮૫[૨]); જેમ કે જાતિવિહીનતા આદિ.

અંતરાયકર્મનો અનુભાવ પાંચ પ્રકારે છે (૧૬૮૬):

૧. દાનાંતરાય
૨. લાભાંતરાય
૩ ભોગાંતરાય
૪ ઉપભોગાંતરાય
૫ વીર્યાંતરાય

---

૧૫ નામકર્મની ઉત્તર પ્રકૃતિ તો ૪૨ ગણાવી, પણ અહીં અનુભાવમાં ૧૪ પ્રકાર જ છે નામકર્મના અનુભાવની આ સૂચી પ્રાચીન સ્તરની સૂચક છે

૧૬. ટીકાકાર વ્યાખ્યા ભેદ નોંધે છે—પત્ર ૪૬૩

કર્મપ્રકૃતિઓની સ્થિતિ અને તેના અબાધાકાળનુ વર્ણન કરીને (૧૬૯૭–૧૭૦૪) એકેન્દ્રિયથી માંડી સન્ની પચેન્દ્રિય જીવોની તે તે કર્મની સ્થિતિનુ નિરૂપણ કર્યું છે (૧૭૦૫–૧૪). ષટ્ખંડાગમમાં ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિના વર્ણન માટે જુઓ પુ ૬, ચૂલિકા ૬ અને ૭. અને અબાધા, નિષેક વગેરેની ચર્ચા માટે જુઓ પુ ૧૧ ની પ્રથમ ચૂલિકા, પૃ૦ ૧૩૯.[૧૭]

આ પછી કર્મની જઘન્ય સ્થિતિના (૧૭૪૨–૪૪) અને ઉત્કૃષ્ટ સ્થિતિના (૧૭૪૫–૫૨) બધક જીવો કોણ છે તેનુ નિરૂપણ છે.

કર્મનો બધ એ ૨૪મા પદમા જ્ઞાનાવરણાદિમાથી કોઈ એકનો બધ કરતો હોય ત્યારે જીવ અન્ય કેટલી કર્મપ્રકૃતિ બાધે તેનો ચોવીશ દડકોમા વિચાર કરવામાં આવ્યો છે (૧૭૫૫–૬૮) તે જ પ્રકારે કોઈ એક કર્મના બધ પ્રસગે અન્ય કેટલી પ્રકૃતિની વેદના હોય તેનો વિચાર ૨૫મા કર્મબધવેદ નામના પદમા છે અને તેથી ઊલટુ એટલે કે અમુક કર્મની વેદના વખતે કેટલી પ્રકૃતિનો બધ હોય તેનો વિચાર ૨૬મા કર્મવેદબધ એ નામના પદમાં છે (૧૬૭૬–૮૬). અને છેવટે ૨૭મા કર્મવેદવેદક પદમા કોઈ એક પ્રકૃતિની વેદનાપ્રસંગે અન્ય કેટલી પ્રકૃતિની વેદના હોય તેનો વિચાર છે (૧૭૮૭–૯૨).

*

## ૨૮ મું 'આહાર' પદ : જીવોનો આહાર

પ્રજ્ઞાપનામાં આહારપદ અલગ છે, જ્યારે ષટ્ખંડાગમમા ૧૪ માર્ગણા દ્વારોમાં છેલ્લુ દ્વાર આહાર છે[૧] તેથી એમ નિશ્ચય કરી શકાય છે કે આહારની વિચારણાનુ મહત્ત્વ જૈન વિચારકોના મનમાં હતુ

આહાર પદના બે ઉદ્દેશો છે. તેમાં પ્રથમ ઉદ્દેશમાં અગિયાર દ્વારો વડે અને બીજા ઉદ્દેશમાં તેર દ્વારો વડે આહાર સબધી વિચારણા છે. બીજા ઉદ્દેશના તેર દ્વારો સાથે ષટ્ખડાગમનાં ૧૪ માર્ગણાદ્વારોની તુલના કરવા જેવી છે—

| **પ્રજ્ઞાપના ૧૮૬૫** | **ષટ્ખંડાગમ પુ૦ ૧, પૃ૦ ૧૩૨** |
|---|---|
| ૧. આહાર | ૧. ગતિ |
| ૨. ભવ્ય | ૨. ઇન્દ્રિય |
| ૩. સન્ની | ૩. કાય |
| ૪. લેશ્યા | ૪. યોગ (૯)[૨] |

---

૧૭ આચાર્ય મલયગિરિએ "एतावता च यदुक्तमाग्रायणीयाख्ये द्वितीयपूर्वे कर्मप्रकृतिप्राभृते बन्धविधाने स्थितिबन्धाधिकारे—चत्वार्यनुयोगद्वाराणि तद्यथा—स्थितिबन्धस्थानप्ररूपणा अबाधाकण्डकप्ररूपणा उत्कृष्ट-निषेकप्ररूपणा अल्पबहुत्वप्ररूपणा च इति" આ પ્રમાણે ટીકામા જે ઉલ્લેખ કર્યો છે (પત્ર ૪૭૯) તેને ષટ્ખડાગમના ઉપર જણાવેલા સ્થાનની સાથે સરખાવી શકાય

૧ ષટ્ખડાગમ, પુ૦ ૧, પૃ૦ ૧૩૨, ૪૦૯, પુ૦ ૩, પૃ૦ ૪૮૩, પુ૦ ૪, પૃ૦ ૧૩૭, ૩૦૮, ૪૮૬, પુ૦ ૫, પૃ૦ ૧૭૩, ૨૩૮, ૩૪૬, પુ૦ ૭, પૃ૦ ૨૪, ૧૧૨, ૧૮૪, ૨૩૬, ૨૪૩, ૨૯૮, ૩૬૫, ૪૬૧, ૪૭૭, ૪૯૩, ૫૧૮, ૫૭૮, પુ૦ ૮, પૃ૦ ૩૯૦

૨ કૌંસમા નબર પ્રજ્ઞાપનાના છે

| | |
|---|---|
| ૫. દૃષ્ટિ | ૫. વેદ (૧૧) |
| ૬. સયત | ૬. કષાય (૭) |
| ૭. કષાય | ૭. જ્ઞાન (૮) |
| ૮. જ્ઞાન | ૮ સંયમ (૬) |
| ૯. યોગ | ૯. દર્શન |
| ૧૦. ઉપયોગ | ૧૦. લેશ્યા (૪) |
| ૧૧. વેદ | ૧૧. ભવ્ય (૨) |
| ૧૨ શરીર | ૧૨. સમ્યક્ત્વ (૫) |
| ૧૩ પર્યાપ્તિ | ૧૩ સંજ્ઞી (૩) |
| | ૧૪. આહાર (૧) |

ષટ્ખંડાગમમાનાં ૧૪માંથી દશ તો પ્રજ્ઞાપનામા એ જ નામે છે. પ્રારંભના ત્રણ પ્રજ્ઞાપનામા નથી, પરતુ તેમા શરીર અને પર્યાપ્તિ વધારે છે ષટ્ખંડાગમમા જ્ઞાન-દર્શન જુદાં જુદા છે, પરતુ પ્રજ્ઞાપનામાં જ્ઞાન અને ઉપયોગ જુદા જુદા છે, તેમાં આ સશોધન છે ઉપયોગમા જ્ઞાન-દર્શન આવી જ જાય છે; પછી જ્ઞાનને જુદું કરવાની જરૂર રહેતી નથી. સમ્યક્ત્વ માટે દૃષ્ટિ શબ્દ પ્રાચીન છે તે પ્રજ્ઞાપનામા વપરાયો છે; જ્યારે ષટ્ખંડાગમમાં 'સમ્યક્ત્વ' શબ્દ પ્રયુક્ત છે. આહારની વિચારણામા આહાર એક જુદુ દ્વાર હોય તે જરૂરી જણાતુ નથી. આથી જણાય છે કે તેર દ્વારની એક સૂચી તૈયાર હતી તેનો જ ઉપયોગ પ્રસ્તુતમા કર્યો છે અને એ પણ સ્પષ્ટ જણાય છે કે ૧૪ દ્વારની સૂચી વધારે વ્યવસ્થિત છે તેથી તે ૧૩ દ્વારની સૂચી કરતાં પ્રાચીન હોઈ શકે નહિ.

પ્રથમ ઉદ્દેશનાં દ્વારોમા પ્રથમ દ્વારમા છે—૨૪ દડકોના જીવોને આહાર[3] સચિત્ત હોય, અચિત્ત હોય કે મિશ્ર?—એ પ્રશ્ન એનો ઉત્તર છે કે વૈક્રિય શરીર ધરાવનાર જીવોનો આહાર અચિત્ત જ હોય, પરંતુ ઔદારિક શરીરી જીવો ત્રણે પ્રકારનો આહાર લે છે (૧૭૯૪). આ પછી નારક જીવો વિષે તેઓ આહારાર્થી છે કે નહિ? કેટલા કાળે આહારાર્થી હોય? આહારમાં શુ લે? બધી દિશામાંથી ગ્રહણ કરી બધુ જ પરિણમાવે છે? લીધેલ પુદ્ગલોનો સર્વભાવે આહાર લે છે કે અમુક ભાગનો? ગ્રહણ કરેલ બધા જ પુદ્ગલોનો આહાર કરે છે? આહારમા લીધેલા પુદ્ગલોનું શુ થાય છે?—આટલા ૭ દ્વારોનો એકસાથે વિચાર કરીને (૧૭૯૫–૧૮૦૫) પછી અન્ય ભવનવાસી આદિ ૨૩ દડકોમા ક્રમે તે સાતેય દ્વારોનો વિચાર કરે છે (૧૮૦૬–૧૮૫૨) આમાં નોંધવા જેવી હકીકતો એ છે કે આહાર જે લેવામા આવે છે તે આભોગનિર્વર્તિત અને અનાભોગ-નિર્વર્તિત હોય છે. એટલે કે પોતાની ઇચ્છા થાય અને આહાર લે તે અને ઇચ્છા વિના જ આહાર લેવાનો રહે તે. ઇચ્છા થાય અને લેવાય તેમા, તે તે જીવોમા જુદી જુદી કાલમર્યાદા છે. પણ ઇચ્છા વિના લેવાતો આહાર તો નિરતર લેવાતો જ રહે છે (૧૭૯૬ અને ૧૮૦૬ આદિ).

આહારમા[4] વર્ણ-રસાદિસપન્ન પુદ્ગલો લેવાય છે તેનો સ્કધ ઓછામાં ઓછો અનંતપ્રદેશી, અસખ્યાતપ્રદેશી ક્ષેત્રમા અવગાહીને રહી શકે તેવો અને આત્મપ્રદેશથી સ્પૃષ્ટ હોવો જરૂરી છે (૧૭૯૭–૧૮૦૦). નારકમા મોટે ભાગે તો અશુભ વિપાકવાળા વર્ણાદિનુ ગ્રહણ થાય છે (૧૮૦૧).

---

૩ ધવલામા આહારમાર્ગણામા આહાર શબ્દથી કવલ, લેપ, ઉષ્મ, મન, કર્મ—એ આહાર નહી, પણ નોકર્મઆહાર અભિપ્રેત છે એમ ખુલાસો છે પુ૦ ૧, પૃ૦ ૪૦૯

૪ ટીકાકાર સ્પષ્ટીકરણ કરે છે કે મૂળમા એક વર્ણ આદિ કહ્યું છે તે વ્યવહારનયની અપેક્ષાએ નિશ્ચયનયની અપેક્ષાએ તો પાચેય વર્ણવાળો સ્કધ આહાર યોગ્ય છે.—પત્ર ૫૦૧

આહારના પુદ્ગલોનુ ગ્રહણ સર્વ દિશાથી થાય છે (૧૮૦૨). થયા પછી આહાર અર્થે લીધેલા પુદ્ગલોમાંનો અસખ્યાતમો ભાગ આહારરૂપે પરિણમે છે અને તેના અનંતમા ભાગનો આસ્વાદ લેવામા આવે છે (૧૮૦૩) આહાર માટે લીધેલા[५] બધા જ પુદ્ગલોનો આહાર કરે છે (૧૮૦૪). આહારમાં લીધેલા પુદ્ગલોનો પાંચ ઇન્દ્રિયરૂપ પરિણામ થાય અને નારકને તો તે દુઃખજનક પરિણામરૂપે જ પરિણમે (૧૮૦૫), પરંતુ દેવાદિને તેનો સુખરૂપ પરિણામ થાય (૧૮૦૬). જેની જેટલી ઇન્દ્રિય હોય તેને તે આહાર તેટલી ઇન્દ્રિયના પરિણામરૂપે પરિણમે (૧૮૧૨, ૧૮૧૯, ૧૮૨૦, ૧૮૨૩, ૧૮૨૫).

નવમા દ્વારમાં આહારરૂપે ગ્રહણ કરેલા પુદ્ગલો એકેન્દ્રિયના શરીરરૂપ હોય છે કે પછી યાવત્ પચેન્દ્રિયના શરીરરૂપ હોય છે, તેની ૨૪ દંડકોમા ચર્ચા છે. ચર્ચાનો સાર એ છે કે જે પુદ્ગલોનુ ગ્રહણ થતુ હોય છે તે ભૂતકાળમાં તો ગમે તેના શરીરરૂપે હોય પણ વર્તમાનમાં તો તે જે જીવને જેટલી ઇન્દ્રિય હોય તેટલી ઇન્દ્રિયવાળાનું શરીર આહારરૂપે છે, તેમ સમજવું. કારણ કે લીધેલ આહાર લેનારના શરીરરૂપે પરિણત થાય છે તેથી તેટલી ઇન્દ્રિયવાળાનું શરીર છે તેમ કહેવાય (૧૮૫૩–૧૮૫૮).

દશમા દ્વારમા ૨૪ દંડકના જીવોમાં કોણ લોમાહાર અને કોણ પ્રક્ષેપાહાર કરે તેની ચર્ચામાં જણાવ્યું છે કે નૈરયિક, દેવો અને એકેન્દ્રિય લોમાહારી છે (૧૮૫૯–૬૦).

દ્વીન્દ્રિયથી માંડી પચેન્દ્રિય મનુષ્ય બન્ને પ્રકારનો આહાર કરે છે (૧૮૬૧). એકેન્દ્રિયને મોઢુ હોતું નથી અને નારક-દેવના વૈક્રિયશરીરમાં મુખ છતાં તેમને પ્રક્ષેપની આવશ્યકતા ન પડે તેવો તે શરીરનો સ્વભાવ છે, માટે તેમને માત્ર લોમાહાર છે—એવુ સ્પષ્ટીકરણ ટીકાકાર કરે છે (પત્ર ૫૦૯). વળી, લોમાહાર માત્ર પર્યાપ્તને જ હોય, અપર્યાપ્તને ન હોય એમ પણ ટીકાકારે ખુલાસો કર્યો છે (પત્ર ૫૦૯).

અગિયારમા દ્વારમાં કયા જીવને ઓજ આહાર અને મનથી ભક્ષણ હોય છે તેનો ખુલાસો કરતા જણાવ્યુ છે કે નારકો માત્ર ઓજ આહાર કરે છે, મનથી ભક્ષણ કરતા નથી (૧૮૬૨). અને બધા જ ઔદારિક શરીરી વિષે પણ એ જ નિયમ છે (૧૮૬૩). માત્ર દેવો ઓજ આહારવાળા અને મનથી ભક્ષણ કરનારા છે (૧૮૬૪); એટલે કે તેમને જ્યારે મનમાં આહાર લેવાની ઇચ્છા થાય કે તરત તેમની આહારકામનાની પૂર્તિ થઈ જાય છે (૧૮૬૪). જે સ્થાને જીવની ઉત્પત્તિ થવાની હોય ત્યાં જે આહારયોગ્ય પુદ્ગલો હોય તેનો આહાર તે ઓજ આહાર. અપર્યાપ્ત જીવને આ આહાર જ સંભવે છે—એવુ સ્પષ્ટીકરણ ટીકાકાર કરે છે (પત્ર ૫૧૦). આ ચર્ચાને અંતે સૂત્રકૃતાગની નિર્યુક્તિની નિમ્ન ગાથાઓ ટીકાકારે ઉદ્ધૃત કરી છે, તે આ પ્રકરણના સારરૂપ છે :

"सरीरेणोयाहारो तयाय फासेण लोमआहारो।
पक्खेवाहारो पुण कावलियो होइ नायव्वो ॥ १७१ ॥
ओयाहारा जीवा सव्वे अपजत्तया मुणेयव्वा।
पज्जत्तगा य लोमे पक्खेवे होंति भइयव्वा ॥ १७२ ॥
एगिंदियदेवाणं नेरइयाणं च नत्थि पक्खेवो।
सेसाणं जीवाणं ससारत्थाण पक्खेवो ॥ १७३ ॥"

---

૫ અહી ટીકાકારે સૂત્રોમા પૂર્વાપર વિરોધ ન આવે તેમ વ્યાખ્યા કરવી જોઈએ એવુ સૂચન કર્યું છે માટે 'આહાર માટે લીધેલા'નો અર્થ પૂર્વસૂત્રમા જે અસંખ્યાતમો ભાગ કહ્યો છે તે જ અભિપ્રેત છે, ગ્રહણ કરેલા બધા જ પુદ્ગલો નહિ.—ટીકા, પત્ર ૫૦૪

लोमाहारा एगिंदिया उ नेरइयसुरगणा चेव।
सेसाणं आहारो लोमे पक्खेवओ चेव॥

ओयाहारा मणभक्खिणो य सव्वे वि सुरगणा होंति।
सेसा हवंति जीवा लोमे पक्खेवओ चेव॥

અંતિમ બે ગાથાઓ મુદ્રિત સૂત્રકૃતાંગનિર્યુક્તિમાં મળતી નથી.

પ્રસ્તુત પદના બીજા ઉદ્દેશામાં ૧૩ દ્વારોની અપેક્ષાએ (૧૮૬૫) જીવો આહારક છે કે અનાહારક, આ બે વિકલ્પોની ચર્ચા કરી છે. આમા આહારના પ્રથમ ઉદ્દેશમાં નિર્દિષ્ટ આહારના ભેદોની કોઈ ચર્ચા નથી (૧૮૬૬-૧૯૦૭). પણ વિશેષતા એ છે કે તેમા આહારક અને અનાહારક એ પદોને આધારે ૭ ભગોની રચના કરીને તે તે જીવમા કેટલા ભગો લાભે તેનુ નિરૂપણ કર્યું છે. ઉત્કૃષ્ટ ૭ ભંગોની રચના માટે જુઓ સૂ૦ ૧૮૮૦; આ રચનાનો આધાર એકવચન-બહુવચન છે.

ત્રીજા 'સજ્ઞી' દ્વારમા ટીકાકારે શકા-સમાધાન કર્યું છે તેની નોંધ લેવી જરૂરી છે. સંજ્ઞી એટલે સમનસ્ક. વિગ્રહગતિમા જીવને મન તો હોતુ નથી, તો પછી વિગ્રહગતિમા અનાહારક જીવને સંજ્ઞી કેમ કહેવાય? આનુ સ્પષ્ટીકરણ કર્યું કે જીવ વિગ્રહગતિમા હોય છે ત્યારે સજ્ઞી જીવના આયુકર્મની વેદના કરતો હોવાથી તેને સજ્ઞી કહી શકાય—ભલેને તેને મન ન હોય (પૃ૦ ૫૧૪) બીજી શંકા એ છે કે નૈરયિક, ભવનપતિ અને વાનમતરને અસજ્ઞી કેમ કહ્યા (૧૮૧૮[૨],૧૮૮૦)? ઉત્તર આપ્યો છે કે એ ત્રણેયમા ઉત્પન્ન થનારા જીવ અસંજ્ઞીમાથી પણ મરીને આવે છે તે અપેક્ષાએ તેમને અસંજ્ઞી કહી શકાય (પૃ૦ ૫૧૪).

## ૨૯, ૩૦ અને ૩૩ મા 'ઉપયોગ, પશ્યત્તા, અવધિ' પદો : જીવોનો બોધવ્યાપાર

પ્રજ્ઞાપનાસૂત્રમાં જીવોના બોધવ્યાપાર અથવા જ્ઞાનવ્યાપાર વિષે ત્રણ પદોમાં ચર્ચા છે: ઉપયોગ પદ ૨૯ મુ, પશ્યત્તા પદ ૩૦ મુ અને અવધિપદ ૩૩ મુ એટલે એ ત્રણેને અહી એકસાથે લીધાં છે.

આચારાગ સૂત્રમાં—"जे आया से विन्नाया, जे विन्नाया से आया। जेण विजाणइ से आया" આચારાગસૂત્ર, ૫. ૫, સૂત્ર ૧૬૫

सव्वे सरा नियट्टंति, तक्का जत्थ न विजइ। मई तत्थ न गाहिया। ओए अप्पइट्ठाणस्स खेयन्ने। से न दीहे, न हस्से, न वट्टे, न तंसे, न चउरसे, न परिमंडले, न किण्हे, न नीले, न लोहिए, न हालिद्दे, न सुक्किले, न सुरभिगंधे, न दुरभिगधे, न तित्ते, न कडुए, न कसाए, न अंबिले, न महुरे, न कक्खडे, न मउए, न गुरुए, न लहुए, न सीए, न उण्हे, न निद्धे, न लुक्खे, न काऊ, न रुहे, न संगे, न इत्थी, न पुरुसे, न अन्नहा, परिन्ने सन्ने उवमा न विज्जइ। अरूवी सत्ता अपयस्स पयं नत्थि। से न सद्दे न रूवे न गधे न रसे न फासे-इच्चेयावंति—त्ति वेमि॥

આચારાગસૂત્ર, ૫ ૬. સૂત્ર ૧૭૦-૧૭૧

સારાંશ કે આત્મા એ વિજ્ઞાતા છે તેમા કોઈ પણ પ્રકારના રસ, રૂપ આદિ નથી તે અરૂપી હોવા છતા સત્ છે

ભગવતીસૂત્રમા જીવોનુ લક્ષણ બતાવ્યુ છે—

"अवण्णे अगंधे अरसे अफासे अरूवी जीवे सासए अवट्ठिए लोगदव्वे। से समासओ पंचविहे पण्णत्ते। तं जहा—दव्वओ जाव गुणओ। दव्वओ णं जीवत्थिकाए अणंताइं जीवदव्वाइं, खेत्तओ लोगप्पमाणखेत्ते, कालओ न कयाइ न आसि, न कयावि नत्थि, जाव निच्चे, भावओ पुण अवण्णे अगंधे अरसे अफासे, गुणओ उवओगगुणे।" २. १०. ११८.

આનો સાર પણ એ જ છે કે આત્મા અરૂપી છે, લોકપ્રમાણ છે, નિત્ય છે અને તેનો ગુણ ઉપયોગ છે. તેની સખ્યા અનત છે. આત્માનો ગુણ ઉપયોગ કહ્યો તે સર્વપ્રથમ અહી મળે છે.

પ્રસ્તુતમાં યદ્યપિ ઉપયોગમા અવધિનો સમાવેશ થઈ જાય છે, તે છતાં તેનું જુદું પ્રકરણ રાખવાનુ તાત્પર્ય એ જણાય છે કે તે કાળ સુધીમા અવધિ વિષે વિશેષ વિચાર થઈ ગયો હતો તેથી તેને જુદા પદમા સ્થાન મળ્યુ છે

પ્રથમ આપણે ઉપયોગ અને પશ્યત્તા વચ્ચે શો ભેદ છે તે સમજવા માટે તેના જે ભેદો છે તેની તુલના કરીએ કારણ કે મૂળમા તે બન્નેની કોઈ વ્યાખ્યા છે નહિ. પ્રાચીન પદ્ધતિ પ્રમાણે ભેદો એ જ વ્યાખ્યા બની રહે છે

| [1]ઉપયોગ (૧૯૦૮–૧૦) | [1]પશ્યત્તા (૧૯૩૬–૩૮) |
|---|---|
| **૧. સાકારોપયોગ[2]** | **૧. સાકારપશ્યત્તા** |
| ૧. આભિનિબોધિકજ્ઞાનસાકારોપયોગ | ... . × ...×...... |
| ૨. શ્રુતજ્ઞાનસાકારોપયોગ | ૧ શ્રુતજ્ઞાનસાકારપશ્યત્તા |
| ૩. અવધિજ્ઞાનસાકારોપયોગ | ૨. અવધિજ્ઞાનસાકારપશ્યત્તા |
| ૪ મન પર્યયજ્ઞાનસાકારોપયોગ | ૩. મન·પર્યયજ્ઞાનસાકારપશ્યત્તા |
| ૫. કેવલજ્ઞાનસાકારોપયોગ | ૪. કેવલજ્ઞાનસાકારપશ્યત્તા |
| ૬. મતિઅજ્ઞાનસાકારોપયોગ | × × |
| ૭. શ્રુતઅજ્ઞાનસાકારોપયોગ | ૬ શ્રુતઅજ્ઞાનસાકારપશ્યત્તા |
| ૮. વિભગજ્ઞાનસાકારોપયોગ | ૬. વિભગજ્ઞાનસાકારપશ્યત્તા |
| **૨. અનાકારોપયોગ** | **૨ અનાકારપશ્યત્તા** |
| ૧ ચક્ષુદર્શનઅનાકારોપયોગ | ૧. ચક્ષુદર્શનઅનાકારપશ્યત્તા |
| ૨ અચક્ષુદર્શનઅનાકારોપયોગ | × × |
| ૩. અવધિદર્શનઅનાકારોપયોગ | ૨. અવધિદર્શનઅનાકારપશ્યત્તા |
| ૪. કેવલદર્શનઅનાકારોપયોગ | ૩. કેવલદર્શનઅનાકારપશ્યત્તા |

આચાર્ય અભયદેવસૂરિએ પશ્યત્તાને ઉપયોગવિશેષ જ કહી છે; વળી સ્પષ્ટીકરણ કર્યું છે કે જે બોધમા કેવલ ત્રૈકાલિક અવબોધ હોય તે પશ્યત્તા, પરતુ જે બોધમાં વર્તમાનકાલિક જ બોધ હોય તે ઉપયોગ છે. આ જ કારણે મતિજ્ઞાન અને મત્યજ્ઞાન સાકારપશ્યત્તાના ભેદોમા લીધા નથી. કારણ કે મતિજ્ઞાન અને મત્યજ્ઞાનનો વિષય વર્તમાનકાલિક અવિનષ્ટ પદાર્થ જ બને છે અનાકારપશ્યત્તામા અચક્ષુદર્શનનો સમાવેશ કેમ નથી—એનો ઉત્તર આચાર્યે આપ્યો છે કે પશ્યત્તા એ પ્રકૃષ્ટ ઈક્ષણ છે

૧ ભગવતીમા આ બન્ને વિષે પ્રજ્ઞાપનાની ભલામણ છે ૧૬, ૭, ૫૮૨

૨ મૂલાચાર પચાચારાધિકાર ગાથા ૩૧ મા પણ સાકાર-અનાકાર ઉપયોગને જીવનુ લક્ષણ બતાવ્યુ છે

(પૃષ્ઠ ૧૪૦, પંક્તિ ૧૧ પછી આ કોષ્ઠક વાંચવું)

| | ૨૧. મનુષ્ય | ૧ નારક | ૨–૧૧. ભવનપતિ | ૨૨ વાણવ્યંતર | ૨૩. જ્યોતિષ | ૨૪ વૈમાનિક | ૨૦ પંચે૦ તિર્યંચ | ૧૯. ચતુરિન્દ્રિય | ૧૮. ત્રીન્દ્રિય | ૧૭ દ્વીન્દ્રિય | ૧૨–૧૬. સ્થાવર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **ઉપયોગ—સાકાર** | | | | | | | | | | | |
| ૧ આભિનિબોધિક જ્ઞાન | ✓ | " | " | " | " | " | " | " | " | " | X |
| ૨ ,, અજ્ઞાન | ✓ | " | " | " | " | " | " | " | " | " | " |
| ૩ શ્રુતજ્ઞાન | ✓ | " | " | " | " | " | " | " | " | " | X |
| ૪. શ્રુતઅજ્ઞાન | ✓ | " | " | " | " | " | " | " | " | " | " |
| ૫. અવધિ | ✓ | " | " | " | " | " | " | X | X | X | X |
| ૬. વિભંગ | ✓ | " | " | " | " | " | " | X | X | X | X |
| ૭. મન પર્યય | ✓ | X | X | X | X | X | X | X | X | X | X |
| ૮. કેવલ | ✓ | X | X | X | X | X | X | X | X | X | X |
| **ઉપયોગ—અનાકાર** | | | | | | | | | | | |
| ૧ ચક્ષુદર્શન | ✓ | " | " | " | " | " | " | " | X | X | X |
| ૨. અચક્ષુદર્શન | ✓ | " | " | " | " | " | " | " | " | " | " |
| ૩ અવધિદર્શન | ✓ | " | " | " | " | " | " | X | X | X | X |
| ૪ કેવલદર્શન | ✓ | X | X | X | X | X | X | X | X | X | X |
| **પશ્યત્તા—સાકાર** | | | | | | | | | | | |
| ૧. શ્રુતજ્ઞાન | ✓ | " | " | " | " | " | " | " | " | " | X |
| ૨. શ્રુતઅજ્ઞાન | ✓ | " | " | " | " | " | " | " | " | " | " |
| ૩ અવધિજ્ઞાન | ✓ | " | " | " | " | " | " | X | X | X | X |
| ૪. વિભંગજ્ઞાન | ✓ | " | " | " | " | " | " | X | X | X | X |
| ૫. મન પર્યય | ✓ | X | X | X | X | X | X | X | X | X | X |
| ૬ કેવલજ્ઞાન | ✓ | X | X | X | X | X | X | X | X | X | X |
| **પશ્યત્તા—અનાકાર** | | | | | | | | | | | |
| ૧. ચક્ષુદર્શન | ✓ | " | " | " | " | " | " | " | X | X | X |
| ૨. અવધિદર્શન | ✓ | " | " | " | " | " | " | X | X | X | X |
| ૩ કેવલદર્શન | ✓ | X | X | X | X | X | X | X | X | X | X |

અને પ્રેક્ષણ તો માત્ર ચક્ષુદર્શનમાં જ સભવે છે, બીજી ઇન્દ્રિયો દ્વારા થતા દર્શનમાં નહિ. બીજી ઇન્દ્રિયો કરતાં ચક્ષુનો ઉપયોગ અલ્પકાલીન હોય છે અને જ્યાં અલ્પકાલીન ઉપયોગ હોય છે ત્યા બોધક્રિયામા ઝડપ વધારે હોય છે આ જ તેની પ્રકૃષ્ટતામાં કારણ છે.—ભગવતી ટીકા, ૫૦ ૭૧૪.

આચાર્ય મલયગિરિએ આચાર્ય અભયદેવનું જ અનુસરણ કર્યું છે; વિશેપમા સ્પષ્ટીકરણ કર્યું છે કે પશ્યત્તા શબ્દ રૂઢિને કારણે ઉપયોગ શબ્દની જેમ સાકાર અને અનાકાર બોધનો પ્રતિપાદક છે, એમ સમજવું (પ્રજ્ઞાપના ટીકા, ૫૦ ૫૨૯) વિશેપમાં એ જણાવ્યુ છે કે જ્યાં દીર્ઘકાલ ઉપયોગ હોય ત્યાં ત્રૈકાલિક બોધ સભવે મતિજ્ઞાનમાં દીર્ઘ કાલનો ઉપયોગ નથી માટે તેથી ત્રૈકાલિક બોધ ન થાય, તેથી તેને પશ્યત્તામા સ્થાન નથી.—પ્રજ્ઞાપના ટીકા, ૫૦ ૫૩૦.

આ સિવાય ઉપયોગ અને પશ્યત્તામાં શો ભેદ તે જાણવાનું કોઈ સાધન નથી.

ઉપયોગ અને પશ્યત્તા–એ બન્નેની પ્રરૂપણા જીવોના ૨૪ દંડકોમાં વિચારાઈ છે તે આ પ્રમાણે છે—૧૯૧૨–૧૯૨૭; ૧૯૪૦–૧૫૫૩. **(આ કોષ્ઠક ૧૩૯ મે પાને મૂક્યું છે.)**

૨૪ દંડકોમાં જીવોના ઉપયોગ અને પશ્યત્તાનો વિચાર કર્યા પછી બન્ને પદોમા ઉપયોગવાળા જીવોનો વિચાર છે. હકીકતમાં કશો ભેદ પડતો નથી (૧૯૨૮–૧૯૩૫; ૧૯૫૪–૧૯૬૨). તેથી તે વિષે વિશેષ ચર્ચા જરૂરી નથી. પરંતુ પશ્યત્તા પદમાં અંતે કેવલીના જ્ઞાન-દર્શનનો ઉપયોગ યુગપત્ છે કે ક્રમે છે, તેની ચર્ચા કરી છે, અને દલીલ કરી છે કે જ્ઞાન સાકાર છે અને દર્શન અનાકાર છે તેથી કોઈ પણ વસ્તુને એક સમયમાં જાણે-દેખે નહિ (૧૯૬૩–૬૪). આ ચર્ચા માટે સન્મતિપ્રકરણનો બીજો કાંડ જોવો જોઈએ, જ્યાં ઉપયોગમાં ક્રમ, યૌગપદ્ય અને અભેદ એ એ ત્રણે પક્ષો રજૂ કરવામા આવ્યા છે.

ઉપયોગ અને પશ્યત્તા વિષે અન્ય કશી જ ચર્ચા કરવામાં આવી નથી, પરંતુ અવધિપદમાં અવધિજ્ઞાન વિષે તેના ભેદો આદિ સાત મુદ્દાઓ લઈ અવધિજ્ઞાનની વિસ્તૃત ચર્ચા કરી છે.[૩] તે સાત બાબતો આ છે : ૧. ભેદ, ૨ વિષય, ૩. સસ્થાન, ૪. આભ્યંતર અને બાહ્ય અવધિ, ૫. દેશાવધિ, ૬. અવધિની ક્ષય-વૃદ્ધિ, ૭ પ્રતિપાતિ-અપ્રતિપાતી (૧૯૮૧) ષટ્ખંડાગમમાં અવધિજ્ઞાનની ચર્ચા કર્મના આવરણ પ્રસગે કરવામાં આવી છે અને ત્યાં અવધિના અનેક ભેદોની તથા સસ્થાન આદિની ચર્ચા છે (પુ૦ ૧૩, પૃ૦ ૨૮૯–૩૨૮) તેમાં ધ્યાન દેવાની વાત એ છે કે આવશ્યકનિર્યુક્તિની અવધિની ચર્ચાનો જે કાળ છે તે પછીના કાળની ચર્ચા ષટ્ખંડાગમની હોવાનો સંભવ છે; કારણ કે ક્ષેત્રથી જઘન્યાવધિમા આવશ્યકનિર્યુક્તિમાં પણકનુ દૃષ્ટાત છે, જ્યારે પટ્ખંડાગમમા સૂક્ષ્મ નિગોદનુ છે (આવ૦ નિ૦ ૨૯; વિશેષાવશ્યક ૫૮૫; ષટ્ખડાગમ પુ૦ ૧૩, પૃ૦ ૩૦૧). વળી, આવશ્યકનિર્યુક્તિગત ગાથાઓ ગાથાસૂત્રને નામે પણ ષટ્ખડાગમમાં દેખા દે છે (આવશ્યકનિર્યુક્તિ, ગા૦ ૩૧ થી ઘણી ગાથાઓ ષટ્ખડાગમમા છે; પુ૦ ૧૩ ને અતે જુઓ 'ગાથાસુત્તાણિ' નામનુ પરિશિષ્ટ, પૃ૦ ૧૧) ગાથાઓમા પાઠાતરો નજરે પડે છે સભવ છે કે આ ગાથાઓ પ્રાચીન નિર્યુક્તિની હોય, જે આવશ્યકનિર્યુક્તિ અને ષટ્ખડાગમમાં લેવામા આવી હોય.

જૈન આગમોમાં આચારાગ જેવા પ્રાચીન ગ્રથમાં તો અવધિની ચર્ચા, નથી પરંતુ જ્યારથી અગઆગમોમા ઉપાસક જેવા કથાગ્રંથોનો સમાવેશ થયો ત્યારથી તો અવધિજ્ઞાનની ચર્ચા શરૂ

૩ ભગવતીમા આ પદના સૂત્ર ૧૯૮૨ થી આરભ કરી આખું અવધિપદ સમજી લેવાની સૂચના છે ૧૬, ૧૦, ૫૮૧.

થઈ ગઈ છે; અને એ ચર્ચાઓ ઉપરથી જણાય છે કે ઉપાસકને થતા અવધિજ્ઞાનની મર્યાદામા સ્વયં ઇન્દ્રભૂતિને પણ શકા થાય છે, એ આશ્ચર્યજનક ઘટના છે (ઉવાસગદસાઓ – હોર્નલ,૧.૮૪).

આપણે કર્મના પ્રકરણમાં પણ જોયુ કે તેમા એક ઠેકાણે માત્ર પાંચ ઇન્દ્રિયો અને તેથી થતા વિજ્ઞાનના આવરણની ચર્ચા છે, પરંતુ અવધિ આદિ જ્ઞાનો વિષે મૌન સેવાયુ છે. આથી અવધિ આદિ જ્ઞાનોની ચર્ચા જૈન આગમોમાં પછીથી ક્રમે કરી દાખલ થઈ હોય એવો સંભવ રહે છે.

અવધિજ્ઞાનના બે ભેદ છે : એક તો જન્મથી પ્રાપ્ત થતુ અને બીજુ કર્મના ક્ષયોપશમથી મળતું. દેવ-નારકને તો જન્મથી જ હોય છે અને મનુષ્ય અને તિર્યંચ પચેંન્દ્રિયને ક્ષયોપશમિક (૧૯૮૨) હોય છે.

અવધિજ્ઞાનના વિષયની ચર્ચાનો સાર આ પ્રમાણે છે· નારકો ક્ષેત્રની દૃષ્ટિએ જઘન્યથી અડધો ગાઉ અને ઉત્કૃષ્ટ ચાર ગાઉ. પછી એકેકે કરી સાતેય નરકના જીવોના અવધિક્ષેત્રનુ પણ નિરૂપણ છે, તેમા નીચેની નરકમા ઉત્તરોત્તર અવધિક્ષેત્ર ઓછું થતુ જાય છે (૧૯૮૩–૧૯૯૦) ભવનપતિમાં અસુરકુમારનું અવધિક્ષેત્ર જઘન્ય ૨૫ યોજન અને ઉત્કૃષ્ટ અસંખ્યાત દ્વીપ-સમુદ્ર છે; અને બાકીના નાગકુમારાદિનું ઉત્કૃષ્ટ સખ્યાત છે (૧૯૯૧–૯૩) પંચેંદ્રિયતિર્યંચનું અવધિક્ષેત્ર જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ અસખ્યાત દ્વીપસમુદ્ર છે (૧૯૯૪). મનુષ્યનુ ઉત્કૃષ્ટ અવધિક્ષેત્ર અલોકમા પણ લોકપ્રમાણ અસખ્યાત લોક જેટલુ છે (૧૯૯૫). વાણમંતરનુ નાગકુમાર જેમ જ્યોતિકનુ જઘન્ય સંખ્યાત દ્વીપ-સમુદ્રો. વૈમાનિક દેવોના અવધિક્ષેત્રની વિચારણામા વિમાનથી નીચેનો, ઉપરનો અને વિમાનથી તિર્યગ્ ભાગ – એ ત્રણેની દૃષ્ટિ રાખવામા આવી છે. અને જેમ વિમાન ઉપર તેમ તેમનું અવધિક્ષેત્ર વિસ્તૃત. છેવટે અનુત્તરૌપપાતિક દેવ સમગ્ર લોકનાડીને જાણે છે, એમ જણાવ્યુ છે (૧૯૯૬–૨૦૦૭). સૂત્ર ૨૦૦૮–૧૬ માં અવધિ-જ્ઞાનના ક્ષેત્રની અપેક્ષાએ તપ્ર, (હોડી), પલ્લગ, ઝાલર, પડહ જેવા વિવિધ આકાર જણાવ્યા છે. આચાર્યમલયગિરિ એનો સાર એ તારવી આપે છે કે ભવનપતિ અને વ્યંતરને ઉપરના ભાગમા અને વૈમાનિકોને નીચેના ભાગમાં, જ્યોતિષ્ક અને નારકોને તિર્યગ્ દિશામાં વધારે હોય છે એટલે કે વિસ્તૃત હોય છે અને મનુષ્ય તથા તિર્યંચને અવધિનો આકાર વિચિત્ર હોય છે.—ટીકા, પત્ર ૫૪૨.

એ પણ જણાવ્યુ છે કે નારક અને દેવ અવધિક્ષેત્રમા છે, એટલે કે તેમનુ અવધિજ્ઞાન પોતાની ચારે તરફ ફેલાયેલુ હોય છે; તિર્યંચમા તેમ નથી. પણ મનુષ્ય અવધિક્ષેત્રમા પણ છે અને બાહ્ય પણ છે. તાત્પર્ય એમ છે કે અવધિજ્ઞાનનો પ્રસાર પોતે જ્યા હોય ત્યાં હોય તો તે અવધિની અંદર (અંતઃ) ગણાય, પણ પોતાથી વિચ્છિન્ન પ્રદેશમા અવધિનો વિષય હોય તો તે અવધિથી બાહ્ય ગણાય (૨૦૧૭–૨૦૨૧) માત્ર મનુષ્યને જ સર્વાવધિ સંભવે છે, બાકીનાને દેશઅવધિ જ સંભવે (૨૦૨૨–૨૬). નારકાદિમાં આનુગામિક-અનાનુગામિક, વર્ધમાન-હીયમાન, પ્રતિપાતી-અપ્રતિપાતી અને અવસ્થિત-અનવસ્થિત—આ ભેદોનો વિચાર છે (૨૦૨૭–૩૧).

અવધિજ્ઞાનની વ્યાખ્યા પ્રજ્ઞાપનામૂળમાં ક્યાય આપવામા આવી નથી, પણ અન્યત્ર જે અપાઈ છે તે એ છે કે ઇન્દ્રિય કે મનની સહાયતા વિના આત્માને થતુ રૂપી પદાર્થનુ જ્ઞાન તે અવધિજ્ઞાન છે

# ૩૧ મું 'સંજ્ઞિ' પદ : સંજ્ઞીવિચાર

આ પદમા સિદ્ધ સહિત સકલ જીવોનો સજ્ઞી, અસજ્ઞી અને નોસજ્ઞીનોઅસજ્ઞી એ ત્રણ ભેદે વિચાર કર્યો છે. તેમા સિદ્ધો નથી સજ્ઞી કે નથી અસજ્ઞી તેથી તેમની સજ્ઞા નોસજ્ઞીનોઅસજ્ઞી આપવામા આવી છે (૧૯૭૩). મનુષ્યમાં પણ જે કેવળી થયા હોય તે આ બાબતમા સિદ્ધની સમાન જ છે, કારણ કે તેઓ પણ તેમને મન હોવા છતા તેના વ્યાપાર વડે જ્ઞાન પ્રાપ્ત કરતા નથી. અન્ય મનુષ્યો સજ્ઞી અને અસજ્ઞી બન્ને પ્રકારના છે. એકેન્દ્રિયથી માંડી ચતુરિન્દ્રિય સુધીના જીવો અસજ્ઞી છે. નારક, ભવનપતિ, વાણવ્યંતર અને પંચેન્દ્રિયતિર્યંચ સજ્ઞી અને અસજ્ઞી બન્ને પ્રકારના છે. જ્યોતિષ્ક અને વૈમાનિક માત્ર સજ્ઞી જ છે (૧૯૬૫–૭૩).

આ પદને અતે આપેલી ગાથામાં મનુષ્યને પણ સજ્ઞી-અસંજ્ઞી જ કહ્યા છે. પરંતુ સૂત્ર ૧૯૭૦ માં તેમાં ત્રણે પ્રકાર સભવે એમ સ્પષ્ટ કહ્યુ છે. આ માત્ર છદ્મસ્થ મનુષ્યની અપેક્ષાએ વચન હશે એમ સમજવુ જોઈએ.

સજ્ઞાનો અર્થ શો લેવો તે સૂત્રમા સ્પષ્ટ નથી કર્યું, પણ મનુષ્ય અને નારક તથા ભવનપતિ અને વ્યંતરને પણ અસજ્ઞી કહ્યા એટલે મન જેને હોય તે સજ્ઞી એ અર્થ પ્રસ્તુતમા ઘટે નહિ. આથી ટીકાકારને સજ્ઞા શબ્દના બે અર્થ કરવા પડ્યા છે, છતા પણ પૂરુ સમાધાન થતુ નથી. એટલે નારકાદિને સંજ્ઞી કે અસજ્ઞી કહ્યા તેમાં તેના પૂર્વભવમા તે સજ્ઞી કે અસજ્ઞી હતો માટે સંજ્ઞી કે અસજ્ઞી કહ્યા—આવુ સ્પષ્ટીકરણ ટીકાકારને કરવુ પડ્યુ છે (ટીકા, પત્ર ૫૩૪).

આથી સંજ્ઞા શબ્દ ખરેખર કયા અર્થમાં અભિપ્રેત છે તે સંશોધનનો વિષય છે.

આચારાગના પ્રારંભમાં જ વિશેષ પ્રકારના [1]મતિજ્ઞાન માટે—ખાસ કરી આત્માના પૂર્વભવના જ્ઞાનપ્રસગે—'સજ્ઞા' શબ્દ[2] વપરાયો હોય એમ લાગે છે "इहमेगेसि नो सन्ना भवइ, तं जहा पुरत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि" ઇત્યાદિ। દશાશ્રુતસ્કંધમા જ્યા દશ ચિત્તસમાધિ-સ્થાનોનુ વર્ણન છે ત્યાં सण्णिणाणं वा से असमुप्पन्नपुव्वे समुप्पज्जेज्जा अप्पणो पोराणियं जाइं सुमरित्तए"— દશા૦, પાંચમી દશા

ડૉ૦ શુબ્રીગ સપાદિત આવૃત્તિમાં "जाइसरणे वा से" એવો પાઠ છે, પરંતુ આ જ પાઠ સમવાયાગમા ઉદ્ધૃત છે (દશમ સમવાય), ત્યા ઉપર પ્રમાણે પાઠ હોઈ દશાશ્રુતસ્કંધનો મૂળ પાઠ આવો જ હોવો જોઈએ એમ અમારુ માનવુ છે. વળી, આચાર્ય આત્મારામજીની આવૃત્તિ (પૃ૦ ૧૪૮) મા—"सण्णि जाइसरणेणं सण्णिणाणं वा से असमु" એવો પાઠ છે, તે પણ બરાબર જણાતો નથી એ ગમે તે હોય પણ તેમાં પણ सण्णिणाणं એ પાઠ તો છે જ, એટલે અહી 'સજ્ઞા' મતિજ્ઞાનવિશેષના અર્થમાં લેવામાં કાંઈ વાંધો જણાતો નથી અને એ જ્ઞાનનો એક પ્રકાર કાળક્રમે જાતિસ્મરણને નામે ઓળખાયો છે; પણ તે છે તો મતિજ્ઞાનનો જ ભેદ. અને એ મતિજ્ઞાનનો વિશેષ એટલે જે જ્ઞાનમા સ્મરણ–પૂર્વ અનુભવનુ સ્મરણ–જરૂરી હોય તેવુ જ્ઞાન 'સજ્ઞા' શબ્દથી સમજાતુ હતુ. સજ્ઞા–સકેત પછી તે શબ્દરૂપે હોય કે બીજા ચિહ્નરૂપે હોય પણ તેના વડે જ્ઞાન થવામાં સ્મરણ આવશ્યક હોય છે. તેથી જેમાં સ્મરણ આવશ્યક હોય એવા જ્ઞાન-વિશેષને માટે 'સજ્ઞા' શબ્દ પ્રાચીન કાળમા પ્રયુક્ત થતો હોય તો આશ્ચર્ય પામવાનુ નથી

---

૧ આવશ્યકનિર્યુક્તિમા સજ્ઞાને અભિનિબોધ = મતિજ્ઞાન કહ્યુ છે —ગા ૧૨, વિશેષાવશ્યક, ૩૯૪

૨ બૌદ્ધમા 'સઞ્ઞા' શબ્દના પ્રયોગ અને અર્થ માટે જુઓ Pali-English Dictionery (P T S) તથા Buddhist Hybrid Sanskrit Dictionery.

પણ જૈન આગમમાં આ 'સન્ના' શબ્દના અર્થનો વિસ્તાર થયો હોય એમ જણાય છે. અને તેને કારણે ક્યા સન્ના શબ્દનો શું અર્થ લેવો એ એક સમસ્યારૂપ બની જાય છે.

સ્થાનાગમા—"एगा तक्का, एगा सन्ना, एगा मन्ना, एगा विन्नू" (સૂ૦ ૨૯–૩૨) એવો પાઠ આવે છે. એ ઉપરથી પણ જણાય છે કે 'સન્ના' એ નામે કોઈ જ્ઞાન તે કાળે પ્રસિદ્ધ તો હતું જ. સ્થાનાંગમા જ અન્યત્ર સન્નાના ચાર પ્રકાર જણાવ્યા છે આહાર, ભય, મૈથુન, પરિગ્રહ[3] (સ્થા૦ ૩૫૬, સમવાયાગ ૪) વળી, અન્યત્ર સ્થાનાગમા જ સન્નાના દશ ભેદ છે · ૧–૪ ઉપર પ્રમાણે, ૫. ક્રોધ, ૬. માન, ૭ માયા, ૮. લોભ, ૯. લોક, ૧૦ ઓઘ અને આ દશે સન્ના ૨૪ દડકના જીવોમા હોય છે તેમ પણ જણાવ્યુ છે (સ્થા૦ ૭૫૨). આચારાંગનિર્યુક્તિમાં સન્ના વિષે જણાવ્યુ છે—

दव्वे सच्चित्ताई भावे अणुभवणजाणणा सण्णा ।
मति होइ जाणणा पुण अणुभवणा कम्मसंजुत्ता ॥ ३८ ॥

आहार भय परिग्गह मेहुण सुह दुक्ख मोह वितिगिच्छा ।
कोह माण माय लोहे सोगे लोगे य धम्मोहे ॥ ३९ ॥

અને અન્ય પ્રકારે પણ સંજ્ઞા શબ્દનો અર્થ બૃહત્કલ્પભાષ્ય અને વિશેષાવશ્યકભાષ્યમાં કરવામા આવ્યો છે. તેમાં કાલિક, હેતુ અને દષ્ટિવાદોપદેશ—એ ત્રણ સન્નાને આધારે સન્ની-અસન્નીનો વિચાર છે. અને એનો નિષ્કર્ષ એ છે કે શાસ્ત્રમા પ્રાયઃ કાલિક-સન્નાને આધારે સન્ની-અસન્ની એવો વિભાગ કરેલો છે અને તેનું તાત્પર્ય તો સમનસ્ક-અમનસ્કમા છે. બૃહત્૦, ગા૦ ૭૮–૮૭; વિશેષા૦ ૫૦૨–૭

ષટ્ખંડાગમ મૂળમાં માર્ગણાદ્વારમા સન્નીદ્વાર છે પણ સન્નાનો અર્થ શો અભિપ્રેત છે તે જણાવ્યુ નથી. પરતુ મિથ્યાદૃષ્ટિથી લઈ ક્ષીણકષાય-વીતરાગ-છદ્મસ્થ-ગુણસ્થાન સુધીના જીવો સન્ની હોય છે અને એકેન્દ્રિયથી માડી અસન્ની પચેન્દ્રિય સુધીના જીવો અસન્ની છે, એમ જણાવ્યુ છે (પુ૦ ૧, પૃ૦ ૪૦૮) અને સન્ની ક્ષાયોપશમિક લબ્ધિથી, અસન્ની ઔદયિક ભાવથી[4] અને નસન્ની-નઅસન્ની ક્ષાયિક લબ્ધિથી થાય છે, એમ પણ જણાવ્યુ છે (પુ૦ ૭, પૃ૦ ૧૧૧–૧૧૨). આના સ્પષ્ટીકરણમા ધવલામાં જે કહ્યુ છે તે અને પ્રારંભમા સન્નાનો જે અર્થ કર્યો છે તે ઉપરથી સામાન્ય ધારણા એવી બને કે મનવાળા સન્ની,[5] પરંતુ ધવલામા પણ સન્ની શબ્દની બે પ્રકારની વ્યાખ્યા કરવામા આવી છે તે સૂચક છે : सम्यग् जानाति इति संज्ञम्–मनः, तदस्यास्तीति संज्ञी । नैकेन्द्रियादिनाऽतिप्रसङ्ग, तस्य मनसोऽभावात् । अथवा शिक्षाक्रियोपदेशालापग्राही सञ्ज्ञी । उक्तं च—

सिक्खाकिरियुवदेसालावग्गाही मणोवलंवेण ।
जो जीवो सो सण्णी तव्विवरीदो असण्णी दु ॥–पु० १, पृ० १५२.

આ બીજી વ્યાખ્યામા પણ મનનુ આલબન તો સ્વીકૃત છે જ, એટલે તાત્પર્યમા કશો ભેદ પડતો નથી. આચાર્ય પૂજ્યપાદે તત્ત્વાર્થભાષ્યનુ અનુકરણ કરી તત્ત્વાર્થની ટીકામા (૨ ૨૫) સન્નીની જે વ્યાખ્યા આપી છે તે ષટ્ખંડાગમના સન્ની શબ્દના પ્રયોગને ધ્યાનમા લઈને છે; તેનુ તાત્પર્ય એ છે કે 'સંજ્ઞા' શબ્દ અનેક અર્થમા છે તેથી અનિષ્ટની વ્યાવૃત્તિ સારુ સૂત્રમા 'समनस्काः' એવુ વિશેષણ આપ્યુ છે, જેથી સન્નાવાળા છતા જેને મન ન હોય તે સન્ની કહેવાય નહિ, પણ અસંન્ની કહેવાય.

---

૩ મૂલાચાર, શીલગુણાધિકાર, ૩

૪ તુલના કરો બૃહત્કલ્પભાષ્ય, ગા ૮૭

૫ તુલના—"संज्ञिन समनस्का" तत्त्वार्थसूत्र २ २५—તેની વિવિધ દિગબરીય ટીકાઓ સાથે

મૂલાચારમાં ૭ પર્યાપ્તિના વિવેચન પ્રસંગે અસંજ્ઞીને પાંચ અને સંજ્ઞીને ૭ પર્યાપ્તિ કહી છે, તેથી સ્પષ્ટ થાય છે કે જેને મન હોય તે સંજ્ઞી ગણાય.—મૂલાચાર, પર્યાપ્ત્યધિકાર, ૫–૬, ૮૬.

સ્થાનાંગમાં સર્વ જીવોના સંજ્ઞી, અસંજ્ઞી અને નોસંજ્ઞીનોઅસંજ્ઞી—એવા ત્રણ ભેદ બતાવ્યા છે, કારણ કે સિદ્ધોને પણ એમાં ગણી લીધા છે. પરંતુ તેમાંથી સંજ્ઞી કોણ અને અસંજ્ઞી કોણ એ ફલિત થતું નથી (સૂ૰ ૧૬૨). સંસારી જીવમાં ૨૪ દંડકોમાં સંજ્ઞી અને અસંજ્ઞી એ બન્ને ભેદો હોય છે (સ્થા૰ ૭૯, સમવા૰ ૧૪૯), એમ કહ્યું ત્યારે પણ મનવાળા સંજ્ઞી એવું સિદ્ધ થતું નથી, કારણ કે એકેન્દ્રિયાદિમાં તો મન નથી જ, છતાં તેમાં પણ સંજ્ઞી-અસંજ્ઞી એ બન્ને ભેદ જણાવ્યા. અને જ્યાં મન અવશ્ય હોય છે તેવા નારકાદિમાં પણ સંજ્ઞી-અસંજ્ઞી એવા બન્ને ભેદ જણાવ્યા છે.

આ ઉપરથી એક વાત નક્કી થાય છે કે પર્યાપ્તિનો વિચાર થયો તે પહેલાં જ સંજ્ઞાનો વિચાર થઈ ગયો હતો. તેથી પર્યાપ્તિના વિચાર સાથે એ સ્પષ્ટ થયું કે સંજ્ઞા અને મન એ બન્ને જેને હોય તેને જ સંજ્ઞી કહેવા.

સંજ્ઞી-અસંજ્ઞીની સમસ્યાનું સમાધાન કરવાનો પ્રયત્ન વાચક ઉમાસ્વાતિએ તત્ત્વાર્થસૂત્રમાં કર્યો છે. તેમણે સૂત્ર બનાવ્યું છે કે—"संज्ञिनः समनस्काः (૨.૨૫); અર્થાત્ સંજ્ઞી જીવો મનવાળા હોય છે. અને ભાષ્યમાં તેમણે સ્પષ્ટીકરણ કર્યું કે પ્રસ્તુતમાં સંજ્ઞી શબ્દથી તે જ જીવો અભિપ્રેત છે, જેને સંપ્રધારણ સંજ્ઞા હોય. અર્થાત્ માત્ર સંપ્રધારણ સંજ્ઞાવાળા જીવોને મન હોય છે, અન્યને નહિ. સંપ્રધારણ સંજ્ઞાની વ્યાખ્યા કરી છે કે—"ईहापोहयुक्ता गुणदोषविचारणात्मिका सम्प्रधारण-सञ्ज्ञा।"— તત્ત્વાર્થભાષ્ય ૨. ૨૫. આહારાદિ સંજ્ઞાને કારણે જે સંજ્ઞી કહેવાય તેવા જીવો અહીં અભિપ્રેત નથી, એટલે કે મન તો તે જ સંજ્ઞી જીવોને હોય, જેઓ સંપ્રધારણ સંજ્ઞાને કારણે સંજ્ઞી કહેવાતા હોય.

## ૩૨મું 'સંયમ' પદ : સંયમવિચાર

સંયત, અસંયત, સંયતાસંયત અને નોસંયતનોઅસંયતનોસંયતાસંયત—એવા સંયમના ચાર ભેદોનો વિચાર સકલ જીવોમાં કરવામાં આવ્યો છે. તેનો સાર એ છે કે નારક, એકેન્દ્રિયથી માંડી ચતુરિન્દ્રિય જીવો, વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક એ અસંયત હોય છે. પંચેન્દ્રિય તિર્યંચ અસંયત અને સંયતાસંયત હોય છે મનુષ્યમાં પ્રથમ ત્રણ પ્રકાર છે, પણ સિદ્ધોમાં સંયમનો ચોથો પ્રકાર નોસંયતનોઅસંયતનોસંયતાસંયત છે (૧૯૭૪–૮૦). પદને અંતે આપેલ ગાથામાં સિદ્ધનો વિચાર નથી. ષટ્ખંડાગમનાં ૧૪ માર્ગણાદ્વારમાં પણ એક દ્વાર સંયમ છે. આથી સંયમને આધારે જીવોનો વિચાર કરવાની પદ્ધતિ મહત્ત્વ ધરાવે છે, એમ કહી શકાય. ષટ્ખંડાગમમાં સંયમદ્વારમાં સામાયિકશુદ્ધિસંયત, છેદોપસ્થાપનશુદ્ધિસંયત, પરિહારશુદ્ધિસંયત, સૂક્ષ્મસંપરાયશુદ્ધિસંયત, યથાખ્યાત-વિહારશુદ્ધિસંયત, સંયતાસંયત અને અસંયત—એવા ભેદો કરીને ૧૪ ગુણસ્થાનોમાં તેનો વિચાર છે, પુ૰ ૧, પૃ૰ ૩૬૮.

*

# ૩૪ મું 'પ્રવિચારણા' પદ : પરિચારણા (મૈથુનવિચાર)

પ્રજ્ઞાપનાના પ્રારંભમા જ્યાં વિષયસૂચી આપી છે, ત્યાં પ્રસ્તુત પદ માટે 'पवियारण' (प्रविचारण) શબ્દનો પ્રયોગ કર્યો છે અને તે જ શબ્દ આચાર્ય ઉમાસ્વાતિના 'પ્રવીચાર' શબ્દનું મૂળ જણાય છે (તત્ત્વાર્થસૂત્ર ૪.૮) પરંતુ પ્રસ્તુત પદના પ્રારભમા જ્યાં દ્વારો બતાવ્યાં છે ત્યાં 'परियारणा' (૨૦૩૨) અને મૂળમાં પણ 'परियारणया' (परिचारणता) (૨૦૩૩) એવો પાઠ છે. અને એ દ્વારની ચર્ચા પ્રસંગે 'परियारणा'[1] 'परिचारणा' (૨૦૫૨) શબ્દનો પ્રયોગ મળે છે. ઉપરાંત, 'सपरियारा' (सपरिचाराः), 'अपरियारा' (अपरिचाराः) (૨૦૫૧), कायपरियारणा (कायपरिचारणा), फासपरियारणा, रूवपरियारणा, सद्दपरियारणा, मणपरियारणा (૨૦૫૨) જેવા પ્રયોગો મળે છે. તેથી જણાય છે કે पवियारण, परियारणया અને परियारणा એ ત્રણે શબ્દો એક જ અર્થ માટે વપરાયા છે. પરંતુ વધારે વપરાશ 'परियारणा' એ રૂપનો છે; 'पवियारणा' નો પ્રયોગ માત્ર પ્રારંભમા અને અતે છે (पवियारणापयं समत्तं). ઉપનિષદોમાં 'परिचार' નો પ્રયોગ મૈથુનસેવનના અર્થમાં મળે છે—इमा रामाः सरथाः सतूर्या न हीदृशा लम्भनीया मनुष्यैः। आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व नचिकेतो मरणं मानुप्राक्षीः। कठोप० १.२५. પાલિમાં 'परिचरण', 'परिचरति', 'परिचारणा', 'परिचारेति' જેવા પ્રયોગો છે—જુઓ પાલિકોષ (P.T S). બૌદ્ધ સસ્કૃત ગ્રથોમા 'परिचरणा', 'परिचर्या', 'परिचारणा', 'परिचारयति', 'परिचारेति' જેવા શબ્દો મળે છે. ઉપરાત 'प्रविचार', 'प्रविचारण', 'प्रविचारणा', 'प्रविचारयति', 'प्रविचारेति' આદિ પ્રયોગો પણ જોવા મળે છે. અને તે બધા પ્રયોગો પ્રજ્ઞાપનાના પ્રસ્તુત પદમાં જે અર્થ અભિપ્રેત છે, તે અર્થ માટે પણ જોવા મળે છે. એટલે કહી શકાય કે ક્રીડા, રતિ, ઇન્દ્રિયોના કામભોગ અને મૈથુન માટે સસ્કૃતમા [2]प्रवीचार અથવા प्रविचारणा અને પ્રાકૃતમાં परियारणा અથવા पवियारणा શબ્દનો પ્રયોગ થયો છે. પરિચારણા ક્યારે કોને સભવે અને કયા પ્રકારની હોય, એ વિષયની મુખ્ય ચર્ચા પ્રસ્તુત પદમા દંડકોને આધારે કરી છે. તેમાં નારકોની બાબતમાં કહ્યુ છે કે તેઓ ઉપપાત-ક્ષેત્રમાં આવીને તરત જ આહાર લેવાનુ શરૂ કરે છે, એટલે તેમના શરીરની નિષ્પત્તિ થાય છે, એટલે ચારે તરફથી પુદ્ગલોનુ ગ્રહણ શરીરના અગોપાગથી શરૂ કરે છે અને તે તે પુદ્ગલોને શરીરની ઇન્દ્રિયાદિ રૂપે પરિણત કરતા થઈ જાય છે. આમ ઇન્દ્રિયો પુષ્ટ થયે તેઓ પરિચારણા શરૂ કરે છે, એટલે કે શબ્દાદિ બધા વિષયોનો ઉપભોગ શરૂ કરે છે અને પરિચારણા કર્યા પછી જ વિકુર્વણા–નાના રૂપ ધારણ કરવાની પ્રક્રિયા–શરૂ કરે છે (૨૦૩૩). પરંતુ દેવોમા આ ક્રમમાં ભેદ એ છે કે વિકુર્વણા કર્યા પછી પરિચારણા છે (૨૦૩૪, ૨૦૩૭). એકેન્દ્રિયોમાં પરિચારણાનો ક્રમ નારક જેમ છે, પણ તેમાં વિકુર્વણા નથી પરંતુ વાયુકાયમાં વિકુર્વણા છે. દ્વીન્દ્રિય-ત્રીન્દ્રિય-ચતુરિન્દ્રિયમા એકેન્દ્રિય જેમ (૨૦૩૫–૩૬) પરિસ્થિતિ છે. પચેન્દ્રિયતિર્યંચ અને મનુષ્યમાં નારક જેમ સમજવુ (૨૦૩૬).

પ્રસ્તુત પ્રકરણમા પ્રાસગિક[3] ચર્ચા એ પણ કરવામાં આવી છે કે જીવોમા આહારનુ ગ્રહણ આભોગનિર્વર્તિત હોય છે કે અનાભોગનિર્વર્તિત? એકેન્દ્રિય સિવાયના બધા જીવો આભોગ-

---

૧ આને માટે પાઠાંતર છે—'परियारणया' પૃ. ૪૨૧, ટિ૦ ૧

૨. "कायप्रवीचारो नाम मैथुनविषयोपसेवनम्" तत्त्वार्थभाष्य, ४.८, "प्रवीचारो मैथुनोपसेवनम्" सर्वार्थसिद्धि, ४ ७.

૩. આ ચર્ચા ખરી રીતે આહારપદમા આવવી જોઈતી હતી, પણ આ પદમા આવી છે તેથી તેને પ્રાસંગિક કહી છે

નિર્વતિત અને અનાભોગનિર્વર્તિત આહાર લે છે. પરંતુ એકેન્દ્રિયમા માત્ર અનાભોગનિર્વર્તિત જ છે (૨૦૩૮–૩૯). પ્રસ્તુતમાં આભોગનિર્વર્તિતનો અર્થ ટીકાકાર "मनःप्रणिधानपूर्वमाहारं गृह्णन्ति" —(પત્ર ૫૪૫) એવો કરે છે અને એકેન્દ્રિય વિષે સ્પષ્ટ કરે છે કે "एकेन्द्रियाणामतिस्तोका-पटुमनोद्रव्यलब्धिसम्पन्नत्वात् पटुतर आभोगो नोपजायते इति तेषा सर्वदाऽनाभोगनिर्वर्तित एव आहारो न पुनः कदाचिदप्याभोगनिर्वर्तितः"—(પત્ર ૫૪૫).

આમા આચાર્ય મલયગિરિ અપટુ પણ મન એકેન્દ્રિયને હોય છે–એવું લખે છે તે મનોલબ્ધિ બધા જીવોમાં છે એવી માન્યતાને આધારે છે. પરંતુ ખરી વાત તો એવી જણાય છે કે જીવો પોતાની ઇચ્છાપૂર્વક અને પોતાના ઉપયોગપૂર્વક આહાર લે તે આભોગનિર્વર્તિત અને ઇચ્છા ન હોય છતાં લોમાહાર વગેરે અન્ય પ્રકારના આહારનું સતત ગ્રહણ થયા કરે છે તે અનાભોગ-નિર્વર્તિત કહેવાય.

આહારપદમાં આભોગનિર્વર્તિત આહારની ચર્ચા છે, તેને આધારે આવો અર્થ કરી શકાય (૧૭૯૬, ૧૮૦૬ આદિ), પરંતુ મનઃપ્રણિધાનની વાત, જે આચાર્ય મલયગિરિએ લખી છે, તેનો સમન્વય કેવી રીતે કરવો એ એક પ્રશ્ન છે. કારણ કે જેમ એકેન્દ્રિયને અપટુ મન છે, તેમ દ્વીન્દ્રિયથી માડી ચતુરિન્દ્રિય સુધી પણ અપટુ મન જ છે; તો એકેન્દ્રિયમા જ કેમ અનાભોગ અને બીજામાં કેમ નહિ, એ પ્રશ્નનુ સમાધાન થતુ નથી. એમ લાગે છે કે રસનેન્દ્રિયવાળા પ્રાણીને મુખ હોય છે તેથી તેને ખાવાની ઇચ્છા થતી હોઈ તે બધામાં આભોગનિર્વર્તિત આહાર માન્યો હોય અને રસનેન્દ્રિય વિનાનાને અનાભોગનિર્વર્તિત માન્યો હોય એમ બને

આહારમાં લેવાના પુદ્ગલો વિષે ચર્ચા છે કે આહાર કરનાર તે પુદ્ગલોને જાણે છે, દેખે છે કે જાણતો-દેખતો નથી?—તેના વિષેના વિકલ્પો કર્યા છે તેનો સાર આ પ્રમાણે છે—(૨૦૪૦–૪૬).

| | | જાણે | દેખે | ન જાણે | ન દેખે |
|---|---|---|---|---|---|
| નારક, ભવનવાસી, વાણવ્યંતર, જ્યોતિષ્ક | | ૦ | ૦ | ,, | ,, |
| એકેન્દ્રિયથી ત્રીન્દ્રિય | | ૦ | ૦ | ,, | ,, |
| ચતુરિન્દ્રિયમા— | ૧ કેટલાક | ૦ | ,, | ,, | ૦ |
| | ૨. ,, | ૦ | ૦ | ,, | ,, |
| પચેન્દ્રિયતિર્યંચ, | ૧. કેટલાક | ,, | ,, | ૦ | ૦ |
| તથા મનુષ્ય | ૨. ,, | ,, | ૦ | ૦ | ,, |
| | ૩ ,, | ૦ | ,, | , | ૦ |
| | ૪. ,, | ૦ | ૦ | ,, | ,, |
| વૈમાનિક— | ૧ ,, | ,, | ,, | ૦ | ૦ |
| | ૨. ,, | ૦ | ૦ | ,, | ,, |

અધ્યવસાનસ્થાનોની પણ પ્રાસગિક ચર્ચા પ્રસ્તુત પદમાં છે પ્રશસ્ત અને અપ્રશસ્ત એવાં અધ્યવસાનસ્થાનો ૨૪ દંડકના જીવોમા અસખ્યાત પ્રકારના હોય છે એમ જણાવ્યુ છે (૨૦૪૭–૪૮). આટલી જ હકીકત પ્રજ્ઞાપનામાં છે, પરંતુ આ વિષે પટ્ખંડાગમમા વિસ્તૃત ચર્ચા જોવા મળે છે. કર્મના સ્થિતિબધનાં અધ્યવસાનસ્થાનોની ચર્ચા માટે પ્રથમ ચૂલિકામા ઘણો વિસ્તાર છે; તેમા ખાસ કરી સર્વસ્તોકબધસ્થાનના સ્વામીથી માડી સર્વોત્કૃષ્ટબંધનુ સ્થાન કોને,

જીવોમાં સકલેશ અને વિશુદ્ધિનુ તારતમ્ય, અલ્પબહુત્વ આદિની ચર્ચા છે (પુ૦ ૧૧, પૃ૦ ૧૩૯). બીજી ચૂલિકા તો સ્થિતિબંધના અધ્યવસાયસ્થાનોની પૂરી ચર્ચા માટે જ છે (પુ૦ ૧૧, પૃ૦ ૩૦૮). આ પછી પણ ભાવવિધાન નામના પ્રકરણમાં બે ચૂલિકા છે, જેમાં એકમા ઉપશમ અને ક્ષપક-શ્રેણીનું તારતમ્ય (પુ૦ ૧૨, પૃ૦ ૮૦) અને બીજીમાં અનુભાગબધનાં અધ્યવસાયસ્થાનોની વિસ્તૃત ચર્ચા છે (પુ૦ ૧૨, પૃ૦ ૮૭).

પરિચારણાદ્વારમાં દેવોની બાબતમા પરિચારણાની દૃષ્ટિએ આ પ્રમાણે ચાર વિકલ્પોનો સંભવ બતાવ્યો છે (૨૦૫૧) :

| | | | |
|---|---|---|---|
| ૧ | દેવો | સદેવી | સપરિચાર |
| ૨. | ,, | ,, | અપરિચાર |
| ૩. | ,, | અદેવી | સપરિચાર |
| ૪. | ,, | ,, | અપરિચાર |

પરંતુ જણાવ્યું છે કે એવુ બનતું નથી કે દેવ સદેવી હોય છતાં પણ અપરિચાર હોય, એટલે કે ઉક્ત ચારમાથી બીજો વિકલ્પ સભવતો નથી (૨૦૫૧). આનું સ્પષ્ટીકરણ એ છે કે ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિકોમાંથી પ્રથમનાં બે વિમાનો—સૌધર્મ અને ઈશાન—માં દેવીઓ હોય છે તેથી તે સૌમા પ્રથમ વિકલ્પ છે; એટલે કે તેમા કાયિક પરિચારણા છે–દેવદેવીનું મૈથુન હોય છે (૨૦૫૨). સનત્કુમારથી માડી અચ્યુતકલ્પ સુધીનાં વિમાનોમાં માત્ર દેવો જ હોય છે, દેવી હોતી નથી, તેથી તેમાં ત્રીજો વિકલ્પ છે એટલે કે તે વિમાનોમા દેવીઓ નથી છતાં પરિચારણા છે (૨૦૫૧) પરતુ ગ્રૈવેયક અને અનુત્તર વિમાનોમા દેવી પણ નથી અને પરિચારણા પણ નથી. તેથી તેમાં ચોથો વિકલ્પ છે (૨૦૫૧)[4]

દેવી નથી છતા પરિચારણા કેમ સભવે તેનુ સ્પષ્ટીકરણ એ છે કે (૨૦૫૨) :

૧. સનત્કુમાર-માહેન્દ્રકલ્પમાં સ્પર્શપરિચારણા.
૨. બ્રહ્મલોક-લાતકકલ્પમાં રૂપપરિચારણા.
૩. મહાશુક્ર-સહસ્રારમા શબ્દપરિચારણા.
૪. આણત-પ્રાણત-આરણ-અચ્યુતકલ્પમા મન·પરિચારણા.

કાયપરિચારણામાં જ્યારે દેવોને 'ઇચ્છામન' ની ઉત્પત્તિ–એટલે કે કાયપરિચારણાની ઇચ્છા–થાય છે, ત્યારે દેવીઓ–અપ્સરાઓ મનોરમ રૂપ, ઉત્તરવૈક્રિય શરીર ધારણ કરીને હાજર થાય છે (૨૦૫૨ [૨]) અહી 'ઇચ્છામન' શબ્દ ધ્યાન દેવા જેવો છે. આથી સ્પષ્ટ થાય છે કે હજી મનની બાબતની સ્પષ્ટ કલ્પના નિશ્ચિત થઈ ન હતી. પરિચારણા સમાપ્ત થયે ઇચ્છામન ચાલ્યુ જાય છે.

અપ્સરાઓ સાથે દેવોની કાયપરિચારણાનુ ટીકામા સ્પષ્ટીકરણ કર્યું છે કે મનુષ્ય જેમ જ મૈથુનસેવન (ટી૦ પત્ર ૫૪૯, ૫૫૦). મૂળમાં એ પણ જણાવ્યુ છે કે એ દેવોમા શુક્રના પુદ્ગલો હોય છે અને તે અપ્સરામા જઈને પાચ ઇન્દ્રિયોરૂપે પરિણમે છે અને અપ્સરામા રૂપ-લાવણ્યના વર્ધક પણ બને છે. અહી એ ધ્યાન દેવા જેવુ છે કે આમા પણ પાચ ઇન્દ્રિયોનો ઉલ્લેખ છે, મનનો નથી (૨૦૫૨ [૨]) અહી એ પણ જાણવુ જરૂરી છે કે દેવના એ શુક્રથી અપ્સરામાં

---

૪ આ દેવોમા પરિચારણા નથી, છતા તેમને બ્રહ્મચારી ન કહેવાય, કારણ કે તેમનામા ચારિત્રપરિણામ નથી. –ટી૦, પત્ર ૫૪૯.

ગર્ભાધાન થતુ નથી,[૫] કારણ કે દેવોને વૈક્રિયશરીર છે અને તેની ઉત્પત્તિ ગર્ભમાં નથી પણ ઔપપાતિક છે.

જ્યાં સ્પર્શાદિથી પ્રવિચારણા હોય છે તે તે દેવલોકમા દેવી નથી હોતી, પણ જ્યારે ઇચ્છા થાય છે ત્યારે અપ્સરાઓ વિકુર્વણા કરીને હાજર થાય છે[૬]. અને તે દેવો અનુક્રમે સ્પર્શાદિથી જ સંતુષ્ટિ અનુભવે છે (૨૦૫૩[૫]); તે જ તેમની પરિચારણા છે. તે દેવોમા પણ શુક્રવિસર્જન છે, પરતુ ટીકાકારે ખુલાસો કર્યો છે કે "पुद्गलसक्रमो दिव्यप्रभावादवसेयः" અર્થાત્ દેવ-દેવીનો સપર્ક નહી છતાં દેવીમા દૈવી પ્રભાવને ક્રમે શુક્રસંક્રમણ થાય છે અને તેનું પરિણમન પણ તેમના રૂપ-લાવણ્યમાં વૃદ્ધિકારક બને છે (ટી૦ પત્ર ૫૫૧).

આરણથી માંડીને માત્ર મનપરિચારણા છે અને તેથી તે તે દેવોની પરિચારણાની ઇચ્છા થયે દેવીઓ પોતાને સ્થાને રહીને જ મનોરમ શૃંગાર ધારણ કરે છે અને તે તે દેવો પોતાને સ્થાને રહ્યા રહ્યા જ મનઃસતુષ્ટિ મેળવે છે (૨૦૫૨[૬]). અને દેવીઓ પણ પોતાને સ્થાને રહી રહી રૂપ લાવણ્યવતી બની જાય છે.

અંતે દેવોનું પરિચારણાની દૃષ્ટિએ અલ્પબહુત્વ વિચારાયુ છે; તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિગત ક્રમ આવો છે : અપરિચારકો, મનઃપરિચારકો, શબ્દપરિચારકો, રૂપપરિચારકો, સ્પર્શપરિચારકો, કાયપરિચારકો (૨૦૫૩).

પરંતુ પરિચારણામાં ઉત્તરોત્તર સુખની વૃદ્ધિની દૃષ્ટિએ આથી ઊલટો ક્રમ છે; સૌથી ઓછું સુખ કાયપરિચારણામાં, પણ સૌથી વધારે સુખ અપરિચારણાવાળા દેવોમાં છે. (ટી૦ પત્ર ૫૫૨).

*

## ૩૫ મું 'વેદના' પદ : જીવોની વેદના

[૧]દંડકોમાં જીવોને નાના પ્રકારની વેદનાનો જે અનુભવ થાય છે, તેની ચર્ચા આ પદમાં છે. વેદનાના અનેક રીતે પ્રકારો બતાવવામા આવ્યા છે, તે આ પ્રમાણે છે :

(૧) શીત, ઉષ્ણ, શીતોષ્ણ (૨૦૫૫).
(૨) દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ (૨૦૬૬).
(૩) શારીરિક, માનસિક, શારીરિક-માનસિક (૨૦૬૩).
(૪) સાતા, અસાતા, સાતાસાતા (૨૦૬૬).
(૫) દુ ખા, સુખા, અદુઃખા-અસુખા (૨૦૬૯).
(૬) આભ્યુપગમિકી, ઔપક્રમિકી (૨૦૭૨).
(૭) નિદા, અનિદા (૨૦૭૭)[૨].

---

૫ "केवलं ते वैक्रियगरीरान्तर्गता इति न गर्भाधानहेतव "— ટી૦, પત્ર ૫૫૦.

૬ આમ સહસ્રાર સુધી દેવીઓ જાય છે અને કયા સુધી કેટલા આયુવાળી દેવીઓ જાય તે માટે જુઓ ટીકા, પત્ર ૫૫૨ અ

૧ જુદા જુદા નરકો સંબધી વેદના વિષે સૂ ૨૦૫૭ ની ટીકામા—एतावत्सूत्र चिरन्तनेष्वविप्रतिपत्त्या श्रूयते। केचिदाचार्या पुनरेतद्विषयमधिकमपि सूत्रं पठन्ति ततस्तन्मतमाह"—આચાર્ય મલયગિરીએ આ પ્રમાણે કહ્યું છે. ટીકા, પત્ર ૫૫૫

૨. ભગવતી, ૧૯ ૫ ૬૫૬ મા આ જ બાબત છે અને તે માટે પ્રજ્ઞાપનાની ભલામણ છે. અહીં મલયગિરિ કહે છે—'निदानिदादिगतस्तु विशेषो न सङ्गृहीतो विचित्रत्वात् सूत्रगते '—પત્ર ૫૫૪

ષટ્ખંડાગમમા વેદનાખંડ ચોથો છે તે પુ. ૯થી શરૂ થાય છે તેમા કર્મપ્રકૃતિનું વિવરણ ૨૪ અનુયોગદ્વારો વડે કરવામા આવ્યુ છે. તેમાં બીજું દ્વાર 'વેદના' નામે છે. તે 'વેદના' દ્વારનું વિવરણ પુસ્તક ૧૦માં છે. અને તે વેદનાનુ વિવરણ ૧૬ અનુયોગદ્વારો વડે કરવામા આવ્યુ છે. તેમાં પ્રજ્ઞાપનાગત વેદનાનો બીજો પ્રકાર, જે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ–એ રૂપે છે, તેનુ વિસ્તારથી વિવરણ એ જ નામનાં ચાર દ્વારો વડે કરવામાં આવ્યુ છે. (પુ. ૧૦, પૃ. ૧,૧૮; પુ. ૧૧, પૃ. ૧, ૭૫; પુ. ૧૨, પૃ. ૧). વેદનાના સ્વામીની ચર્ચા પ્રજ્ઞાપનામા દંડકોને આધારે કરી છે, જ્યારે ષટ્ખંડાગમમાં સ્વામિત્વનો વિચાર નયદૃષ્ટિએ 'સ્યાત્' શબ્દના યોગ વડે ભંગોમાં કર્યો છે (પુ૦ ૧૨, પૃ૦ ૨૯૪) ઉપરાત, દ્રવ્ય આદિ દ્વારોમા સ્વામિત્વનો વિચાર છે જ (પુ૦ ૧૦, પૃ૦ ૨૬૮; પુ૦ ૧૧, પૃ૦ ૧૧, ૧૩૨; પુ૦ ૧૨, પૃ૦ ૧૨).

એમ લાગે છે કે કર્મના વિપાકનો પૂરો વિચાર નિશ્ચિત રૂપ ધારણ કરે તે પહેલા તેનો વિચાર 'વેદના' નામે થતો હતો અને એ 'વેદના' વિષે જે વિવિધ વિચારણાઓ પ્રાચીનોએ કરી હતી તેનો સંગ્રહ પ્રસ્તુત પદમા છે. આ માટે વિશેષ રૂપે ભગવતી ૩ ૩ જોવુ, જ્યાં ક્રિયા અને વેદનાનો વિચાર છે. અને વળી જુઓ, ભગવતી ૭ ૬ (ભગવતીસાર, પૃ૦ ૪૮૧); ૧૯ ૩; ૧૯.૪; ૧૯.૫; ૬.૧; ૧૬.૪ (ભગવતીસાર, પૃ૦ ૪૬–૫૦).

વેદનાના પ્રકારોમા નિદા-અનિદા એ પ્રકાર વિષે આચાર્ય અભયદેવ ભગવતીની ટીકામા જે સ્પષ્ટીકરણ કરે છે તે આ છે—"नियतं दानं शुद्धिर्जीवस्य 'दैप् शोधने' इति वचनात् निदा ज्ञानमाभोगः—इत्यर्थः। तद्युक्ता वेदनाऽपि निदा–आभोगवतीत्यर्थः।—ભગવતીટીકા, ૧૬. ૫. ૬૫૬. પૃ૦ ૭૬૯.

અને આચાર્ય મલયગિરિએ તેનુ વિવરણ આ પ્રમાણે કર્યું છે: "नितरा निश्चितं वा सम्यक् दीयते चित्तमस्यामिति निदा, बहुलाधिकारात् 'उपसर्गादात' इत्यधिकरणे घञ्, सामान्येन चित्तवती–सम्यग्विवेकवती वा इत्यर्थः।" ટીકા, પત્ર ૫૫૭.

'णिदा' ને પાઇઅસદ્દમહણ્ણવોમાં દેશ્ય શબ્દ જણાવ્યો છે.

શીતોષ્ણ વેદના વિષે ટીકાકારે શકા કરી છે કે ઉપયોગ ક્રમિક છે તો શીત અને ઉષ્ણ એ બન્નેનો યુગપદનુભવ કેવી રીતે થાય? એનું સ્પષ્ટીકરણ એ કર્યું છે કે વસ્તુત. ઉપયોગ ક્રમિક જ છે. પણ શીઘ્ર સચારને કારણે અનુભવમા ક્રમ નથી જણાતો તેથી તે અપેક્ષાએ સૂત્રમા શીતોષ્ણની વેદના યુગપદ્ સમજવી.—ટી૦ પત્ર ૫૫૫. આ જ ન્યાય શારીરિક-માનસિક સાતાસાતા વિષે પણ છે. પત્ર ૫૫૬ अ, ૫૫૬ ब.

અદુ ખા-અસુખા વેદનાનો અર્થ ટીકામા છે—સુખદુ ખાત્મિકા એટલે કે જેને સુખ સજ્ઞા ન આપી શકાય, કારણ કે એમા દુ ખનો પણ અનુભવ છે; અને દુ ખ સજ્ઞા પણ ન આપી શકાય, કારણ કે એમા સુખનો પણ અનુભવ છે—એવી વેદના. પત્ર ૫૫૬.

સાતા-અસાતા અને સુખ-દુ ખ, એમાં શો ભેદ છે?—આ પ્રશ્નનો ટીકાકાર ઉત્તર આપે છે કે વેદનીય કર્મનાં પુદ્ગલોનો ક્રમપ્રાપ્ત ઉદય થવાથી જે વેદના થાય તે સાતા-અસાતા, પરંતુ જ્યારે બીજો કોઈ ઉદીરણા કરે અને જે સાતા-અસાતાનો અનુભવ થાય તે સુખ-દુ ખ કહેવાય. ટી૦ પત્ર ૫૫૬.

પોતે જે શરીરપીડાને સ્વીકારે તે આભ્યુપગમિકી, જેમ કે કેશના લોચ આદિથી થતી પીડા. કર્મના ઉદીરણાકરણ વડે વેદનીયનો ઉદય કરવાથી થતી પીડા તે ઔપક્રમિકી. ટીકા, પત્ર ૫૫૬.

પ્રસ્તુતમાં પણ નારકીને સન્ની અને અસની બન્ને પ્રકારના જણાવ્યા છે અને સન્નીને નિદા વેદના અને અસન્નીને અનિદા વેદના જણાવી છે, તે ધ્યાનમાં લેવા જેવુ છે (૨૦૭૮).

પટ્ખંડાગમમા સાતા-અસાતા એવા વેદનીયના ભેદોને આધારે વિપાકની ચર્ચા છે, પરંતુ વેદના-વિધાન પ્રકરણમા નયોની અપેક્ષાએ વેદનાનું વર્ણન કરવાને પ્રસગે—बज्झमाणिया वेयणा, उदिण्णा वेयणा, उवसंता वेयणा—એ પ્રકારો પણ કહ્યા છે અને તેને લઈ અનેક ભંગો થાય છે. પુ૦ ૧૨, પૃ૦ ૩૦૪–૩૬૩.

+

## ૩૬ મું 'સમુદ્ઘાત'પદ : સમુદ્ઘાતવિચારણા[1]

પટ્ખંડાગમમાં સ્વતંત્ર રીતે સમુદ્ઘાતની ચર્ચા નથી. એટલે કે પ્રસ્તુતમાં પ્રજ્ઞાપનામા જેમ 'સમુદ્ઘાત સાત છે' એવો નિર્દેશ કરી તેની વિવિધ રીતે ચર્ચા દંડકોમાં છે, તેવુ પટ્ખંડાગમમાં નથી. પણ માર્ગણાદ્વારોમા જ્યા ક્ષેત્ર[2] અને સ્પર્શની ચર્ચાનો પ્રસગ છે ત્યાં સમુદ્ઘાતની અપેક્ષાએ તે બન્નેનો વિચાર જોવા મળે છે; અને તેમા પણ સામાન્ય સમુદ્ઘાતની વાત છે, કોઈ વિશેપ સમુદ્ઘાતની અપેક્ષાએ તે ચર્ચા નથી.—પુ૦ ૭, પૃ૦ ૨૯૯, ૩૬૯. આ ઉપરાંત પટ્ખંડાગમમાં પ્રાસગિક રીતે 'वेयणसमुग्घाद', '[3]मारणंतियसमुग्घाद' 'केवलिसमुग्घाद'—આ ત્રણ પ્રકારનો ઉલ્લેખ મળે છે.—પુ૦ ૧૨, પૃ૦ ૪૯૮, ૪૯૯, ૫૦૬, ૫૦૭.

પ્રજ્ઞાપનામાં વેદના, કષાય, મરણ, વૈક્રિય, તૈજસ, આહારક અને કેવલી આ સાત સમુદ્ઘાતો ગણાવ્યા છે (૨૦૮૫, ૨૦૮૬), પરતુ તેમની કોઈ વ્યાખ્યા આપી નથી. વળી, માત્ર કપાય-સમુદ્ઘાતના ચાર ભેદો ક્રોધ, માન, માયા, લોભ સમુદ્ઘાત જણાવ્યા છે (૨૧૩૩). વળી, પ્રથમના છની સામાન્ય સજ્ઞા છે—છદ્મસ્થના સમુદ્ઘાતો (૨૧૪૭). તે છાદ્મસ્થિક સમુદ્ઘાતોનો દંડકોમાં વિચાર છે (૨૧૪૮–૫૨).

સમુદ્ઘાત શબ્દની વ્યાખ્યા આચાર્ય મલયગિરિએ આપી છે કે તે તે વેદના આદિના અનુભવરૂપ પરિણામો સાથે આત્માનો એકીભાવ, અર્થાત્ તદિતર પરિણામોમાંથી વિરત થઈ તે તે વેદનીયાદિ કર્મના ઘણા પ્રદેશોને ઉદીરણા વડે વહેલાં ઉદયમાં લાવી ભોગવી તેમની નિર્જરા કરવી તે, અર્થાત્ આત્માથી ખંખેરી નાખવા તે.—ટીકા, પત્ર ૫૫૯. તેમા કયા કર્મને લઈને કયો સમુદ્ઘાત છે તેનુ વિવરણ આ પ્રમાણે છે :

૧. વેદનાસમુદ્ઘાતમા અસદ્વેદનીય કર્મની નિર્જરા.
૨. કપાયસમુદ્ઘાતમાં કપાયમોહનીયની નિર્જરા
૩ મારણાન્તિક સમુદ્ઘાતમા આયુકર્મની (અતિમ અંતર્મુહૂર્ત શેપ હોય ત્યારે).
૪. વૈક્રિયસમુદ્ઘાતમાં વૈક્રિયશરીરનામકર્મની.

---

૧. આ વિષે જુઓ સ્થાનાગ-સમવાયાગ, પૃ૦ ૩૮૮–૮૯, ભગવતી ૨ ૨, ભગવતીસાર, પૃ૦ ૯૨–૯૫ કેવલિસમુદ્ઘાત માટે જુઓ વિશેષાવશ્યકભાષ્ય, ૩૬૪૧

૨ આને મળતી વિસ્તૃત ચર્ચા પ્રજ્ઞાપનામા સ્થાનપદમા છે સૂ૦ ૧૪૮ થી

૩ પ્રજ્ઞાપનામાં જીવોમા તૈજસ અને કાર્મણ શરીરની મારણાતિકસમુદ્ઘાતચર્ચા માટે જુઓ સૂ૦ ૧૫૪૫–૫૨,

૫. તૈજસ સમુદ્ઘાતમાં તૈજસશરીરનામકર્મની.

૬. આહારક સમુદ્ઘાતમાં આહારકશરીરનામકર્મની.

૭. કેવલિસમુદ્ઘાતમાં સદસદ્વેદનીય કર્મ, શુભાશુભ નામકર્મ, ઊંચ-નીચ ગોત્રકર્મની.

—પ્રજ્ઞા૦ ટી૦, પત્ર ૫૫૯.

સમુદ્ઘાતના સમયની મર્યાદા આ પ્રમાણે છે : કેવલિસમુદ્ઘાત આઠ સમયનો છે, પરંતુ અન્ય અસંખ્યાત સમયના અન્તર્મુહૂર્તકાળના છે (૨૦૮૭–૮૮).

સાતમાંથી કેટલા કયા જીવોને હોય તેનું સ્પષ્ટીકરણ છે કે નારકમાં પ્રથમના ચાર; ભવનપતિ, પચેંદ્રિય તિર્યંચ, વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિકમાં પ્રથમ પાંચ; વાયુ સિવાયના એકેન્દ્રિયથી માંડી ચતુરિન્દ્રિયમાં પ્રથમના ત્રણ; વાયુમાં પ્રથમના ચાર; અને મનુષ્યમા સાતેય સમદ્ઘાત હોય છે (૨૦૮૯–૨૦૯૨).

એકક જીવમા અને તે તે દંડકોના નાના જીવોમાં[4] અતીત કાલમાં કેટલી સખ્યામા કયા કયા સમુદ્ઘાતો હોય અને ભવિષ્યમાં કેટલી સંખ્યામા કયા કયા સભવે તેની સૂચના પ્રજ્ઞાપનામા છે (૨૦૯૩–૨૧૦૦). ઉપરાંત, એક દંડકના એકેક જીવને કે તે તે દડકના જીવોને તે તે રૂપે (સ્વસ્થાને) અને અન્ય દંડકના જીવરૂપે (પરસ્થાને) ભૂત-ભવિષ્યમા કેટલા અને કયા સમુદ્ઘાતો સભવે તેની ચર્ચા પણ કરવામાં આવી છે (૨૧૦૧–૨૧૨૪).

સમુદ્ઘાતની અપેક્ષાએ જીવોનુ અલ્પબહુત્વ વિચારાયુ છે તેમા જઘન્ય સંખ્યા આહારક સમુદ્ઘાત કરનારની છે અને સૌથી વધારે સંખ્યા વેદનાસમુદ્ઘાત કરનારની છે, પણ તેથી પણ અધિક એવા જીવો છે, જેઓ સમુદ્ઘાત વિનાના છે (૨૧૨૫). દડકોમાં પણ આવી સમુદ્ઘાતની અપેક્ષાએ અલ્પબહુત્વની વિચારણા કરવામાં આવી છે (૨૧૨૬–૨૧૩૧).

કષાયસમુદ્ઘાતના ચાર પ્રકાર જણાવ્યા છે અને એ ચારેની અપેક્ષાએ દડકોમા અતીત કાળ તથા ભવિષ્યકાળના સમુદ્ઘાતોની વિચારણા એક જીવ અને નાના જીવોની અપેક્ષાએ કરવામા આવી છે (૨૧૩૭–૨૧૩૮). આમાં પણ સ્વસ્થાન અને પરસ્થાનની અપેક્ષાએ એટલે કે નારક હોય તો નારકરૂપે અને ઇતર રૂપે તેને કેટકેટલા અતીત-ભવિષ્યમા કષાયસમુદ્ઘાતો સંભવે તેનો પણ વિચાર છે (૨૧૩૯–૨૧૪૧), એટલુ જ નહિ પણ તેમાં અલ્પબહુત્વનો વિચાર પણ કરવામા આવ્યો છે (૨૧૪૨–૪૬). કેવળી સિવાયના છ છાદ્મસ્થિક સમુદ્ઘાતો છે અને તેમાંના કયા કય તે તે દંડકોમાં હોય એની વિચારણા કરવામાં આવી છે (૨૧૪૭–૫૨)

પરંતુ ધ્યાન દેવા જેવી વાત એ છે કે સૂત્રમાં માત્ર અસુરકુમાર દેવો સિવાયના કોઈ પણ દેવોના દંડકોનો ઉલ્લેખ નથી સભવ છે કે આ ત્રુટિને નિવારવા આચાર્ય મલયગિરિએ લખ્યુ કે— “ असुरकुमारादीना सर्वेषामपि देवानामाहारकसमुद्घातवर्जाः शेषाः पञ्च समुद्घाता ।—ટી૦, પત્ર ૫૯૦ अ.

આ પછી વેદના આદિ સમુદ્ઘાતોનો અવગાહન અને સ્પર્શની દષ્ટિએ વિચાર છે, તેમાં તે તે સમુદ્ઘાત વખતે તે તે જીવની અવગાહના અને સ્પર્શના કેટલી હોય તે જણાવ્યુ છે, અને તે અવગાહના અને સ્પર્શ કેટલા કાળનાં હોય તે પણ જણાવ્યુ છે (૨૧૫૩–૨૧૭૨) સાથે સાથે સમુદ્ઘાત વખતે તે તે જીવને કેટલી ક્રિયા હોય તેનો પણ વિચાર કરવામા આવ્યો છે (૨૧૫૩

---

૪. એક અને નાના જીવોની અપેક્ષાએ વિચારણા કરવાની પદ્ધતિ ષટ્ખંડાગમમા પણ દેખાય છે.–પુ૦ ૭, પૃ૦ ૨૫

ઇત્યાદિ). આમાં વિશેષત કેવલિસમુદ્ઘાતની ચર્ચા વિસ્તારથી છે (૨૧૬૮–૨૧૭૫), તેમાં સયોગી તો સિદ્ધ થાય નહિ તેથી કરીને ક્રમે મન, વચન અને કાયયોગનો નિરોધ કરી અયોગી થયે તે સિદ્ધ થાય છે એમ જણાવ્યું છે, કારણ કે હવે નવા કર્મનું યોગ દ્વારા આગમન બંધ થાય છે અને જૂના કર્મોને ક્રમે કરી ક્ષીણ કરી નાખે છે, અને સાકાર ઉપયોગમા વર્તમાન સિદ્ધ થાય છે (૨૧૭૫). ગ્રથને અંતે સિદ્ધના સ્વરૂપની ચર્ચા છે (૨૧૭૬).

## પ્રજ્ઞાપનાસૂત્રની વ્યાખ્યાઓ

### (૧) [1]આચાર્ય હરિભદ્રકૃત પ્રદેશવ્યાખ્યા

આ પ્રદેશવ્યાખ્યા પ્રસિદ્ધ ભવવિરહ હરિભદ્રસૂરિએ લખી છે. પ્રારંભમાં 'प्रज्ञापनाख्योपाङ्ग-प्रदेशानुयोगः प्रारभ्यते' કહ્યું છે તેથી પ્રજ્ઞાપનાના અમુક અંશોનો અનુયોગ – વ્યાખ્યાન અભિપ્રેત છે એમ સ્પષ્ટ છે આચાર્ય હરિભદ્ર પ્રજ્ઞાપનાનો ઉપાગ તરીકે ઉલ્લેખ કરે છે, પરંતુ આચાર્ય મલયગિરિની જેમ તે 'સમવાયાગનું ઉપાગ છે' તેમ જણાવતા નથી. આથી અમુક અંગનુ અમુક ઉપાગ એવી વ્યવસ્થા ક્યારેક આચાર્ય હરિભદ્ર પછી, પણ આચાર્ય મલયગિરિ પૂર્વે, થઈ ગઈ હશે એમ માનવુ રહ્યું.

વળી, આ વ્યાખ્યાને 'અવચૂર્ણિકા' એવું નામ પણ આપી શકાય તેમ છે, કારણ કે આચાર્ય હરિભદ્ર એક ઠેકાણે—"अलमतिप्रसङ्गेन अवचूर्णिकामात्रमेतदिति"–પૃ૦ ૨૮, ૧૧૩– આ પ્રમાણે જણાવે છે.

આચાર્ય હરિભદ્રે આ પ્રદેશવ્યાખ્યા લખી તે પહેલા પણ કોઈએ પ્રજ્ઞાપના ઉપર નાની-મોટી ટીકા અવશ્ય લખી હશે, અને તે [2]ચૂર્ણિરૂપે હશે એમ જણાય છે, કારણ કે ઘણે ઠેકાણે—'एतदुक्तं भवति', 'किमुक्तं भवति', 'अयमत्र भावार्थः', 'इदमत्र हृदयम्', 'एतेसि भावणा' ઇત્યાદિ શબ્દો સાથે કે તે વિના જે વિવરણ મળે છે તે પ્રાકૃતમાં હોય છે અને ક્વચિત્ સસ્કૃતમાં પણ મળે છે.—પૃ૦ ૧૨, ૧૬, ૧૭, ૧૯, ૨૧, ૨૩, ૨૭, ૨૯, ૩૦, ૩૫, ૪૧, ૫૨, ૬૮, ૬૯, ૭૦, ૭૨, ૧૦૯, ૧૧૨ ઇત્યાદિ

એ ચૂર્ણિકાર કોણ હશે તે કહેવું કઠણ છે, પણ સભવ એવો છે કે તે આચાર્ય હરિભદ્રના ગુરુ હોય, કારણ કે 'एवं तावत् पूज्यपादा व्याचक्षते' પૃ૦ ૭૫, 'गुरवस्तु' ૧૧૮, 'इह तु पूज्याः' પૃ૦ ૧૨૨, 'अत्र गुरवो व्याचक्षते' પૃ૦ ૧૪૧, ૧૪૭, 'गुरवो व्यावर्णयन्ति' પૃ૦ ૧૫૨—એવા ઉલ્લેખો આ વ્યાખ્યામાં મળે છે.

વળી, એ વાત તો નિશ્ચિત જ છે કે આની ઉક્ત ચૂર્ણિ સિવાય પણ અન્ય એક કે અનેક વ્યાખ્યા આચાર્ય હરિભદ્ર પૂર્વે હશે જ, કારણ કે પ્રસ્તુત વ્યાખ્યામાં મતાંતરની વ્યાખ્યાનાં અનેક સ્થળો નોંધ્યા છે, જેમાં એવા કેટલાક સ્થળો હોવાનો સંભવ ખરો કે જે અન્ય ગ્રન્થોની વ્યાખ્યામાંથી લીધા હોય. ઉપરાત, એવા પણ અનેક સ્થળો છે, જે આ જ ગ્રથની વ્યાખ્યાની સૂચના

૧ આચાર્ય હરિભદ્રના વિસ્તૃત પરિચય માટે 'સમદર્શી આચાર્ય હરિભદ્ર' જોવુ.

૨. ચૂર્ણિનો ઉલ્લેખ આચાર્ય મલયગિરિ પણ કરે છે. —પત્ર ૨૬૯, ૨૭૧.

આપી દે તેવાં છે. આવાં મતાતરો માટે જુઓ પૃ૦ ૧૩, ૧૪, ૧૬, ૧૯, ૨૦, ૨૧, ૨૩, ૩૬, ૩૭, ૬૦, ૬૧, ૬૫, ૭૧, ૭૫, ૭૮, ૭૯, ૮૩, ૧૧૬, ૧૧૭, ૧૧૯, ૧૨૦, ૧૩૩, ૧૩૪, ૧૪૫ ઇત્યાદિ

કેટલાંક મતાતરો વિષે તો આચાર્ય હરિભદ્રે પોતાનો સ્પષ્ટ નિર્ણય જણાવ્યા વિના માત્ર ગુરુનો મત રજૂ કર્યો છે—"एवं तावत् पूज्यपादा व्याचक्षते, अन्ये पुनरन्यथा, तदभिप्रायं पुनरतिगम्भीरत्वान्न वयमवगच्छामः"—પૃ૦ ૭૫, ૧૧૮; તો વળી કેટલીક જગ્યાએ કેટલાકના વિધાનને અસંગત જણાવેલ છે—"अत्र कैश्चिदतिगहनत्वात् प्रस्तुतस्य भ्रान्त्या लिखितं किलोपशमश्रेण्यनन्तरं क्षपकश्रेणी प्रतिपद्यत इति। एतदयकर्णयितव्यम्..." પૃ૦ ૧૧૬.

વાચક ઉમાસ્વાતિના તત્ત્વાર્થસૂત્રનો નામ વિના ઉલ્લેખ અનેક સ્થાનોએ કર્યો છે અને ભાષ્યમાંથી પણ અવતરણો લીધા છે.—પૃ૦ ૯૯, ૧૪૯, ૧૫૩, ૧૫૮ ઇત્યાદિ. વળી, વાચક ઉમાસ્વાતિને 'સગ્રહકાર' એવા સામાન્ય નામે ઉલ્લેખીને તત્ત્વાર્થસૂત્રમાથી સૂત્ર ઉદ્ધૃત કરે છે—પૃ૦ ૧૦૧. તેઓ પોતાની આવશ્યકટીકા (પૃ૦ ૨) ઉપરાત બીજા અનેક ગ્રંથોનો અને ગ્રથકારોનો નામ દઈ ને કે નામ વિના ઉલ્લેખ કરે છે—જેમ કે 'निर्युक्तिकारेण'—પૃ૦ ૧૦૫; सिद्धप्राभृत પૃ૦ ૧૧; અનુયોગદ્વાર પૃ૦ ૩૨; જીવાભિગમ પૃ૦ ૨૮; પ્રજ્ઞપ્તિ (ભગવતી) પૃ૦ ૩૩; ઉત્તરાધ્યયન—પૃ૦ ૧૧૧; 'विवरणग्रन्थेन' પૃ૦ ૧૦૫; 'भणिय च वुड्ढायरिएहिं' પૃ૦ ૨૯; 'सङ्ग्रहणिकायाम्' પૃ૦ ૫૩; कर्मप्रकृतिसङ्ग्रहणिकायाम् અથવા 'कम्मपयडीसंगहणीए' પૃ૦ ૫૧, ૫૯, ૧૦૦, ૧૨૯, ૧૪૦; 'सङ्ग्रहणीकार' પૃ૦ ૪૨; 'वादिमुख्येन' પૃ૦ ૪. આખી ટીકામા 'उक्तं च' કહીને અનેક પ્રાકૃત ગાથાઓ આપવામા આવી છે અને સંસ્કૃત કારિકાઓ પણ છે, જે આચાર્ય હરિભદ્રનું બહુમુખી પાડિત્ય પ્રદર્શિત કરે છે.

આચાર્ય મલયગિરિએ આ વ્યાખ્યાનો સપૂર્ણ રીતે ઉપયોગ કર્યો જ છે અને તેનો નિર્દેશ પણ કર્યો છે. જે કેટલાંક વાદસ્થળો આચાર્ય મલયગિરિની વ્યાખ્યામાં દેખાય છે તેનો આધાર પણ પ્રસ્તુત ટીકા છે એ બન્નેની તુલના કરવાથી સહેજે સમજાઈ જાય તેમ છે.

આચાર્ય હરિભદ્રનો સમય લગભગ નિશ્ચિત જ છે અને તે ઈ. સ. ૭૦૦–૭૭૦ માનવામા આવે છે.

*

### (૨) આચાર્ય અભયદેવકૃત પ્રજ્ઞાપનાતૃતીયપદસંગ્રહણી અને તેની અવચૂર્ણિ

પ્રજ્ઞાપનામા સર્વ જીવોના અલ્પબહુત્વ વિષેની ચર્ચા ત્રીજા પદમા છે. તે પદને ૧૩૩ ગાથામા બદ્ધ કર્યું છે. આચાર્ય અભયદેવે (સ ૧૧૨૦–) જ તેને 'સગ્રહ' એવી સંજ્ઞા આપી છે—

"इय अट्ठाणउइपयं सव्वजियप्पबहुमिइ पयं तइयं।
पन्नवणाए सिरिअभयदेवसूरीहि सगहियं॥"

પરંતુ તે 'धर्मरत्नसङ्ग्रहणी' એ નામે તથા પ્રજ્ઞાપનોદ્ધાર એ નામે પણ ઓળખાય છે. કારણ કે તેની સમાપ્તિને અંતે અને તેની અવચૂર્ણિને અતે પણ એ નામનો નિર્દેશ છે; જુઓ, કુલમડનકૃત અવચૂર્ણિ—લા. દ. સગ્રહ, લા. દ વિદ્યામદિર, હસ્તપ્રત ન, ૩૬૭૩ અને મુનિ શ્રી પુણ્યવિજયજીનો સગ્રહ નં. ૬૬૪.

આ સંગ્રહણીની અવચૂર્ણિ કુલમંડન ગણિએ સં. ૧૪૪૧ માં રચી છે—

"श्रीदेवसुन्दरगुरोः प्रसादतोऽवगतजिनवचोऽर्थलवः ।
कुलमण्डनगणिरलिखदवचूर्णिमेकाब्धिभुवनाब्दे ॥"

આ પ્રજ્ઞાપનાતૃતીયપદસંગ્રહણી તેની અવચૂર્ણિસહિત વિ૦ સ૦ ૧૯૭૪માં શ્રી આત્માનંદ જૈન સભા (ભાવનગર) દ્વારા પ્રસિદ્ધ થયેલી છે. અહીં જણાવેલી કુલમંડનગણિકૃત અવચૂર્ણિના બદલે આ મુદ્રિત અવચૂર્ણિ થોડા વિસ્તારથી લખાયેલી છે અને તેના કર્તાનું નામ નથી મળતુ, એમ તેની પ્રસ્તાવનામાં જણાવ્યુ છે. પણ સંભવ છે કે શ્રી કુલમંડનગણિકૃત અવચૂર્ણિને જ વધુ સ્પષ્ટ કરવા ખાતર તેમા કોઈ વિદ્વાને થોડોક વધારો કર્યો હોય, એમ અમને લાગે છે.

-

## (૩) આચાર્ય મલયગિરિકૃત વિવૃતિ

આચાર્ય હરિભદ્રની પ્રદેશવ્યાખ્યા કરતાં લગભગ ચારગણી વિસ્તૃત વ્યાખ્યા આચાર્ય મલયગિરિએ (લગભગ સ. ૧૧૮૮–૧૨૬૦) પ્રજ્ઞાપનાની કરી છે અને તે સંપૂર્ણ પ્રજ્ઞાપનાને સમજવા માટે ઉત્કૃષ્ટ સાધનભૂત છે સ્વયં આચાર્ય મલયગિરિ કહે છે કે આ વ્યાખ્યાનો આધાર આચાર્ય હરિભદ્રની પ્રદેશ વ્યાખ્યા છે,[3] પરંતુ એ વ્યાખ્યા ઉપરાંત આચાર્ય મલયગિરિએ[4] અન્ય અનેક ગ્રંથોનો સ્વતંત્ર ભાવે ઉપયોગ કરીને આ વ્યાખ્યાને સમૃદ્ધ બનાવી છે; ઉ. ત. સ્ત્રી તીર્થંકર થાય છે કે નહિ એ ચર્ચા આચાર્ય હરિભદ્રે માત્ર સિદ્ધપ્રાભૃતનો હવાલો આપી (પૃ૦ ૧૧) સમાપ્ત કરી હતી, જ્યારે આચાર્ય મલયગિરિએ સ્ત્રીમોક્ષની ચર્ચા પૂર્વપક્ષ-ઉત્તરપક્ષ રચીને આચાર્ય શાકટાયનનો આધાર લઈને વિસ્તારથી કરી છે, પત્ર ૨૦. એ જ પ્રમાણે સિદ્ધના સ્વરૂપની ચર્ચા વખતે પણ અન્ય દાર્શનિકોના મતોની તુલના કરીને જૈનમતની સ્થાપના કરી છે, પત્ર ૧૧૨.

પ્રજ્ઞાપનાના પાઠાન્તરોની ચર્ચા પણ અનેક ઠેકાણે મળે છે—પત્ર ૮૦, ૮૮, ૯૬, ૧૬૫, ૨૯૬, ૩૭૨, ૪૧૨, ૪૩૦, ૬૦૦.

આચાર્ય મલયગિરિએ પોતાની ટીકાઓના અને બીજા અનેક લેખકો અને ગ્રંથોના ઉદ્ધરણો આપ્યા છે તે બતાવે છે કે આચાર્ય મલયગિરિનુ પાંડિત્ય બહુમુખી હતુ—

'पाणिनिः स्वप्राकृतव्याकरणे'—પત્ર ૫; ૩૬૫; 'उत्तराध्ययननिर्युक्तिगाथा'—પત્ર ૧૨; 'सविस्तरं नन्द्यध्ययनटीकाया व्याख्यातानि' પત્ર ૨૪, ૨૯૮, ૩૧૧, ૩૭૬; 'प्रज्ञापनामूलटीकाकृत्' કે मूलटीकाकारः' પત્ર ૨૫, ૧૧૪, ૧૯૪, ૨૦૨, ૨૬૩, ૨૮૦, ૨૮૩, ૨૯૪, ૩૦૫, ૩૨૫, ૩૬૨, ૩૭૨, ૩૮૩, ૩૮૪, ૩૯૧, ૪૭૦, ૪૯૦, ૫૪૬, ૫૪૭, ૫૬૪, ૫૬૮; 'सङ्ग्रहणीमूलटीकाकारो हरिभद्रसूरिः' પત્ર ૪૧૮, ૫૫૨; 'मूलटीकायाम्' પત્ર ૫૪૪, ૫૪૭; 'जीवाभिगमटीका' પત્ર ૪૪, ૪૫, ૪૭, ૪૮, ૫૧; 'जीवाभिगमे' પત્ર ૧૯૫; 'जीवाभिगमचूर्णौ' પત્ર ૩૦૮; 'अत्राक्षेपपरिहारौ चन्द्रप्रज्ञप्तिटीकाया सूर्यप्रज्ञप्तिटीकायां चाभिहितौ इति ततोऽवधार्यौ' પત્ર ૯૯; 'क्षेत्रसमासटीका' પત્ર ૧૦૭; 'अनुयोगद्वारेषु' પત્ર ૧૧૪; 'वृद्धाचार्यैः' પત્ર ૧૩૫; 'प्रज्ञप्तौ' પત્ર ૧૪૧, ૧૪૯;

---

૩ जयति हरिभद्रसूरिष्टीकाकृद् विवृतविषमभावार्थः ।
यद्वचनवशादहमपि जातो लेशेन विवृतिकरः ॥ પ્ર૦ ટી૦, પત્ર ૬૧૧

૪. આચાર્ય મલયગિરિ વિષેની વિસ્તૃત માહિતી માટે આચાર્ય મલયગિરિકૃત શબ્દાનુશાસનની પ્રસ્તાવના જોવી.

"व्याख्याप्रज्ञप्तौ" पत्र २६२; "तथा चाह अस्या एव प्रज्ञापनायाः सङ्ग्रहणीकारः—पत्र १६७; "कर्मप्रकृतिसङ्ग्रहण्याम्" पत्र १८२; 'सङ्ग्रहणीगाथाः' पत्र २०७; 'धर्मसङ्ग्रहणी' पत्र ६११; 'धर्मसङ्ग्रहणीटीकायाम्' पत्र २२९, ३०७; 'शाकटायनः' पत्र ५९९; 'शकटसूनुरपि' पत्र २४९; 'शाकटायनन्यासकृत्' पत्र ५६३; 'स्वोपज्ञशब्दानुशासनविवरणे' पत्र २५०, २५१; 'तत्त्वार्थटीकाया भावितम्' पत्र २५१, 'भगवान् भद्रबाहुस्वामी' पत्र २५६, २५७; 'भाष्यकृत्' पत्र २६४, २६५, ३००–२, ५४२, ६०२, ६०३, ६०५, ६०८, '[5]चूर्णिकृत्' पत्र २६९, २७१, २७२, २७७; '[5]प्रज्ञापनायाश्चूर्णौ' पत्र ५१७; 'पूर्वाचार्याः' पत्र २७१; 'पञ्चसङ्ग्रहे' २८३; 'मल्लवादिनः' पत्र २८४; 'कर्मप्रकृतिटीकाया पञ्चसङ्ग्रहटीकाया च' पत्र २९२; 'तत्त्वार्थसूत्रकृत्' पत्र २९३; 'तत्त्वार्थटीकादौ' पत्र २९८, २९९; 'आवश्यकनिर्युक्तौ' पत्र २९८, 'स्तुतिकारोऽप्याह' पत्र ३०३; 'आवश्यकप्रथमपीठिकायाम्' पत्र ५४७; आवश्यकचूर्णौ पत्र ६१०; 'आवश्यके' पत्र ३०४, ४३८, ६०६; 'नन्द्यध्ययनचूर्णिकृत्' पत्र ३१०, ३११; 'निर्युक्तिकारेण' पत्र ३१८; 'कार्मग्रन्थिकास्तु' पत्र ३१९, ३९१; 'भगवता कर्मप्रकृतिकृता शिवशर्माचार्येण शतकाख्ये' पत्र ३३१; 'कर्मप्रकृतिटीकादिषु' पत्र ३३१, ४८०; 'हरिभद्रसूरिप्रभृतिभि' पत्र ३७१; 'शिवशर्माचार्यः' पत्र ३३९; 'व्याख्याप्रज्ञप्तौ' पत्र ३४१; 'भाष्यकारः' पत्र ६०४, ६०६, ६१०; 'जिनभद्रगणिक्षमाश्रमणपूज्यपादाः' पत्र ३८०; 'तथा चाह दुष्षमान्धकार निमग्नजिनप्रवचनप्रदीपो भगवान् जिनभद्रगणिक्षमाश्रमणः' पत्र ३८५; 'शतकबृहच्चूर्णौ' पत्र ३८८; 'सङ्ग्रहणीगाथा'—पत्र ३४४, ३४९; 'सिद्धप्राभृतादौ' पत्र ३५७; 'उत्तराध्ययने' पत्र ३६६; 'आचाराङ्गे' पत्र ३६७, ५०३; 'सूत्रकृताङ्गनिर्युक्ति०' पत्र ५११; 'विशेषणवत्या जिनभद्रगणिक्षमाश्रमणपूज्यपादैः' पत्र ३९१; 'वसुदेवचरिते' पत्र ४०३; 'भाष्यकृत् स्वकृतभाष्यटीकायाम्' पत्र ४२४, ५४१. 'गन्धहरित' पत्र ४६७; 'श्रावकप्रज्ञप्तिमूलटीकायाम्' पत्र ४७४; 'यदुक्तम् आग्रायणीयाख्ये द्वितीयपूर्वे कर्मप्रकृतिप्राभृते' पत्र ४७९; 'कर्मप्रकृतिसङ्ग्रहणीकारः' पत्र ४८८, ४८९; 'सिद्धसेनदिवाकर' पत्र ५३२; 'वृद्धव्याख्या' पत्र ६००; 'जम्बूद्वीपप्रज्ञप्त्यादौ' पत्र ६००; 'धर्मसारमूलटीकाया हरिभद्रसूरिः' पत्र ६०५; पञ्चसङ्ग्रहटीका' पत्र ६०९.

આ સૂચીને આધારે જે કેટલાક તથ્યો આપણી સમક્ષ આવે છે તે આ છે : પ્રજ્ઞાપનાની ચૂર્ણિ કોઈ પ્રાચીન આચાર્યે લખી હતી, જે આચાર્ય હરિભદ્ર અને આચાર્ય મલયગિરિ બન્નેએ જોઈ હતી.

પ્રજ્ઞાપના ટીકામાં આચાર્ય મલયગિરિજીએ પ્રજ્ઞાપના, સગ્રહણી, શ્રાવકપ્રજ્ઞપ્તિ અને ધર્મસારની મૂલટીકાનો ઉલ્લેખ કરીને તેનાં અવતરણો આપેલા છે તેમા સગ્રહણી તથા ધર્મસારની મૂલટીકાના કર્તા આચાર્ય શ્રી હરિભદ્રસૂરિને જણાવ્યા છે; જ્યારે શ્રાવકપ્રજ્ઞપ્તિની કેવળ મૂલટીકાનો જ ઉલ્લેખ છે અને પ્રજ્ઞાપનાના સબંધમા મૂલટીકા, મૂલટીકાકાર કે મૂલટીકાકૃતનો ઉલ્લેખ છે. અર્થાત્ પ્રજ્ઞાપના અને શ્રાવકપ્રજ્ઞપ્તિની મૂલટીકાના કર્તાના નામનો ઉલ્લેખ નથી કર્યો. આથી અમે પ્રજ્ઞાપના અને શ્રાવકપ્રજ્ઞપ્તિની હારિભદ્રી વૃત્તિ સાથે પ્રજ્ઞાપના-મલયગિરીયા વૃત્તિમાં આવેલાં સમગ્ર અવતરણો મેળવી જોયાં અને તેથી સ્પષ્ટ થાય છે કે આચાર્ય શ્રી મલયગિરિજીએ જણાવેલી પ્રજ્ઞાપનામૂળટીકા અને શ્રાવકપ્રજ્ઞપ્તિમૂળટીકા તે આચાર્ય શ્રી હરિભદ્રસૂરિકૃત ટીકા જ છે અલબત્ત, કેટલાંક અવતરણોમા અલ્પાધિક પાઠભેદ છે, તે તો સુદીર્ઘ

---

૫ આમા જે ઉદ્ધરણ આપેલા છે તે પ્રાકૃતમા છે, અને આચાર્ય હરિભદ્રમા પણ તે તે જ રૂપે પ્રાકૃતમા મળે છે—પૃ૦ ૮૫, ૮૬, ૮૭, ૯૧, ૧૪૮.

સમયના અંતરના લીધે પ્રત્યંતરરૂપે સમજી શકાય. પ્રજ્ઞાપનાની સંગ્રહણી ગાથાબદ્ધ લખાઈ હતી અને ટીકા આચાર્ય હરિભદ્રે કરી હતી. આચાર્ય હરિભદ્રે ધર્મસારની પણ ટીકા લખી હતી. આચાર્ય જિનભદ્રે પોતાના ભાષ્યની સ્વયં ટીકા લખી હતી, જે હવે મુદ્રિત થઈ ગઈ[૬] છે. આચાર્ય મલયગિરિએ શબ્દાનુશાસન અને તેની સ્વોપજ્ઞ ટીકા લખી હતી, જે મુદ્રિત[૭] થઈ છે.

સામાન્ય રીતે આચાર્ય મલયગિરિએ વ્યાખ્યા વિષેના મતભેદોની નોંધ જ લીધી છે, પરંતુ કોઈ કોઈ વાર તે બાબતમાં પોતાનું મંતવ્ય પણ બતાવ્યું છે અને તે તે બાબતમાં 'આપણે અનાની શો નિર્ણય લઈ શકીએ, એ તો કેવલિગમ્ય છે'—એમ પણ જણાવ્યું છે. મતાંતરો માટે જુઓ—પત્ર ૨૮, ૩૮, ૭૩, ૭૪, ૭૬, ૭૭, ૮૬, ૧૪૬, ૨૨૦, ૨૨૨, ૨૨૯, ૨૩૮, ૨૬૨, ૨૭૭, ૨૮૩, ૩૧૯, ૩૩૧, ૩૯૧, ૪૦૪, ૪૯૧.

'तत्त्वं पुनः केवलिनो विदन्ति, विशिष्टश्रुतविदो वा' પત્ર ૭૩, ૭૬, ૨૩૯, ૪૦૩, अन्ये व्याचक्षते..... तन्न बुध्यामहे' પત્ર ૨૮૯; 'अमीषां पञ्चानामादेशानामन्यतमादेशसमीचीनतानिर्णयोऽतिशयज्ञानिभिः सर्वोत्कृष्टश्रुतलब्धिसम्पन्नैर्वा कर्तुं शक्यते। ते च भगवदार्यश्यामप्रतिपत्तौ नासीरन्। केवलं तत्कालापेक्षया ये पूर्वतमाः सूरयस्तत्कालभाविग्रन्थपौर्वापर्यपर्यालोचनया यथास्वमति स्त्रीवेदस्य स्थितिं प्ररूपितवन्तस्तेषां सर्वेषामपि प्रावचनिकसूरीणां मतानि भगवानार्यश्याम उपदिष्टवान्। तेऽपि च प्रावचनिकसूरयः स्वमतेन सूत्रं पठन्तो गौतमप्रश्नभगवन्निर्वचनरूपतया पठन्ति। ततस्तदवस्थान्येव सूत्राणि लिखित्वा गोतमा इत्युक्तम्। अन्यथा भगवति गौतमाय निर्देष्टरि न संशयकथनमुपपद्यते, भगवतः सकलसंशयातीतत्वात्॥" પત્ર ૩૮૫. अन्ये त्वन्यथाऽत्र भावनिकां कुर्वन्ति। सा च नातिश्लिष्टेति न लिखिता, न च दूषिता, 'कुमार्गं न हि तिरयक्षुः पुनस्तमनुधावति' इति न्यायानुसरणात्।" —પત્ર ૪૨૯.

"तेन य प्राह सूत्रे 'शक्तिविशेष एव संहननम्' इति.....स भ्रान्तः.....इत्यलम् उत्सूत्रप्ररूपकविस्पन्दितेषु"— પત્ર ૪૭૦

"एतावत्सूत्रं चिरन्तनेषु अविप्रतिपत्त्या श्रूयते, केचिदाचार्याः पुनरेतद्विषयमधिकमपि सूत्रे पठन्ति ततस्तन्मतमाह–'केइ.........' પત્ર ૫૫૫

સૂત્રોની સંગતિ સિદ્ધ કરવી એ પણ વ્યાખ્યાકારનો ધર્મ છે અને એ બાબતમાં આચાર્ય મલયગિરિ સિદ્ધહસ્ત છે. અનેકવાર જુદી જુદી નયદૃષ્ટિનો ઉપયોગ કરીને સૂત્રોની સંગતિ કરી બતાવે છે.—જુઓ પત્ર ૧૮, ૪૧, ૭૩, ૭૬, ૧૪૦, ૨૪૮, ૨૮૪, ૩૧૮, ૩૫૩, ૩૮૦, ૪૩૭, ૪૫૦, ૪૫૫, ૪૫૬, ૫૯૮, ૬૦૯, તો વળી અનેક બાબતોમાં તેઓ માત્ર પૂર્વાચાર્યોની વ્યાખ્યાનો કે પૂર્વસંપ્રદાયનો હવાલો આપીને સંતોષ લે છે—પત્ર ૪૧, ૪૪, ૭૬, ૧૧૧, ૧૩૫, ૨૨૮, ૨૪૨, ૨૭૧, ૨૮૧, ૨૯૦, ૨૯૪, ૩૦૧, ૩૩૩, ૩૪૧, ૩૮૦, ૩૮૫, ૩૪૯, ૩૯૧, ૪૪૧, ૫૨૪.

આચાર્ય મલયગિરિની વ્યાખ્યાકુશળતાદર્શક કેટલાક સ્થાનો જોવા જેવાં છે, જેમ કે સર્વજ્ઞની ચર્ચા તર્કાનુસારી અને શ્રદ્ધાનુસારીની દૃષ્ટિએ પત્ર ૨; જિનવરેન્દ્ર શબ્દની વ્યાખ્યા પત્ર ૩; આચાર્ય હરિભદ્રનું અનુસરણ કરીને અનેક સ્થળોએ નિર્દેશના ક્રમનું યુક્તિથી સમર્થન કર્યું છે પત્ર ૯, ૨૬૯ આદિ; પ્રજ્ઞાપનાની રચના આચાર્ય શ્યામે કરી છતાં એમાં ગૌતમ-મહાવીરનો સંવાદ કેમ? તથા ગૌતમ-મહાવીરનો સંવાદ હોવા છતાં એમાં અનેક મતભેદોનો ઉલ્લેખ આવે

---

૬-૭ આ બે ગ્રંથો, શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર (અમદાવાદ) તરફથી પ્રકાશિત થયા છે.

છે તે કેમ?—ઇત્યાદિ ગ્રંથરચના સબંધી પ્રક્રિયાના તાત્પર્યનું કથન પત્ર ૭, ૪૭, ૫૦, ૭૨, ૧૭૯, ૧૮૦, ૩૮૫; સિદ્ધના પદર ભેદની વ્યાખ્યા પત્ર ૧૯, અને તેની સમીક્ષા પત્ર ૨૩; સ્ત્રીમોક્ષચર્ચા પત્ર ૨૦; સ્ત્રીઓ પણ ષડાવશ્યક, કાલિક અને ઉત્કાલિક સૂત્રોનુ અધ્યયન કરતી એવો ઉલ્લેખ પત્ર ૨૦; નિગોદચર્ચા પત્ર ૩૯; ગ્રામનગરાદિની વ્યાખ્યા ૪૭, ૫૦; મ્લેચ્છની વ્યાખ્યા પત્ર ૫૫; આગમ પ્રાકૃતમાં કેમ? પત્ર ૬૦; સિદ્ધનુ પરિમાણ પત્ર ૧૦૯; સિદ્ધિની ચર્ચા પત્ર ૧૧૨; અસખ્યાત આકાશપ્રદેશમાં અનતપ્રદેશી સ્કધનો સમાવેશ કેવી રીતે?–પત્ર ૨૪૨; વસ્તુધર્મની ચર્ચા ૨૫૮; ભાષાના પુદ્ગલોના ગ્રહણ–નિસર્ગની ચર્ચા પત્ર ૨૬૪; અનત જીવો છતાં શરીર અસખ્યાત કેમ? પત્ર ૨૭૧; રાજા, માંડલિક આદિની વ્યાખ્યા પત્ર ૩૩૦; લેશ્યા અને કષાયની વિચારણા પત્ર ૩૩૦; કલ્ક શબ્દનો વિચાર પત્ર ૩૩૧; વનસ્પતિ અને મરુદેવીના નિર્વાણની ચર્ચા ૩૭૯; સાંવ્યવહારિક જીવ પત્ર ૩૮૦; કોષ્ઠાદિ બુદ્ધિનું નિરૂપણ પત્ર ૪૨૪; તપ શક્ત્યનુસાર કરવુ પત્ર ૪૩૬—ઇત્યાદિ અનેક વિષયોનુ સ્પષ્ટીકરણ આચાર્ય મલયગિરીએ કર્યું છે.

*

## (૪) શ્રી મુનિચન્દ્રસૂરિકૃત વનસ્પતિવિચાર

શ્રી મુનિચદ્રસૂરિએ (સ્વર્ગવાસ સ ૧૧૭૮) પ્રજ્ઞાપનાના આદ્ય પદમાનો વનસ્પતિવિચાર ૭૧ ગાથામા 'વનસ્પતિસપ્તતિકા'માં લખ્યો છે અને તેની અવચૂરિ પણ મળે છે. તે કોની છે તે જાણવાનુ સાધન નથી. આમાં ખાસ કરી પ્રત્યેક અને અનંત પ્રકારની વનસ્પતિના ભેદોનો વિચાર કરવામા આવ્યો છે, તેમ પ્રારંભમાં કહ્યુ છે અને અંતે—

एवं पन्नवणाए पण्णवणाए लवो समुद्धरिओ ।
भवियाणऽणुग्गहकए सिरिमंमुणिचंदसूरिहिं ॥ ७१ ॥
इति वणप्फइसत्तरी ॥

આ 'વનસ્પતિસપ્તતિકા'ની વિક્રમના ૧૬ મા શતકમાં લખાયેલી પ્રતિ શ્રી લા દ. વિદ્યામદિરમાના પૂ. મુનિરાજ શ્રી કીર્તિમુનિજી મહારાજના ગ્રન્થસગ્રહમા છે અને તેનો ક્રમાક ૧૦૬૦૧ છે. આ સિવાય પણ આ સંગ્રહમા આની એક મૂળની અને એક અવચૂરિ-સહિતની પ્રતિ છે.

આની એક પ્રતિ શ્રી લા. દ. વિદ્યામદિરના ગ્રથસંગ્રહમા પણ છે. આ પ્રતિની ગાથાઓ ૭૭ છે. સભવ છે કે આમાં ૭ ગાથાઓ પ્રક્ષિપ્ત થઈ હોય. આ પ્રકરણને 'સપ્તતિકા'ના નામે ઓળખાવ્યુ છે એટલે ૭૧ ગાથા મૌલિક માનવી જોઈએ આ પ્રતિના અંતમા 'प्रज्ञापनाद्यपदगतो वनस्पतिविचारः सम्पूर्णः' એમ લખેલુ છે આ સંપૂર્ણ પ્રતમાં પ્રારંભમાં અચલગચ્છના મહેન્દ્ર-સૂરિકૃત વિચારસત્તરિ અને તેની અવચૂર્ણિ, પછી ઉક્ત વનસ્પતિવિચાર અવચૂર્ણિ સાથે અને અતે પ્રજ્ઞાપનાતૃતીયપદસગ્રહણી તેની અભયદેવીયા અવચૂર્ણિ સાથે લખાયેલ છે આ અતિમ અવચૂર્ણિને અતે કુલમડનસૂરિના કર્તૃત્વનો ઉલ્લેખ છે. લા. દ. સગ્રહની આ પ્રતનો ક્રમાક ૩૬૭૪ છે અને લેખન સં. ૧૬૭૦ છે.

*

### (૫) પ્રજ્ઞાપનાબીજક

[8]હર્ષકુલ ગણિએ રચેલા ભગવતીના બીજક સાથે પ્રજ્ઞાપનાબીજક પણ લખાયેલ જોવા મળે છે, એટલે તે પણ હર્ષકુલ ગણિની રચના હોવા સભવ છે—જો કે એ બાબતની કોઈ સૂચના પ્રારંભમા કે અંતે આપવામાં આવી નથી. આમા પ્રજ્ઞાપનાના ૩૬ પદની વિષયસૂચી આપવામાં આવી છે. ભાષા સસ્કૃત છે. લા. દ. વિદ્યામંદિરના લા. દ. સંગ્રહની પ્રત નં. ૫૮૦૫ છે, તેમા પત્ર ૧૧ બ થી શરૂ થઈ પત્ર ૧૪ અ માં તે સમાપ્ત થાય છે. લેખનસંવત્ છે—સ૦ ૧૮૫૯.

*

### (૬) શ્રી પદ્મસુંદરકૃત અવચૂરિ

આચાર્ય મલયગિરિની ટીકાને આધારે આ અવચૂરિ શ્રી પદ્મસુંદરે રચી છે. તેની એક હસ્તપ્રત લા. દ સગ્રહમા નં. ૭૪૦૦ લા. દ. વિદ્યામંદિરમા છે. તે હસ્તપ્રત સ. ૧૬૬૮મા આગરાનગરમાં પાતશાહ જહાગીરના રાજ્યકાલમાં લખાઈ છે. આ પદ્મસુદર અકબર બાદશાહના મિત્ર હતા અને તેમણે અકબરને ઘણા જૈન-અજૈન પુસ્તકોની ભેટ આપી હતી. આ પદ્મસુદર તપાગચ્છના હતા. તેમનું 'અકબરશાહીશૃગારદર્પણ' નામનું પુસ્તક ગંગા ઓરિએન્ટલ ગ્રન્થમાલામાં સં૦ ૨૦૦૦મા પ્રકાશિત થયેલ છે. તેમના 'યદુસુદર' નામના મહાકાવ્ય તથા 'પાર્શ્વનાથચરિત' મહાકાવ્યની હસ્તપ્રતો, તથા 'પ્રમાણસુદર' નામના તત્ત્વજ્ઞાનના ગ્રથની હસ્તપ્રત લા૦ દ૦ વિદ્યામદિરના સગ્રહમા છે. વિશેષ માટે જુઓ 'અકબરશાહીશૃંગારદર્પણ'ની પ્રસ્તાવના.

*

### (૭) શ્રી ધનવિમલકૃત ટબો (બાલાવબોધ)

આની એક હસ્તપ્રત શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સસ્કૃતિ વિદ્યામદિરમા રહેલા શ્રી કીર્તિમુનિજીના ગ્રથસગ્રહમાં છે, તેનો ક્રમાક ૧૧૦૭૯ છે. અને તેનો લેખનસવત્ ૧૭૬૭ છે. આથી આ ટબાનો રચનાસમય સ૦ ૧૭૬૭ પહેલાનો છે તે સ્પષ્ટ જ છે. પ્રજ્ઞાપનાસૂત્રના ભાષાનુવાદની કૃતિઓમા આ રચના સૌથી પ્રથમ હોવાનો સભવ છે. ટબાકારે આદિ અને અંતમાં પોતાનો જે ટૂંકો પરિચય આપ્યો છે તે આ પ્રતિમાં આ પ્રમાણે લખાયેલો છે—

आदि—प्रणम्य श्रीमहावीर नताशेषसुरेश्वरम् ।
प्रज्ञापनाप्य(ख्य)सूत्रस्य वक्षे(क्ष्ये)ऽर्थ लोकवार्तया ॥ १ ॥
सरि(ति) वृहट्टीकाया(?)दयो ग्रन्था मनोहरा[:]
तथापि श्व(स्व)परशिष्याना(णा) विनोदार्थं करोम्यहम् ॥ २ ॥
सद्गुरुं बुद्धिदं नत्वा विनयाद्विमलाभिधम् ।
स्वपरात्मप्रवोधाय स्तिवुको लिख्यते मया ॥ ३ ॥

---

૮ આ હર્ષકુલ ગણિએ સ૦ ૧૫૭૭મા કૂર્માપુત્રચરિતનું સંશોધન કર્યું હતું, સં૦ ૧૫૮૩મા સૂત્રકૃતાગની દીપિકાની રચના કરી હતી, સં૦ ૧૫૬૧ માં ઢુંઢિકાના રચયિતાને પ્રાકૃત વ્યાકરણ પણ હર્ષકુલે ભણાવ્યું હતું, સ૦ ૧૫૫૭મા 'વસુદેવ ચોપાઈ' ની રચના કરી હતી —જૈન સા૦ સં૦ ઇતિહાસ, પૃ૦ ૫૧૯, ૫૨૦, ૫૨૬.

अन्त—श्रीमत्तपागणविभासनतापनाभः
भ्यव्यागुमह(भव्यासुमद्)हृदयकैरवरात्रं(त्र)रत्नम् ।
आसीद्गु[रु]र्विमलसोमगणाधिराजः
सौन्दर्यधी(धै)र्यगुणमण्डलवारिराशिः ॥ १ ॥
गच्छे तत्र विशालसोमगुरु(र)वः श्रीसूरयः साम्प्रत(तं)
वन्नीत(तन्ते) मही(हि)मण्डले गणपदप्राप्त[प्र]तिष्ठास्य(ष्ठारप)दं ।
नानावाङ्यय:(ङ्मय)सागराम्बुतरणे सबु(द्बु)द्धिनाया(वा)चित्रा(ताः)
चारित्राचरणेन दुष्करतपः(पाः) श्रीस्थूलभद्रोपमा[ः] ॥ २ ॥
तद्गच्छेऽभूत् क्रियापात्र(त्र) विद्वज(ज्ज)नशिरोमणी(णिः) ।
श्रीमद्वि[नयवि]मल[ः] पंडितः पंडिताग्रणी[ः] ॥ ३ ॥
तच्छि(च्छि)ष्यसेवक साधु (?) साधुध(र्ध)नविमलः सतः ।
प्रज्ञापनाप्य(ख्य)सूत्रस्य वार्ता चक्रे मनोहरा(रा) ॥ ४ ॥

ઉપરની પ્રશસ્તિ ઉપરથી જાણી શકાય છે કે શ્રી સોમવિમલસૂરિ (સં૦ ૧૫૯૧ થી ૧૬૩૩) ના ગચ્છમાં થયેલ શ્રી વિનયવિમળજીના શિષ્ય શ્રી ધનવિમળજીએ પ્રજ્ઞાપનાસૂત્રનો આ ટબો રચ્યો છે. અહીં રચના સંવત્ આપ્યો નથી, પણ શ્રી સોમવિમળસૂરિનો સમય નિશ્ચિત છે તેથી અનુમાન કરી શકાય કે આ ટબાની રચના વિક્રમના ૧૭મા શતકના ઉત્તરાર્ધમાં થયેલી હોવી જોઈએ.

પ્રજ્ઞાપનાસૂત્રના ટબા (બાલાવબોધ)ની બીજી એક હસ્તપ્રત પણ શ્રી લા૦ દ૦ વિદ્યામંદિરમાં રહેલા મુનિ શ્રી પુણ્યવિજયજીના ગ્રંથસંગ્રહમાં છે. તેનો ક્રમાંક ૨૩૨૯ અને લેખનસંવત્ ૧૯૨૦ છે. આ પ્રતિમાં શ્રી ધનવિમલજીની સંપૂર્ણ પ્રશસ્તિ તથા આદિના ત્રીજા શ્લોકમાં ટબાકારે પોતાના ગુરુ શ્રી વિનયવિમળજીને વંદન કર્યું છે તે શ્લોક નથી આમ છતાં શ્રી ધનવિમલજીના ટબાના આદિના બે શ્લોક આ પ્રતિમાં છે. આથી જોકે ધનવિમળજીના ટબાની અક્ષરશઃ નકલ-રૂપે આ પ્રતિ નથી જણાતી, છતાં સંભવ છે કે ધનવિમલજીના ટબાની જ નકલરૂપે આ પ્રતિ લખાયેલી હોવી જોઈએ.

*

### (૮) શ્રી જીવવિજયકૃત ટબો (બાલાવબોધ)

આ બાલાવબોધની હસ્તપ્રતો મળે છે તેની નોંધ જિનરત્નકોષમાં લેવાઈ છે. આ સ્તબકની રચના સં૦ ૧૭૮૪માં થઈ છે તેમ જિનરત્નકોષમાં નોંધ છે. લા૦ દ૦ વિદ્યામંદિરમાં પણ આ બાલાવબોધની એકાધિક પ્રતો છે—મુનિ શ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાં નં. ૧૦૫૮–૫૯; લા૦ દ૦ સંગ્રહમાં નં. ૨૦૯૪ અને શ્રી કીર્તિમુનિસંગ્રહમાં નં. ૧૦૨૧૪, ૧૧૦૭૯. આ જ મુનિએ વિ૦ ૧૮૦૩માં કર્મગ્રંથ ઉપર પણ ટબાની રચના કરી છે તેમ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ (પૃ૦ ૬૭૭)થી જાણવા મળે છે.

*

### (૯) શ્રી પરમાનંદકૃત સ્તબક

શ્રી પરમાનંદકૃત સ્તબક–ટબો રાય ધનપતિસિંહ બહાદુરની પ્રજ્ઞાપનાની આવૃત્તિમાં છપાયેલ છે. આ ટબાની રચના સં૦ ૧૮૭૬માં શ્રીપૂજ્ય લક્ષ્મીચંદ્રસૂરિના સમયમાં શ્રી આનંદચંદ્રજીના શિષ્ય પરમાનંદે કરી છે એવો ઉલ્લેખ ગ્રંથાન્તે છે.

### (૧૦) શ્રી નાનકચંદ્રકૃત સંસ્કૃત છાયા

રાય ધનપતિસિંહ બહાદુરની આવૃત્તિમાં ટાઈટલમા લોંકાગચ્છીય રામચંદ્ર ગણિકૃત સંસ્કૃતાનુવાદ એમ છાપ્યુ છે. પરતુ પ્રશસ્તિમાં રામચંદ્ર ગણિના શિષ્ય નાનકચદ્રજીએ સસ્કૃતાનુવાદ કર્યો છે એમ સ્પષ્ટ કહેવામા આવ્યુ છે. અને એ પ્રજ્ઞાપનાનું સંપાદન-સશોધન પણ શ્રી નાનકચંદ્રજીએ જ કર્યું છે; એટલે તેમનો અસ્તિત્વકાળ જે વર્ષમાં પ્રજ્ઞાપના છપાઈ પ્રકાશિત થયું તે ઠરે છે. અર્થાત્ વિ૦ સ૦ ૧૮૮૪માં તેઓ વિદ્યમાન હતા.

*

### (૧૧) અજ્ઞાતકર્તૃક વૃત્તિ (?)

આનો ઉલ્લેખ જિનરત્નકોપમા છે અને તેની અનેક હસ્તપ્રતો ઉપલબ્ધ છે, તેમ પણ ત્યાં જણાવ્યુ છે.

*

### (૧૨) પ્રજ્ઞાપનાસૂત્ર ભાષાંતર

પં૦ શ્રી ભગવાનદાસ હરખચદે રચેલ આ ભાષાતર વિ૦ સ૦ ૧૯૯૧માં મુદ્રિત થયું છે.

ઉપર સૂચવેલ પ્રજ્ઞાપનાસૂત્રની વ્યાખ્યાઓ ઉપરાંત, આગળ જણાવ્યું તેમ, પ્રજ્ઞાપનાચૂર્ણિ પણ હતી, પરતુ તેની હસ્તપ્રત ઉપલબ્ધ નથી. અને પ્રજ્ઞાપનાસૂત્રસારોદ્ધારની હસ્તપ્રતની નોંધ પિટર્સનના રિપોર્ટ ભાગ એકના પરિશિષ્ટ—ખંભાતના શ્રી શાંતિનાથ ભંડારની સૂચીમાં—પૃ૦ ૬૩મા છે. પણ તે પ્રત અમારા જોવામાં આવી નથી; અને તેની સૂચના મુનિ શ્રી પુણ્યવિજયજીએ તૈયાર કરેલા નવા સૂચીપત્રમાં પણ નથી, એટલે એ પ્રત અત્યારે ખંભાતમાં પણ ઉપલબ્ધ નથી એમ માનવુ રહ્યુ. આ અને આચાર્ય અભયદેવકૃત 'પ્રજ્ઞાપનોદ્ધાર' અથવા પ્રજ્ઞાપનાસંગ્રહણી બન્ને ગ્રથો જુદા જ છે, કારણ કે પ્રજ્ઞાપનાસારોદ્ધાર તો ગદ્યરચના છે, જ્યારે 'પ્રજ્ઞાપનોદ્ધાર' ગાથાબદ્ધ છે.

*

### (૧૩) પ્રજ્ઞાપનાપર્યાય

મુનિ શ્રી પુણ્યવિજયજીસગ્રહ, લા૦ દ૦ વિદ્યામદિર, ન ૪૮૦૧ ની હસ્તપ્રત છે 'સર્વસિદ્ધાન્ત-વિષમપદપર્યાય'; તેમાં પ્રારંભમા પચવસ્તુકના પર્યાયો આપ્યા છે. પછી આચારાંગ આદિના પર્યાયો પત્ર ૨-બ થી શરૂ થાય છે. તેમાં પત્ર ૫-અ થી પ્રજ્ઞાપનાના પર્યાયો શરૂ થાય છે. આમા ગ્રથકારની પદ્ધતિ એવી છે કે જેનો પર્યાય આપવો હોય તે પદનું નામ આપી તે તે શબ્દનું વિવરણ કે પર્યાય આપે છે. પ્રસ્તુતમા સૌથી પ્રથમ અઢારમા પદમાંથી અનાહારક શબ્દનુ વિવરણ છે અને પત્ર ૬-બ મા તો પ્રજ્ઞાપનાના પર્યાયો સમાપ્ત કરી દીધા છે અને નિશીથચૂર્ણિ આદિના પર્યાયો શરૂ કર્યા છે. પછી પત્ર ૬૩ અ થી પત્ર ૬૪ બ સુધીમા પ્રજ્ઞાપનાવિવરણવિષમપદપર્યાયો છે.

આ પ્રતિના ૨૬મા પત્રમાં 'પાક્ષિકસૂત્રપર્યાય' પૂર્ણ થાય છે. આદિથી અહી સુધીના (પાક્ષિકસૂત્રપર્યાય સુધીના) પર્યાયો જેવી એક તાડપત્રીય પ્રતિ ખંભાતના ભંડારમાં છે. જુઓ Catalogue of palm-leaf manuscripts in the Shantinath Jain Bhandara Cambay [Part one] પૃ૦ ૧૨૮ માં જણાવેલ 'નિ:શેષસિદ્ધાન્તપર્યાય'. ખંભાતના ભડારની આ પોથીના અંતમાં આપેલી ગ્રન્થકારની પ્રશસ્તિના આધારે જાણી શકાય છે

કે ઉક્ત 'પાક્ષિકસૂત્રપર્યાય' સુધીના પર્યાયોના કર્તા ચન્દ્રકીર્તિસૂરિ (વિ. સં. ૧૨૧૨) છે; આમ છતાં લા. દ. વિદ્યામંદિરની સૂચિત પ્રતિના ૨૬ મા પત્રમાં 'પાક્ષિકસૂત્રપર્યાય' પૂર્ણ થયા પછી ગ્રન્થકારની પ્રશસ્તિ આપી નથી પણ તે પછી 'નિરિયાવલિયાસૂત્રપર્યાય' આદિ અનેક ગ્રન્થોના પર્યાયો પત્ર ૨૬ થી ૬૯ સુધીમા છે. સમગ્ર પ્રતિના અંતમાં પણ આના કર્તા માટે કોઈ માહિતી નથી મળતી. આથી એમ જાણી શકાય છે કે લા. દ. વિદ્યામંદિરની પ્રતિમાં વિષમપદપર્યાયોની બે પ્રકારની કૃતિઓ સંગૃહીત થયેલી છે. આવી પ્રતિઓ પણ અન્યાન્ય ભંડારોમાં ઉપલબ્ધ છે.

*

## પ્રજ્ઞાપનાસૂત્રટીકા અને ટીકાકાર

અમે પ્રજ્ઞાપનાસૂત્રની મૂળ વાચનાનું સંપાદન કર્યું છે તેથી ટીકા અને ટીકાકારના સંબંધમાં અમે વિચારી શકીએ એટલી સંપૂર્ણ હકીકતો આપવાનુ અમારા માટે શક્ય ન હોય તે સ્વાભાવિક છે. આમ છતા પ્રજ્ઞાપનાસૂત્રની મૂળ વાચના તૈયાર કરતા ટીકા જોવાનો પ્રસંગ ડગલે ને પગલે આવે જ, કારણ કે ટીકા જોયા વિના પ્રજ્ઞાપનાસૂત્રની અથવા તો કોઈ પણ આગમની પ્રામાણિક મૂળ વાચના તૈયાર કરવાનુ કોઈનુંય ગજું નથી આજ પર્યંત પ્રસિદ્ધ થયેલાં જે જે મૂળ સૂત્રોમા વ્યાખ્યાગ્રંથોની મદદ લેવાઈ નથી અને લેવાઈ હોય તો કેવળ કોઈક સ્થળના અધૂરા અવલોકનરૂપે જ, આથી તે તે મૂળ સૂત્રોની વાચનાના સૂત્રપાઠોમા એવાં અનેક સ્થળો છે કે જે પ્રામાણિક નથી. અસ્તુ.

અમારા પ્રસ્તુત સંપાદન-સંશોધન કાર્ય અન્વયે ટીકાના અવલોકનથી ટીકા[1] અને ટીકાકાર માટેની જે અતિસ્વલ્પ માહિતી અમને મળી છે, તે અહી જણાવીએ છીએ.

આગમસંશોધન કાર્ય માટે પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓ અને તેની વ્યાખ્યાઓ આ બે સામગ્રી તો મુખ્ય આધારરૂપે છે એમ અમે નિઃસંદેહ માનીએ છીએ અને આ અભિપ્રાય જ્યારે પણ પ્રસંગ આવ્યો ત્યારે જણાવતા રહ્યા છીએ. સાથે સાથે અહી અમે એ પણ જણાવીએ છીએ કે સંશોધનકાર્યમાં વ્યાખ્યાગ્રંથોનો ઉપરછલ્લો ઉપયોગ કરવાથી ક્યારેક કોઈક પ્રસંગ એવો પણ આવે કે જ્યારે પ્રામાણિક વાચના તૈયાર કરવામાં મુખ્ય આધારરૂપ વ્યાખ્યાગ્રંથ પણ આપણને પ્રામાણિક પાઠથી દૂર દોરી જાય. આનો અર્થ એ થયો કે સંપાદનકાર્ય કરનાર અભ્યાસીએ પ્રતિઓના પાઠની સાથે વ્યાખ્યાની સાધકતા-બાધકતાનો સ્વતંત્રપણે વિવેકપૂર્વક વિચાર કરવો જ જોઈએ. પ્રસ્તુત ગ્રંથના સંપાદનકાર્યમાં પણ અમને આ અનુભવ થયો છે. પ્રસ્તુત પ્રજ્ઞાપનાસૂત્રમાં કેટલાંક એવાં સ્થાન પણ છે, જ્યા અમે ટીકાકારની વ્યાખ્યાથી વિરુદ્ધ જઈને પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓનો સૂત્રપાઠ સંગત માનીને તેને મૂળ વાચનામા સ્વીકાર્યો છે. આવાં સ્થાનોનો નિર્ણય કરતા અમને એમ જણાયુ છે કે કાં તો ટીકાની રચના કર્યા પછી ગ્રંથકારે સમગ્ર ટીકાગ્રંથને શોધ્યો નથી અથવા શોધ્યો છે તો તે શોધેલા ટીકાગ્રંથના કુળનો આજે કોઈ આદર્શ ઉપલબ્ધ નથી

અહી મૂળ કથિતવ્યથી જરા દૂર જઈને પણ ટીકાકાર આચાર્ય શ્રી મલયગિરિજીની પ્રતિભા અને જીવનસરણીની પ્રસંગોપાત્ત અતિસંક્ષિપ્ત રૂપરેખા જણાવીએ છીએ :

પુણ્યનામધેય મહર્ષિ મલયગિરિજીએ જૈન આગમ આદિ સાહિત્ય ઉપર અનેક મહાકાય વ્યાખ્યાગ્રંથો રચ્યા છે એટલુ જ નહિ તેમનો દેહવિલય પણ વ્યાખ્યાગ્રંથ રચતા રચતા જ થયો છે.

---

૧ અહી આચાર્ય શ્રી મલયગિરિ અને તેમની ટીકા સમજવી

એ હકીકત તેમની અધૂરી રહેલી રચનાઓ દ્વારા સ્પષ્ટ જ છે. આવા અંતકાળ સુધી અવિરત અને અપ્રમત્ત રહીને જૈન આગમ આદિ સાહિત્યના વાચકો, ચિંતકો અને શ્રોતાજનો ઉપર અસાધારણ ઉપકાર કરનાર આ મહાપુરુષના ચરણારવિંદમાં આગમ આદિ વિષયના અભ્યાસીઓનું તો શું સમગ્ર વિશ્વના વિદ્યાપ્રેમી કોઈ પણ વિદ્વાનનું મસ્તક નમી જાય તે તદ્દન સ્વાભાવિક છે. "શ્રુતજ્ઞાનની ભક્તિ માટે મેં શક્ય શ્રમ કર્યો છે અને તેમાં જે કાંઈ ઊણપ રહી હોય કે અનવધાન થયું હોય તેનું પરિમાર્જન સુયોગ્ય શ્રુતોપાસક વાચક કરશે જ." આવી અપેક્ષાથી પ્રેરાઈને ખુદ આચાર્ય શ્રી મલયગિરિજીએ, પોતે રચેલા ગ્રંથોને ફરીથી સાદ્યંત જોવા કરતાં, અન્યાન્ય જટિલ સૂત્રગ્રંથોની વ્યાખ્યાઓ રચવામાં પોતાની સર્વ શક્તિ અને સમય ખપાવ્યા હોય, એવું અનુમાન કરીએ તો તે અનુચિત નહીં કહેવાય. અને જો આ અનુમાન સાચું હોય તો કોઈ પણ અભ્યાસીને આ પૂજ્યશ્રીના વ્યાખ્યાગ્રંથોમાં જવલ્લે જ કોઈક સ્થાને અનવધાન જેવું લાગે તો તેનું સંશોધન કરવામાં તો કશું જ અજુગતું નથી; પણ આવી એકાદ સામાન્ય ક્ષતિ જોઈને, પોતાના અલ્પ જ્ઞાનના આવેશમાં, જો અનેક મહાકાય ગ્રંથોની દેણગી આપનાર આવા ઉપકારી વ્યાખ્યાકારો પ્રત્યે અવિવેક બતાવવામાં આવે તો તેને કોઈ પણ વિજ્ઞ વિચારક બાલિશતા જ કહેશે. અસ્તુ.

પ્રસ્તુત પ્રજ્ઞાપનાસૂત્રનું સંપાદન કરતાં અમે બે સ્થળોમાં ટીકાકાર આચાર્ય શ્રી મલયગિરિજીની વ્યાખ્યાથી વિરુદ્ધ સમગ્ર સૂત્રપ્રતિઓએ આપેલા સૂત્રપાઠ પ્રમાણે મૂળ વાચનાનો પાઠ સ્વીકાર્યો છે. આ બે સ્થળ પૈકીના ૧૪૨૦ [૪] ક્રમાંકવાળા સૂત્રના સંબંધમાં અદ્યાવધિ પ્રકાશિત થયેલી પ્રજ્ઞાપનાસૂત્રની આવૃત્તિઓમાં ટીકાકારની વ્યાખ્યાથી ભિન્ન સમગ્ર સૂત્રપ્રતિઓએ આપેલો પાઠ જ મૂળ વાચનામાં લેવાયો છે. પ્રસ્તુત બે સ્થાન આ પ્રમાણે છે :

૧. સૂત્રાંક ૯૯૯ [૧]માં (પૃ૦ ૨૪૬) गोयमा ! नो अद्दायं पेहति આ સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. ટબાકારો[૨] પણ આ સૂત્રપાઠ પ્રમાણે જ અર્થ કરે છે (જુઓ પૃ૦ ૨૪૬, ટિ૦ ૨) અહીં આચાર્ય શ્રી મલયગિરિજી गोयमा ! अद्दाय पेहति આવા સૂત્રપાઠ પ્રમાણે વ્યાખ્યા કરે છે. બધીય સૂત્રપ્રતિઓ ઉપરનો પાઠ આપે છે તેથી અને તે જ પાઠ અમને સુસંગત લાગવાથી ટીકાકારની વ્યાખ્યાથી વિરુદ્ધ જઈને પણ અમે गोयमा ! नो अद्दायं पेहति પાઠને મૌલિક પાઠરૂપે સ્વીકાર્યો છે. વિશેષ સ્પષ્ટીકરણ માટે જુઓ પૃ૦ ૨૪૬, ટિ૦ ૨. રાય શ્રી ધનપતિબાબુની તથા શ્રી અમોલકઋષિજીની આવૃત્તિમાં અહીં અમે સ્વીકાર્યો છે તેવો જ પાઠ છે. તેથી આ બે પ્રકાશનોમાં આધારરૂપે લેવાયેલી પ્રજ્ઞાપનાસૂત્રની હસ્તલિખિત પ્રતિઓમાં પણ અમને મળેલી પ્રતિઓના જેવો જ પાઠ હોવો જોઈએ તે સ્પષ્ટ થાય છે, જ્યારે આગમોદય સમિતિની આવૃત્તિમાં અહીં ટીકાકારની વ્યાખ્યા પ્રમાણે नो પદ સિવાયનો સૂત્રપાઠ છે. પં શ્રી ભગવાનદાસજીની, શિલાગમની અને सुत्तागमे ની આવૃત્તિમાં આ સ્થાનમાં સમિતિના પાઠનું જ અનુકરણ થયું છે

૨. સૂત્રાંક ૧૪૨૦ [૪] નો પાઠ સમગ્ર હસ્તલિખિત પ્રતિઓમાં અને અદ્યાવધિ પ્રકાશિત થયેલી આવૃત્તિઓમાં આ પ્રમાણે છે—

जे णं भंते ! केवलं बोहिं बुज्झेज्जा से णं सद्दहेज्जा पत्तिएज्जा रोएज्जा ? गोयमा ! सद्दहेज्जा पत्तिएज्जा रोएज्जा । (પૃ૦ ૩૨૧)

આ સૂત્રની ટીકા આ પ્રમાણે છે—"पुनरपि प्रश्नयति–यो भदन्त ! केवलिकीं बोधिमर्थतोऽवगच्छति सोऽर्थतस्ता 'श्रद्दधीत' श्रद्धाविषया कुर्यात् तथा 'प्रत्ययेत्' प्रतीतिविषया कुर्यात्, 'रोचयेत्' चिकीर्षामि इत्येवमध्यवसेत् ? भगवानाह—अत्थेगइए इत्यादि। (ટીકા, પત્ર ૩૯૯, પૃષ્ઠિ ૨).

---

૨. પં શ્રી જીવવિજયજી તથા પં શ્રી ધનવિમલજી.

અહી ટીકાકાર મહારાજે જણાવેલા अत्थेगइए અવતરણના આધારે વિચાર કરતાં એમ લાગે છે કે ઉપરના સૂત્રખંડમાં પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે હોવો જોઈએ—गोयमा! अत्थेगइए सद्दहेज्जा पत्तिएज्जा रोएज्जा।

પ્રસ્તુત સૂત્રખંડ અને તેના પૂર્વાપર સંબધનું વસ્તુ આ પ્રમાણે છે:

(૧) પ્રશ્ન—નારક જીવ નરકમાંથી અનંતર નીકળીને પંચેંદ્રિય તિર્યંચોમા ઉત્પન્ન થાય?

ઉત્તર—કોઈક થાય અને કોઈક ન થાય. (સૂ૦ ૧૪૨૦[૧]).

(૨) પ્રશ્ન—જે નારક જીવ નરકમાંથી અનંતર નીકળીને પચેદ્રિય તિર્યંચોમા ઉત્પન્ન થયો હોય તે કેવલિપ્રજ્ઞપ્ત ધર્મને સાંભળે?

ઉત્તર—કોઈક સાંભળે અને કોઈક ન સાંભળે (સૂ૦ ૧૪૨૦[૨]).

(૩) પ્રશ્ન—ઉપર જણાવેલો જે પંચેદ્રિય તિર્યંચ કેવલિપ્રજ્ઞપ્ત ધર્મને સાભળે તે કેવળજ્ઞાનીએ ઉપદેશેલા ધર્મની પ્રાપ્તિને અર્થાત્ બોધિને અર્થથી જાણે?

ઉત્તર—કોઈક જાણે અને કોઈક ન જાણે (સૂ૦ ૧૪૨૦[૩]).

(૪) પ્રશ્ન—ઉપર જણાવેલો પચેદ્રિય તિર્યંચ, જે કેવલિપ્રજ્ઞપ્ત બોધિને અર્થથી જાણે તેનામાં શ્રદ્ધા, પ્રતીતિ અને રુચિ હોય?

ઉત્તર—તેનામાં શ્રદ્ધા, પ્રતીતિ અને રુચિ હોય (સૂ૦ ૧૪૨૦[૪]).

અહીં ચોથા પ્રશ્નના ઉત્તરમાં 'કોઈક ને શ્રદ્ધા, પ્રતીતિ અને રુચિ હોય અને કોઈકને ન હોય' આવો નિર્દેશ ટીકાની વ્યાખ્યાથી જાણી શકાય છે. ઉપર જણાવેલા ચાર પ્રશ્નો પૈકીના પહેલા ત્રણ પ્રશ્નના ઉત્તરમાં મૂળ સૂત્રપાઠમાં अत्थेगइए શબ્દ છે તે ચોથા પ્રશ્નની વ્યાખ્યા કરતાં ટીકાકાર મહારાજના અનવધાનથી આવ્યો હશે કે પછી ટીકાની પરિમાર્જિત શુદ્ધ પ્રતિની પરંપરાનો કોઈ આદર્શ આજે નથી રહ્યો એ કારણે આવ્યો હશે, એ એક વિચારણીય વસ્તુ છે.

રાય શ્રી ધનપતિબાબુની આવૃત્તિમાં આપેલા સસ્કૃત અને ગુજરાતી અનુવાદમા બધીય સૂત્રપ્રતિઓએ આપેલા પાઠ પ્રમાણે અનુવાદ છે, જ્યારે તેમાં છપાયેલી ટીકાનો પાઠ ઉપર જણાવ્યો છે તેવો જ છે.

શ્રી અમોલકઋષિજીની આવૃત્તિમા મૂળ પાઠ તો સર્વ પ્રતિઓએ આપેલા પાઠ જેવો જ છે, પણ તેમાં આપેલા હિંદી અનુવાદમાં ટીકાની વ્યાખ્યા મુજબ અર્થ કર્યો છે.

પં શ્રી ભગવાનદાસજીની આવૃત્તિમા મૂળ પાઠ સર્વ પ્રતિઓએ આપ્યો છે તેવો જ છે, મૂળ પાઠનો અનુવાદ પણ તેને અનુસરીને આપ્યો છે, પણ વિવેચનમાં ટીકાની વ્યાખ્યા પ્રમાણે અર્થ કર્યો છે.

પ્રજ્ઞાપનાસૂત્ર ઉપર બે ટબાગ્રન્થો રચાયા છે. તેમાં પં. શ્રી ધનવિમળજીરચિત પ્રાચીન છે, તેમાં પ્રસ્તુત મૂળ પાઠ સર્વ પ્રતિઓએ આપ્યો છે તેવો જ છે અને તેનો અર્થ પણ મૂળ પાઠને અનુસરીને જ આ પ્રમાણે લખ્યો છે—जे भगवन(न्) केवलबोधइं बु(बू)झि ते सद्दहे

प्रतीत आणे रुचि मनमां वसे ? गौतम ! सद्दहे प्रतीतई रुचि (रोचें)[3]; જ્યારે વિ૦ સં૦ ૧૭૮૪માં પં. શ્રી જીવવિજયજીએ રચેલા પ્રજ્ઞાપનાસૂત્રટબામા મૂળ પાઠ તો સર્વ પ્રતિઓ આપે છે તેવો જ છે, પણ તેનો અર્થ ટીકાની વ્યાખ્યાને અનુસરતો છે, તે આ પ્રમાણે—जेह भगवन् ! केवलीप्रणीत बोध प्रते जाणे वूझे ते बोधि प्रते सद्दहें प्रत्यय धरे रुच(चि) करें ? हा गौतम ! कोइक सद्दहें प्रत्यय धरें रुच(चि) धरे करे।[4] અહી એ વસ્તુ પણ જાણવી ઉપયોગી છે કે પં. શ્રી જીવવિજયજીએ પ્રસ્તુત ટબાર્થ ટીકાને અનુસરીને બનાવ્યો છે તે તેમણે જ આદિમા અને અંતમાં જણાવેલ છે.

પ્રજ્ઞાપનાસૂત્રમાના એક સ્થળનું વક્તવ્ય જીવાભિગમસૂત્રમાં પણ છે. આ બન્ને ગ્રંથોમાં આવેલા સમાન પદાર્થના નિરૂપણમાં એકસરખો પાઠ નથી. તે આ પ્રમાણે :

अभासए तिविहे पण्णत्ते । तं जहा—अणाईए वा अपज्जवसिए १, अणाईए वा सपज्जवसिए २, सादीए वा सपज्जवसिए ३ । (પ્રજ્ઞાપનાસૂત્ર, સૂ૦ ૧૩૭૫, પૃ૦ ૩૧૫).

अभासए दुविहे पण्णत्ते । तं जहा—सातीते वा अपज्जवसिते १, सातीते वा सपज्जवसिते २ । (જીવાભિગમસૂત્ર, પત્ર ૪૪૨, પૃષ્ઠિ ૨).

અમે પ્રજ્ઞાપનાસૂત્રના સશોધન માટે ઉપયોગમા લીધેલી કાગળ ઉપર લખાયેલી પાચ પ્રતિઓમા આ સ્થાનમા જીવાભિગમસૂત્રના પાઠ જેવો જ પાઠ છે તેમ જ પં. શ્રી જીવવિજયજીકૃત પ્રજ્ઞાપનાસૂત્રના ટબામા પણ પ્રસ્તુત સ્થાનમાં જીવાભિગમસૂત્રના જેવો જ પાઠ સ્વીકારીને અભાષકના બે પ્રકાર જણાવ્યા છે. આચાર્ય શ્રી મલયગિરિજીકૃત પ્રજ્ઞાપનાસૂત્ર અને જીવાભિગમસૂત્રની ટીકામા પ્રસ્તુત સ્થાનમા તે તે સૂત્રના મૂળ પાઠ મુજબ વ્યાખ્યા છે, અર્થાત્ પ્રજ્ઞાપનાસૂત્રની ટીકામાં અભાષકના ત્રણ પ્રકાર મુજબ અને જીવાભિગમસૂત્રની ટીકામાં અભાષકના બે પ્રકાર મુજબ વ્યાખ્યા છે. આથી વિશેષમાં આ બે સૂત્રોનાં સૂચિત સ્થાનોના પાઠભેદની નોંધ આચાર્ય શ્રી મલયગિરિજીએ પોતાની કોઈ ટીકામાં લીધી નથી

## પ્રજ્ઞાપનાસૂત્રની મુદ્રિત આવૃત્તિઓનો પરિચય

પ્રજ્ઞાપનાસૂત્રની અમારી પ્રસ્તુત આવૃત્તિના પહેલાં એની ૭ આવૃત્તિઓ પ્રકાશિત થયેલી છે, તે આ પ્રમાણે

૧. વિક્રમ સવત્ ૧૯૪૦ માં ઋષિ શ્રી નાનકચદજી દ્વારા સપાદિત થયેલુ પ્રજ્ઞાપનાસૂત્ર રાય શ્રી ધનપતિસિંહજી દ્વારા સર્વપ્રથમ પ્રકાશિત કરવામા આવ્યુ હતુ આ ગ્રથમાં પ્રજ્ઞાપનાસૂત્ર મૂળ, શ્રી રામચદ્રગણિકૃત પ્રજ્ઞાપનાસૂત્રના મૂળ પાઠનો સસ્કૃત અનુવાદ, આચાર્ય શ્રી મલયગિરિરચિત પ્રજ્ઞાપનાસૂત્રટીકા તથા શ્રી પરમાનન્દર્ષિકૃત પ્રજ્ઞાપનાસૂત્રની ભાષાટીકા પ્રકાશિત કરવામાં આવેલ છે. આ પ્રકાશનમા આવેલ પ્રજ્ઞાપનાસૂત્રનો મૂળ પાઠ જોતાં તેમાં અશુદ્ધિઓ તો ઘણી છે જ, ઉપરાત અનેક સ્થળે શબ્દોના પદચ્છેદો પણ ખોટા છે. આમ હોવા છતા આ આવૃત્તિમા પ્રકાશિત થયેલા પ્રજ્ઞાપનાસૂત્રના મૂળ પાઠને તથાપ્રકારની કોઈ હસ્તલિખિત પ્રતિના પ્રામાણિક આધારવાળો

---

૩–૪ આ બે ટબાર્થના પાઠ શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામદિર, અમદાવાદમા સુરક્ષિત અનુક્રમે મુનિરાજ શ્રી પં કીર્તિમુનિજી તથા મુનિ પુણ્યવિજયજીના હસ્તલિખિત ગ્રન્થસગ્રહમા રહેલી પોથીઓમાથી લખેલ છે આ બેનો અનુક્રમે ક્રમાક ૧૧૦૭૯ તથા ૧૦૫૮–૫૯ છે

કહેવામાં જરાય વાધો નથી. પ્રજ્ઞાપનાના મૂળ પાઠ સિવાય આ આવૃત્તિમાં આવેલી ટીકા વગેરેનો અમે કોઈક અપવાદ વિના ઉપયોગ કર્યો નથી. એટલે તે માટે અમે અહી વિશેષ નથી લખતા.

૨. વિ૰ સં૰ ૧૯૭૪–૭૫મા પૂ૰ પા૰ આગમોદ્ધારક આચાર્ય શ્રી સાગરાનદસૂરિજી દ્વારા સંપાદિત અને શ્રી આગમોદય સમિતિ દ્વારા બે ભાગમાં પ્રકાશિત થયેલી પ્રજ્ઞાપનાસૂત્રની આવૃત્તિ. આ ગ્રંથમા પ્રજ્ઞાપનાસૂત્ર મૂળ તથા તેની આચાર્ય શ્રી મલયગિરિસૂરિરચિત ટીકા પ્રકાશિત કરવામાં આવેલ છે. આ ગ્રંથમાં પૂર્વના પ્રકાશનની અપેક્ષાએ પ્રમાણમાં શુદ્ધિનું પ્રમાણ ઘણુ જ છે. અને આથી જ આ આવૃત્તિના પ્રકાશન પછી ચિકિત્સક અભ્યાસીઓએ આનો જ ઉપયોગ કર્યો છે. પૂ૰ પા૰ આગમોદ્ધારકજીએ સપાદિત કરેલા અનેક ગ્રંથો જોતા તેમના કાર્યની ઝડપ અને તાલાવેલી પારખી શકાય છે. આ અતિવેગમાં પ્રકાશિત કરેલા ગ્રંથોનુ પ્રમાણ જોતાં તે તે ગ્રથમા રહેલી મૌલિક સ્ખલનાઓનુ પ્રમાણ ઓછુ છે.

શ્રી આગમોદ્ધારકજી અને તેમનાં પ્રકાશનો માટે અમે અમારા આ અગાઉ સપાદિત કરેલા **नंदिसुत्तं अणुओगद्दाराइं च** ગ્રથના સપાદકીયમાં લખ્યુ જ છે. અહી અમે એટલુ જણાવીએ કે પ્રસ્તુત આવૃત્તિમા પણ પ્રજ્ઞાપનાસૂત્રની મૂળ વાચનામાં કેટલાંક સ્થળે નાની-મોટી સ્ખલનાઓ રહી ગઈ છે, જે અમે આગળ ચર્ચીશું

૩. વીર સ૰ ૨૪૪૫ (વિ૰ સ૰ ૧૯૭૫)મા મુનિ શ્રી અમોલકઋષિજી દ્વારા સપાદિત અને લાલા શ્રી સુખદેવસહાયજી દ્વારા પ્રકાશિત થયેલી આવૃત્તિ. આ ગ્રન્થમા પ્રજ્ઞાપનાસૂત્ર મૂળ તથા મુનિ શ્રી અમલોકઋષિજીકૃત પ્રજ્ઞાપનાસૂત્રનો હિદી અનુવાદ પ્રકાશિત કરવામા આવ્યા છે. આ ગ્રંથમાની પ્રજ્ઞાપનાસૂત્રની મૂળ વાચના અતીવ અશુદ્ધ છે. મુનિ શ્રી અમોલકઋષિજીએ તેમના પૂર્વની રાય શ્રી ધનપતિસિહજીની આવૃત્તિનુ અનુકરણ નથી કર્યું, પણ તથાપ્રકારની કોઈ એક હસ્તલિખિત પ્રતિ કે પ્રતિઓના આધારે પોતાની પદ્ધતિએ આ સંપાદન કર્યુ છે એમ કહી શકાય આ સબધમાં અમે આગળ લખેલી ચર્ચામાં આપેલા પાઠો ઉપરથી અભ્યાસીઓ વિશેષ જાણી શકશે. અમે પ્રજ્ઞાપનાસૂત્રના સૂત્રપાઠોના સબધની ચર્ચામાં આ આવૃત્તિની મૂળ વાચનાનો જ મર્યાદિત ઉપયોગ કર્યો છે, આથી અહી તેના હિદી અનુવાદ વિષે કઈ પણ જણાવવુ પ્રસ્તુત નથી

૪. વિ૰ સ૰ ૧૯૯૧મા પં શ્રી ભગવાનદાસ હર્ષચદ્ર દ્વારા સંપાદિત અને ત્રણ ભાગમા પ્રકાશિત આવૃત્તિ. આ ગ્રથમાં પ્રજ્ઞાપનાસૂત્ર મૂળ, મૂળ વાચનાનો ગુજરાતી અનુવાદ તથા આચાર્ય શ્રી મલયગિરિરચિત પ્રજ્ઞાપનાસૂત્રની ટીકાનો ગુજરાતી અનુવાદ પ્રકાશિત કરવામા આવેલ છે. આ આવૃત્તિની મૂળ વાચના તૈયાર કરવામાં સમિતિની આવૃત્તિને મુખ્ય રાખીને વિશેષ સશોધન માટે અમદાવાદના શ્રી શાતિસાગરજીના ભડારની એક સટીક અને ત્રુટિત પ્રજ્ઞાપનાસૂત્રની હસ્તલિખિત પ્રતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે આ હકીકત પ્રસ્તુત પ્રકાશનની પ્રસ્તાવનામાં જણાવી છે આથી કેટલેક સ્થળે સમિતિની આવૃત્તિના પાઠના બદલે આ પ્રકાશનમાં મૌલિક શુદ્ધ પાઠ મળે છે [૧] આમ છતા આ પ્રકાશનની મૂળ વાચનામાં પણ અનેક સ્થળે સમિતિના પ્રકાશન જેવી જ નાની-મોટી સ્ખલનાઓ તો છે જ, પણ તે ઉપરાંત સમિતિની આવૃત્તિના સાચા પાઠને બદલે ખોટા પાઠ પણ થયા છે [૨] મૂળ અને ટીકાનો જેવો પાઠ તેવો અનુવાદ કરવામા આવ્યો છે. આથી કોઇક

---

૧ જુઓ આગળ આવતા 'પ્રજ્ઞાપનાસૂત્રના કેટલાક સૂત્રપાઠોનુ પર્યાલોચન' શીર્ષકવાળા વિભાગની ૬૧ મી અને ૭૮ થી ૧૦૫ સુધીની કંડિકાઓ

૨. જુઓ એજન, ૪૨ મી, ૪૯ મી અને ૭૦ થી ૭૭ સુધીની કંડિકાઓ.

સ્થળ એવુ પણ છે કે જ્યા એક જ સ્થાનમા મૂળ અને ટીકાના અનુવાદની સગતિ સધાઈ નથી. આ પ્રકાશનની મૂળ વાચનાની ક્ષતિઓ પણ આગળ લખેલી ચર્ચામાંથી અભ્યાસીઓ જાણી શકશે.

૫. વિ સ. ૧૯૯૮ (વીર નિ. સ. ૨૪૬૮)મા આગમમદિર (પાલીતાણા) માં શિલામાં ઉત્કીર્ણ સમગ્ર આગમોને તૈયાર કરવા માટે મર્યાદિત સખ્યામાં પ્રકાશિત કરેલા આગમરત્નમંજૂષા નામના મહાગ્રંથમાં પ્રકાશિત થયેલા પ્રજ્ઞાપનાસૂત્રની આવૃત્તિ. સમિતિની આવૃત્તિના સ્ખલનાવાળા સ્થાનો પૈકીનાં કેટલાંક સ્થાનમાં આ આવૃત્તિમાં શુદ્ધ પાઠ ઉમળે છે. બાકી તો આમાં કોઈક સ્થળ એવુ પણ છે કે, જ્યાં સમિતિની આવૃત્તિથી વિરુદ્ધ જઈને ખોટું સંશોધન કરવામા આવ્યુ[૪] છે. પ્રસ્તુત આવૃત્તિની મૂળ વાચનાને અમે સાદ્યત મેળવી નથી, પણ મૂળ પાઠની ચર્ચા લખવામા એ અનેકવાર જોયેલી હોવાથી તેના સંબધમાં નીચેની હકીકત સહજભાવે જણાવીએ છીએ :

૭૭ મા પૃષ્ઠની (સૂત્ર ૨૧૦) આઠમી પંક્તિમાં આવેલા उड्ढं શબ્દથી દસમી પંક્તિમાં આવેલા जोयणकोडाकोडीओ ના પૂર્વના बहुगीओ સૂત્રપદ સુધીનો સૂત્રપાઠ પ્રસ્તુત પ્રકાશનમાં પડી ગયો છે. જુઓ આગમરત્નમજૂષા શિલાફલક ૧૭૩-૪ ની છેલ્લી પક્તિ. અહી પડી ગયેલો પાઠ સમિતિની આવૃત્તિમા છે. આ રીતે અન્યાન્ય સ્થાનોમાં પણ મૂળ વાચનાનો પાઠ પડી ગયો છે કે કેમ?— એ તો સમગ્ર આવૃત્તિને મેળવીએ તો જ જાણી શકાય. પ્રસ્તુત શિલાગમની આવૃત્તિની વિશેષતા તો એ છે કે તેમાં અનેક સ્થળે ° આવા પોલાં મીડા કરીને નાના-મોટા સૂત્રસદર્ભોને, કોઈ પણ પ્રાચીન પ્રતિ, પદ્ધતિ કે પરંપરાના આધાર વિના, પૂ પા આગમોદ્ધારકજીએ પોતાની આગવી શૈલીથી ટૂંકાવ્યા છે. દા. ત. ૬૪ મા પૃષ્ઠની સાતમી પક્તિમા આવેલા पुक्खर શબ્દથી તે જ પૃષ્ઠની ૧૭ મી પક્તિ સુધીનો સૂત્રસદર્ભ છોડી દઈ ને આ સમગ્ર પાઠના સ્થાને ° આવુ પોલુ મીડું કર્યું છે આ છોડી દીધેલો પાઠ પ્રજ્ઞાપનાસૂત્રની સમગ્ર હસ્તલિખિત પ્રતિઓ અને સમગ્ર પ્રકાશિત આવૃત્તિઓમાં છે. અમારા કામ પૂરતા અન્વેષણમા પણ અમે આવાં પોલાં મીડાં અનેક જોયાં છે, જેમા સક્ષેપ કરવાના આશયથી મૂળ વાચનાના નાના-મોટા સૂત્રસંદર્ભો છોડી દેવાયા છે આથી શિલાગમની પ્રસ્તુત મૂળ વાચનાને પૂ પા. આગમોદ્ધારકજીએ બનાવેલી પ્રજ્ઞાપનાસૂત્રની સક્ષિપ્ત વાચના કહી શકાય આ સક્ષેપમાં સમગ્ર સૂત્રપ્રતિઓમા અને પ્રકાશિત આવૃત્તિઓમા આવતા सुक्कलेस्सा कण्हलेस्सा જેવા શબ્દોના સ્થાનમાં सुक्का कण्हा શબ્દો પણ છે. સૂત્રપાઠોનો આ રીતે સક્ષેપ કરવા જતાં પાઠોનુ મૂળ સ્વરૂપ વિકૃત બની જવાનો પૂરેપૂરો સભવ હોવાથી આ પદ્ધતિ ચાલુ રહે એ કોઈ રીતે ઇષ્ટ નથી.

'અંતિમ આવૃત્તિ પૂર્વનાં પ્રકાશનો કરતાં વધુ શુદ્ધ નહી તોપણ તેથી ઊતરતા સ્વરૂપની તો ન હોવી જોઈએ' આવી અપેક્ષા શિલાગમગત પ્રજ્ઞાપનાસૂત્રની આવૃત્તિથી સતોષાતી નથી આ પ્રકાશન અગેની વિશેષ વિગતો આગળ આવતી ચર્ચામાથી જાણી શકાશે.

૬ મુનિરાજ શ્રી પુપ્ફભિક્ખૂ—પુષ્પભિક્ષુ—ફૂલચંદજી દ્વારા સપાદિત થયેલા सुत्तागमे નામના ગ્રથના બીજા અંશમાં અંગ આગમ સિવાયના ૨૧ આગમો પ્રકાશિત કર્યા છે, તેમા પ્રસ્તુત પ્રજ્ઞાપના-સૂત્ર પણ સપાદિત કરેલુ છે ઉક્ત सुत्तागमेનો બીજો અંશ વિ. સ ૨૦૧૧ માં સૂત્રાગમ સમિતિ ગુડગાવ છાવણી દ્વારા પ્રકાશિત થયો છે પ્રજ્ઞાપનાસૂત્રની અમે જોયેલી મુદ્રિત આવૃત્તિઓમા

---

૩ જુઓ એજન ૫, ૨૧, ૪૦, ૮૯, ૯૧, ૯૨, ૯૩, ૧૦૩ થી ૧૦૬ કડિકાઓ તથા ૩૩ મી કડિકાનો ચોથો પેટાવિભાગ

૪ જુઓ એજન ૩ જી, ૧૨ મી, ૧૬ મી, ૨૪ મી અને ૯૪ મી કંડિકાઓ.

સમયની દૃષ્ટિએ આ છેલ્લી આવૃત્તિ છે. આ આવૃત્તિમાં છપાયેલા પ્રજ્ઞાપનાસૂત્રની મૂળ વાચના જોતાં કેવળ તેના માટે જ નહીં પણ સુત્તાગમેના બે અંશમાં છપાયેલા સ્થાનકવાસી સંપ્રદાયને માન્ય ૩૨ સૂત્રગ્રંથોની વાચનાની પ્રામાણિકતાના સંબંધમાં પણ પૂરો સંદેહ થાય એવી સ્થિતિ છે. 'કોઈ પણ ગ્રંથની ઉત્તરોત્તર પ્રકાશિત આવૃત્તિ ક્રમશઃ વધુ ને વધુ સારી હોવી જોઈએ' આ એક-પ્રકારના સર્વજનસાધારણ અભિપ્રાયથી વિરુદ્ધ સુત્તાગમેનું પ્રકાશન થયું છે, એમ કહી શકાય. આ વસ્તુ સ્પષ્ટ કરવા માટે અમે આગળ જણાવેલા 'પ્રજ્ઞાપનાસૂત્રના કેટલાક સૂત્રપાઠોનું પર્યાલોચન' આ શીર્ષકમાં લખેલી ૧૦૭ કંડિકાઓ અને તેમાંય ખાસ કરીને ૪૨ મી, ૪૯ મી અને ૬૪ થી ૭૭ સુધીની કંડિકાઓ જોવા ભલામણ કરીએ છીએ. સુત્તાગમેના બે અંશની પ્રસ્તાવના-સંપાદકીયમાં કરેલા વિધાનો માટે પણ અહીં થોડો ઇશારો કરવો અમે ઉચિત માન્યો છે.

સુત્તાગમેના પહેલા અંશની પ્રસ્તાવનાના લેખક મુનિ શ્રી જિણચંદભિક્ખૂ=જિનચંદ્રભિક્ષુજી છે; અને બીજા અંશના સંપાદકીયના લેખક મુનિ શ્રી પુપ્ફભિક્ષુજી પોતે છે. સુત્તાગમેના પહેલા અંશની પ્રસ્તાવનાના ૨૫ મા પૃષ્ઠમાં અને બીજા અંશના સંપાદકીયના ૬૫ મા પૃષ્ઠમાં प्रस्तुत प्रकाशनकी विशेषता આ શીર્ષકમાં જણાવેલાં વિધાનો પૈકી ત્રણ વિધાન આ પ્રમાણે છે: (१) पाठशुद्धिका पूरा २ ख्याल रक्खा गया है। (२) इसके संपादनमें शुद्ध प्रतियोंका उपयोग किया है। (३) पाठान्तर नवीन पद्धतिसे दिए हैं।

આ ત્રણ વિધાન પૈકીના પહેલા વિધાનમાં જણાવ્યું છે કે પાઠશુદ્ધિમાં પૂરેપૂરો ખ્યાલ રાખ્યો છે. આ બાબતમાં અમે અહીં એટલું જ જણાવીએ છીએ કે અમે આગળ જણાવેલી સુત્તાગમે ગત પ્રજ્ઞાપનાસૂત્ર માટેની નોંધ અને પાઠચર્ચા જોવાથી વિજ્ઞ વાચકોને પ્રતીતિ થશે કે આગમોની પાઠશુદ્ધિની શાસ્ત્રીય પારખ સુત્તાગમેના સંપાદકજીમાં નથી, અર્થાત્ તેમનું આ વિધાન વસ્તુસ્થિતિથી વેગળું છે.

બીજા વિધાનમાં સુત્તાગમે ના સંપાદનમાં શુદ્ધ પ્રતિઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેમ જણાવ્યું છે. આ વિધાન ઉપરથી 'સુત્તાગમે ના સંપાદકજીએ શુદ્ધ હસ્તલિખિત પ્રતિઓનો ઉપયોગ કર્યો હશે' આવું અનુમાન કોઈ કરે તો તે અસંભવિત નથી. હકીકતમાં આ બાબતમાં ભલે શ્રી પુપ્ફભિક્ષુજીએ સ્પષ્ટ નથી લખ્યું પણ અમે વિશ્વાસપૂર્વક કહી શકીએ કે તેમણે સુત્તાગમે માં છાપેલી પ્રજ્ઞાપનાસૂત્રની મૂળ વાચનાને કોઈ હસ્તલિખિત પ્રતિ સાથે મેળવી નથી, અને કદાચ એકાદ હસ્તલિખિત પ્રતિ સાથે મેળવતાં કોઈક મહત્ત્વનો પ્રામાણિક પાઠ મળ્યો હશે તો તેની મૌલિકતા તેઓએ વિચારી નથી. આ હકીકત પણ અમે આગળ લખેલા 'પ્રજ્ઞાપનાસૂત્રના કેટલાક સૂત્રપાઠોનું પર્યાલોચન' આ શીર્ષકમાં આવતી ૧૦૭માંની એ સંબંધી કંડિકાઓ જોતાં સુસ્પષ્ટ થઈ જશે. સુત્તાગમે ના સંપાદકજીનું આવું શુદ્ધ પ્રતિઓના ઉપયોગ માટેનું સંદિગ્ધ વિધાન વાચકને ગેરમાર્ગે દોરનારું છે એમ પણ કહી શકાય. મુનિ શ્રી પુપ્ફભિક્ષુજીએ પોતાના આ વિધાનમાં જણાવેલી શુદ્ધ પ્રતિઓને હસ્તલિખિત પ્રતિઓરૂપે સ્પષ્ટ જણાવી નથી, અને જે શુદ્ધ પ્રતિઓનો તેમણે ઉપયોગ કર્યો છે તે શુદ્ધ પ્રતિઓનો કોઈ પરિચય પણ તેઓએ આપ્યો નથી, એટલે આ બાબતમાં સહજભાવે સંદેહ જ રહે કે તેમણે જે શુદ્ધ પ્રતિઓનો ઉપયોગ કર્યો છે તે કઈ?[5]

ત્રીજા વિધાનમાં પાઠાન્તરની નવીન પદ્ધતિની વાત કરી છે તે સમજવા માટે તેઓએ કશું જ

---

૫ અમારું આ વક્તવ્ય વાંચ્યા પછી પણ સુત્તાગમે ના સંપાદકજી તેમણે જણાવેલી શુદ્ધ પ્રતિઓનો પ્રામાણિક પરિચય આપશે તો તે જરૂર સૌકોઈ ને આવકારને પાત્ર થશે જ

સ્પષ્ટીકરણ કર્યું નથી, અર્થાત્ જે જે પાઠાન્તરો આપ્યા છે તે કોઈ હસ્તલિખિત પ્રતિના છે કે મુદ્રિત આવૃત્તિના એની કોઈ ચોખવટ એમણે કરી નથી.

ઉપર જણાવેલી હકીકતથી सुत्तागमे ગત પ્રજ્ઞાપનાસૂત્રની વાચના સંશોધનની દૃષ્ટિએ કેટલી પાંગળી છે તે સ્પષ્ટ થાય છે.

सुत्तागमेના પહેલા અંશની પ્રસ્તાવનાના ૨૩મા પૃષ્ઠમા આગમોની પૂર્વપ્રકાશિત આવૃત્તિઓ માટે આ પ્રમાણે લખ્યુ છે—इसके अतिरिक्त रायबहादुर धनपतसिंह (मकसूदाबादवाले) और आगमोदय समिति आदिने भी आगमोंका प्रकाशन किया है पर वे भी अशुद्धिओंसे खाली नहीं। આમ જણાવીને પ્રસ્તાવનાના લેખકે सुत्तागमेની આવૃત્તિને શેષ આવૃત્તિઓ કરતાં શુદ્ધ જણાવવાનો આડકતરો પ્રયત્ન કર્યો છે. અને આથી જ અમે सुत्तागमेની આવૃત્તિને શેષ આવૃત્તિઓ કરતા વધુ શુદ્ધ અને પ્રામાણિક ધારીને તેનો વિશેષ ઉપયોગ કરવા તરફ લલચાયા, એટલુ જ નહી અમને જ્યારે જ્યારે મૂળ પાઠનો નિર્ણય કરવા માટે અન્યાન્ય સ્થળો જોવાની આવશ્યકતા જણાઇ ત્યારે ત્યારે सुत्तागमे ગત પ્રજ્ઞાપનાસૂત્રનાં અમે તે તે સમગ્ર સ્થાનો જોયા પણ ખરાં. આથી આ બાબતમા અમે એટલુ નિ:શંકરીતે જણાવીએ છીએ કે सुत्तागमे ગત પ્રજ્ઞાપનાસૂત્રની વાચનામાં મૌલિક શાસ્ત્રીય શુદ્ધિ માટેનો કોઈ પ્રામાણિક પ્રયત્ન થયો નથી. અલબત્ત, सुत्तागमेની આવૃત્તિમાં આગમોદય સમિતિની આવૃત્તિના પાઠના બદલે જે ૨૯ સ્થાનોમાં મૌલિક અને સગત પાઠ આપ્યા છે તે सुत्तागमेના પ્રકાશન પૂર્વે દશ વર્ષ પહેલા વિ. સ. ૧૯૯૧માં ૫. શ્રી ભગવાનદાસ હર્ષચદ્ર દ્વારા સપાદિત આવૃત્તિમા સુધારીને આપેલા જ છે[૬]. सुत्तागमेના સપાદકજીએ પં. શ્રી ભગવાનદાસજીનુ કે આગમોદય સમિતિનુ અનુકરણ ભલે ન કર્યુ હોય, પણ આગમોદય સમિતિ અને પં૦ શ્રી ભગવાનદાસજીની આવૃત્તિમા જ્યા જ્યા ખોટા અને અમૌલિક પાઠ છે ત્યાં ત્યા સર્વત્ર सुत्तागमेમાં તેવા જ પાઠ[૭] લીધા છે. આથી પણ વિશેષ ધ્યાનપાત્ર વાત તો એ છે કે આગમોદય સમિતિની વાચનાના સાચા અને મૌલિક પાઠના બદલે જ્યા જ્યા પં. ભગવાનદાસજીની આવૃત્તિમા ખોટા અને અમૌલિક પાઠ છે ત્યા ત્યા सुत्तागमेમા પં૦ શ્રી ભગવાનદાસજીની આવૃત્તિના જેવા જ ખોટા અને અમૌલિક પાઠ[૮] આપ્યા છે. આ ઉપરથી કોઈને એમ લાગે કે सुत्तागमेના સપાદકજીએ મૂળ વાચનાનુ સંશોધન કરવા માટે અન્યાન્ય પ્રકાશિત આવૃત્તિઓનો જ આધાર લીધો છે, તો એ માન્યતાને નિરાધાર જણાવી શકે એવી કોઈ રજૂઆત सुत्तागमेના સપાદકજીએ કરી નથી. અમારા આ મર્યાદિત વક્તવ્યની ખાતરી તો આગળ જણાવેલા 'પ્રજ્ઞાપનાસૂત્રના કેટલાક સૂત્ર-પાઠોનું પર્યાલોચન' આ શીર્ષકમાં આપેલી વિગતો જોતાં થશે જ. અહી સાથે સાથે જણાવી દઈએ છીએ કે અમે પૂર્વનાં પ્રકાશનોના સૂત્રપાઠોના સ્થાનમાં જે કોઈ મૌલિક અને પ્રામાણિક પાઠ મેળવી શકયા છીએ તે પૈકીનો માત્ર એક હળવો પણ પ્રામાણિક પાઠ (कायजोगे ના બદલે પ્રામાણિક પાઠ—कायजोगं) सुत्तागमेની જ આવૃત્તિમાં સ્વીકારાયો છે, જે પૂર્વની અન્ય કોઈ પણ આવૃત્તિમાં નથી. જુઓ 'પ્રજ્ઞાપનાસૂત્રના કેટલાક સૂત્રપાઠોનું પર્યાલોચન' આ શીર્ષકની ૧૦૭મી કંડિકા અર્થાત્ આ એક સ્થાન સિવાય सुत्तागमेના પ્રામાણિક પાઠવાળુ એવુ એક પણ સ્થાન નથી કે જે તેના પૂર્વની કોઈને કોઈ એક આવૃત્તિમા ન હોય. બાકી, અહી જણાવ્યા સિવાયની પણ सुत्तागमेની નાની નાની આગવી ક્ષતિઓ તો સહજ ભાવે જોતા એવી જણાઈ છે કે જે તેના પૂર્વની કોઇ પણ આવૃત્તિમા ભાગ્યે જ હોય.

---

૬ જુઓ એજન ૬૧ મી અને ૭૮ થી ૧૦૬ સુધીની કંડિકાઓ

૭ જુઓ એજન ૧ થી ૪૨, ૪૩ થી ૪૭, ૫૦ થી ૬૦, ૬૨ અને ૬૩ મી કંડિકાઓ.

૮. જુઓ એજન ૬૧ મી તથા ૭૮ થી ૧૦૫ સુધીની કંડિકાઓ.

सुत्तागमे માં છાપેલા આગમોમાંથી તેના સંપાદકજીએ કેટલે સ્થળે પાઠો કાઢી નાખ્યા છે કે બદલ્યા છે તે તો તેમાં છપાયેલા બધા આગમોને મેળવીએ ત્યારે જ કહી શકાય છતાં તેમણે છાપેલા પ્રજ્ઞાપનાસૂત્રમાં પાઠ કાઢી નાંખીને અને બદલીને જે ધાલમેલ કરી છે તે તો અમે આગળ લખેલા 'પ્રજ્ઞાપનાસૂત્રના કેટલાક સૂત્રપાઠોનુ પર્યાલોચન' આ શીર્ષકમાની ૬૪થી ૬૯ સુધીની કંડિકાઓ વાંચતાં જિજ્ઞાસુઓ સ્પષ્ટ સમજી શકશે. અને તેથી અમે એમ કહી શકીએ કે सुत्तागमे ગત અન્ય આગમોમા પણ ધાલમેલ થઇ હોવી જોઈએ, આમ છતાં 'ચોર કોટવાળને દંડે' એ ન્યાયે ધાલમેલ કરનાર મુનિશ્રી પોતે જ પ્રાચીન આગમિક સાહિત્યમાં ધાલમેલ થયાનો આક્ષેપ કરે એ એમની બલિહારી જ કહી શકાય![૯]

અહીં એક હકીકતની સ્પષ્ટતા કરી દેવી અમને ઉચિત લાગે છે કે સમગ્ર જૈન આગમોની હજારો પ્રતિઓ અમે બારીકાઈથી જોઈ છે. તેમાં તે તે આગમગ્રંથની મૂળ વાચનાના સંક્ષિપ્ત કે સક્ષિપ્તતર મૌલિક સૂત્રપાઠને સરળતાથી સમજવા માટે જ, પ્રાય: તે તે આગમની ટીકાની વ્યાખ્યાના આધારે, કોઈક અભ્યાસી વિદ્વાન્ મુનિઓએ સૂત્રપદોનો પ્રક્ષેપ કર્યો છે. અહીં પણ આનું ઉદાહરણ અમે આગળ લખેલા 'પ્રજ્ઞાપનાસૂત્રના કેટલાક સૂત્રપાઠોનું પર્યાલોચન' આ શીર્ષકમા આવેલી ૩૪, ૪૪, ૫૩ અને ૫૭મી કંડિકાઓ જોવાથી મળી રહેશે. કોઈવાર પ્રક્ષિપ્ત પાઠો એવા પણ હોય છે કે જે સગત ન હોય. આ વસ્તુ પણ અમે આગળ લખેલા 'પ્રજ્ઞાપનાસૂત્રના કેટલાક સૂત્રપાઠોનું પર્યાલોચન' આ શીર્ષકની ૪, ૫, ૧૦, ૧૬, ૧૭, ૨૨ અને ૩૮ આ કંડિકાઓ જોતાં સમજાશે. આથી એ પણ ફલિત થાય છે કે તે તે વિષયના અધકચરા અભ્યાસીઓ દ્વારા પણ કદાચ આવા પાઠો ઉમેરાયા હોય. વળી, તે તે આગમગ્રથના નાના-મોટા સૂત્રસંદર્ભોના વક્તવ્યની સમાપ્તિ પછી તે સમગ્ર વક્તવ્યને સંક્ષેપમા આવરી લેતી અન્યાન્યગ્રથગત સગ્રહણીગાથા પણ તે તે સૂત્ર-સંદર્ભ પછી કોઈક વાર ઉમેરાઈ હોય તેવુ પણ જાણ્યુ છે. આવી ગાથા કોઈ વાર મૂળસૂત્રકારની પણ હોવાનો સભવ હોઈ શકે, તો કોઈ વાર સ્વતંત્ર રીતે રચીને કોઈ વિદ્વાન મુનિએ પ્રક્ષિપ્ત કરી હોય તે પણ અસભવિત નથી. આ રજૂઆતનું ઉદાહરણ પ્રસ્તુત પ્રજ્ઞાપનાસૂત્રમા પણ છે. જુઓ ૨૬મા પૃષ્ઠની ૧૫–૧૬ પંક્તિમાં આવેલી પ્રક્ષિપ્ત ગાથા. આ ઉપરાત પ્રસ્તુત ગ્રથના પ્રારંભમા આવતો પંચપરમેષ્ઠિનમસ્કારવાળો સૂત્રપાઠ તથા પ્રારંભની બે ગાથા પછી પ્રજ્ઞાપનાસૂત્ર-કારનો સંક્ષિપ્ત પરિચય આપતી બે ગાથાઓ પણ પ્રક્ષિપ્ત છે

અમે સમગ્ર આગમગ્રથોમા સગત કે અસગત હોય તેવા અનેકાનેક પ્રક્ષિપ્ત પાઠો જોયેલા હોવાથી તે બધાય પ્રક્ષિપ્ત પાઠો તે તે સ્પષ્ટ પ્રસ્તુતાર્થને સુસ્પષ્ટ કરવાના આશયથી જ ઉમેરાયા છે તે પણ ખાતરીપૂર્વક જણાવી શકીએ છીએ. આવા પ્રક્ષિપ્ત પાઠો પ્રાચીનતમ પ્રતિઓમાં પ્રાય: નહી મળતા હોવાથી અને તે તે આગમના વ્યાખ્યાગ્રથોના આધારે આ પ્રક્ષિપ્ત પાઠોની અમૌલિકતા તો દીવા જેવી સ્પષ્ટ થઈ જ જાય છે આ ઉપરાત આ સમગ્ર પ્રક્ષિપ્ત પાઠોનો ખાસ પરિચય તો એ છે કે તેમાં કોઈ પણ વિદ્વાને પોતાની આગવી–અગત માન્યતાનો પાઠ બનાવીને ઉમેર્યો હોય તેવુ એક પણ સ્થળ અમે સૂત્રપ્રતિઓમાં જોયુ નથી. આગમોમા ધાલમેલ થઈ શકતી હોત તો તો વ્યાખ્યાકારો મૂંઝાત જ નહી

આ ઉપરાત 'प्रज्ञापनोपाङ्गની આચાર્ય શ્રી હરિભદ્રસૂરિકૃત પ્રદેશવ્યાખ્યાને પૂર્વ ભાગ અને ઉત્તર ભાગરૂપે અનુક્રમે ઈ. સ. ૧૯૪૭ માં ઋષભદેવ કેસરીમલ, રતલામ, દ્વારા અને ઈ. સ.

---

૯ આ સંબધમા પં શ્રી કલ્યાણવિજયજીરચિત 'પટ્ટાવલીપરાગસંગ્રહ' પૃ ૪૪૯ મા "जैन आगमो मे काटछाट" શીર્ષક વક્તવ્યને જુઓ.

૧૯૪૯ માં જૈન પુસ્તક પ્રચારક સંસ્થા, સૂરત દ્વારા પ્રકાશિત કરી છે. આ પ્રકાશનમાં પ્રજ્ઞાપના-સૂત્રની મૂલ વાચના આપવામાં આવી નથી.

## પ્રજ્ઞાપનાસૂત્રના કેટલાક સૂત્રપાઠોનું પર્યાલોચન

આ સંદર્ભ લખવાનો આશય, આગમસંશોધન માટે વિવિધ પ્રત્યંતરોના પાઠોની ધીરજ-પૂર્વક વિવિધ રીતે ચકાસણી કરવા માટેની અમારી આગમસંશોધનપદ્ધતિ આગમ આદિનું સંપાદન કરનાર અભ્યાસીઓને કોઈ ને કોઈ રીતે પ્રેરણારૂપ થશે, તે જ છે. આથી પૂર્વનાં પ્રકાશનોની વાચનાના વિષમ પાઠોનું નિરૂપણ અહીં આનુષંગિક રીતે જ જરૂરી બની ગયું હોઈ જે કોઈ મહાનુ-ભાવોની એ સંબંધમાં લાગણી દુભાય તેઓ સૌને અમારો મુખ્ય ઉદ્દેશ અવધારવા ક્ષમાપનાપૂર્વક વિનંતિ કરીએ છીએ.

અહીં જણાવેલી કુલ ૧૦૭ કંડિકાઓનું વર્ગીકરણ આ પ્રમાણે છે—

(अ) ૨૦, ૪૩, ૫૧, ૫૨, ૫૪, ૫૬, ૫૮, ૫૯, ૬૦, ૬૨ અને ૬૩—આ અગિયાર કંડિકાઓમાં જણાવેલા મૌલિક પ્રામાણિક પાઠના બદલે અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં ખોટા પાઠ છે, જેમાંથી ૨૦, ૪૩, ૫૧, ૫૬, ૫૮, ૫૯, ૬૦ અને ૬૩—આ આઠ કંડિકાઓમાં જણાવેલા ખોટા પાઠ અમને એક કે એકથી વધુ પ્રત્યંતરોમાં મળ્યા છે.

(आ) ૪૫ મી અને ૫૦ મી કંડિકામાં જણાવેલા મૌલિક પ્રામાણિક પાઠના બદલે રાય શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિ સિવાયની શેષ પ્રકાશિત આવૃત્તિઓમાં ખોટો પાઠ છે. આ ખોટો પાઠ અમને પણ પ્રત્યંતરોમાં મળ્યો છે.

(इ) ૩૨, ૩૭ અને ૫૫મી કંડિકામાં જણાવેલા મૌલિક પ્રામાણિક પાઠના બદલે મુનિ શ્રી અમોલકઋષિજીની આવૃત્તિ સિવાયની શેષ પ્રકાશિત આવૃત્તિઓમાં ખોટા પાઠ છે, જેમાંથી ૩૭મી કંડિકામાં જણાવેલો ખોટો પાઠ અમને પણ પ્રત્યંતરોમાં મળ્યો છે.

(ई) ૧૮, ૨૩, ૨૫ અને ૪૬ મી કંડિકામાં જણાવેલા મૌલિક પ્રામાણિક પાઠને બદલે તેને અનુસરતા (જેને પ્રામાણિક પાઠભેદ કહી શકાય તેવા) સૂત્રપાઠો રાય શ્રી ધનપતિસિંહજીની તથા મુનિ શ્રી અમોલકઋષિજીની આવૃત્તિમાં છે.

(उ) ૧, ૨, ૩, ૬, ૮, ૯, ૧૧, ૧૨, ૧૩, ૧૮, ૨૧, ૨૩, ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૯, ૩૧, ૩૬, ૩૯, ૪૬ અને ૧૦૬—આ બાવીસ કંડિકાઓમાં જણાવેલા મૌલિક પ્રામાણિક પાઠના બદલે આગમોદય સમિતિની, પં૦ શ્રી ભગવાનદાસજીની, આગમરત્નમંજૂષાની—શિલાગમની અને सुत्तागमे ની આવૃત્તિમાં ખોટા પાઠ છે. આ પૈકીની ૩૯મી અને ૪૬મી કંડિકામાં જણાવેલા ખોટા પાઠ અમને પ્રત્યંતરોમાં મળ્યા છે અહીં ફરક એટલો જ છે કે ૨૧ અને ૧૦૬ ક્રમાંકવાળી કંડિકામાં જણાવેલો મૌલિક પ્રામાણિક સૂત્રપાઠ શિલાગમની આવૃત્તિમાં છે

(ऊ) ૪, ૫, ૧૦, ૧૬, ૧૭, ૨૨ અને ૩૮—આ કંડિકાઓમાં જણાવેલા મૌલિક પ્રામાણિક પાઠ ઉપરાંત અપ્રામાણિક વધારાના પાઠ આગમોદય સમિતિની, પં૦ શ્રી ભગવાનદાસજીની, શિલાગમની અને सुत्तागमे ની આવૃત્તિમાં છે અહીં ફરક એટલો જ છે કે પાંચમી કંડિકામાં જણાવેલો વધારાનો ખોટો પાઠ મુનિ શ્રી અમોલકઋષિજીની આવૃત્તિમાં પણ છે તેમ જ અમને પણ એક પ્રત્યંતરમાં મળ્યો છે, જ્યારે પાંચમી કંડિકાનો વધારાનો ખોટો પાઠ શિલાગમની આવૃત્તિમાં નથી.

(ऋ) ૩૪, ૪૪, ૫૩ અને ૫૭ મી કંડિકામાં જણાવેલા વધારાના સૂત્રપાઠ પ્રસ્તુતાર્થને વિશેષ સ્પષ્ટ કરે છે, પણ તે સ્પષ્ટીકરણ માટે પાછળથી ઉમેરાયા હોવાથી તેને પ્રમાણભૂત ન કહેવાય. આમાંની ૫૩ મી અને ૫૭ મી કંડિકામાં જણાવેલો વધારાનો સૂત્રપાઠ અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં છે, જ્યારે ૩૪મી અને ૪૪મી કંડિકામા જણાવેલો વધારાનો સૂત્રપાઠ આગમોદય સમિતિની, પં૦ શ્રી ભગવાનદાસજીની, શિલાગમની અને सुत्तागमे ની આવૃત્તિમા છે. અહી માત્ર ૫૭ મી કંડિકામાં જણાવેલો વધારાનો સૂત્રપાઠ જ અમને એક પ્રત્યતરમાં મળ્યો છે

(ॠ) ૭, ૧૪, ૧૫, ૧૯, ૨૮, ૩૦, ૩૩, ૩૫, ૩૭, ૪૦ અને ૪૧—આ અગિયાર કંડિકાઓમાં જણાવેલા મહત્ત્વના સૂત્રપાઠો આગમોદય સમિતિની, પં૦ શ્રી ભગવાનદાસજીની, શિલાગમની અને सुत्तागमे ની આવૃત્તિમા નથી, જે અમને સમગ્ર સૂત્રપ્રતિઓએ આપ્યા છે. અહી ફરક એટલો જ કે ૭, ૩૦ અને ૩૭ મી કંડિકામા જણાવેલો સૂત્રપાઠ તથા ૧૯ મી કંડિકામા જણાવેલા સૂત્રપાઠવાળુ સમગ્ર વાક્ય રાય શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિમા પણ નથી, જ્યારે ૩૩મી કંડિકામા જણાવેલા પાચ વિભાગ પૈકીના ચોથા વિભાગમા જણાવેલો તથા ૪૦ મી કંડિકામા જણાવેલો સૂત્રપાઠ શિલાગમની આવૃત્તિમા છે.

(ऌ) ૬૪ થી ૬૯ સુધીની કંડિકાઓમા—सुत्तागमे ની આવૃત્તિમાંથી એના સંપાદકશ્રીએ સ્વેચ્છાએ જે પાઠો કાઢી નાંખ્યા છે તે (કંડિકા ૬૪ ૬૫-૬૬), સૂત્રાર્થને ન સમજવાથી સ્વેચ્છાએ સૂત્રપદોની વિભક્તિ બદલીને ખોટો પાઠ બનાવ્યો છે તે (કંડિકા ૬૭), સૂત્રપદોનુ અમૌલિક પરિવર્તન સ્વેચ્છાએ કર્યું છે તે (કંડિકા ૬૮) અને મુદ્રણમા થયેલ અનવધાનનું એક ઉદાહરણ (કંડિકા ૬૯)—આ હકીકતો જણાવી છે.

(ए) ૪૨ મી, ૪૯ મી અને ૭૦ થી ૭૭ સુધીની કંડિકાઓ પૈકીની ૭૧ મી કંડિકા સિવાયની કંડિકાઓમાં જણાવેલા સમગ્ર સૂત્રપ્રતિઓના અને પૂર્વની આગમોદય સમિતિ આદિની આવૃત્તિઓના મૌલિક અને પ્રામાણિક પાઠના બદલે પં શ્રી. ભગવાનદાસજીની આવૃત્તિમા જ્યા જ્યાં ખોટા પાઠ (કંડિકા ૭૦, ૭૫.), અપ્રમાણિત પાઠ (કંડિકા ૪૯, ૭૩, ૭૪), અમૌલિક પદવિપર્યાસ (કંડિકા ૭૬), પ્રક્ષિપ્ત પાઠ (કંડિકા ૭૨) અને અશાસ્ત્રીય સશોધન (કંડિકા ૪૨, ૭૭) છે તે જણાવ્યુ છે. ઉપરાંત, આગમોદય સમિતિની આવૃત્તિ પ્રમાણે જ પં શ્રી ભગવાનદાસજીની આવૃત્તિમા સૂત્રોનો તદ્દન ખોટો ઉત્ક્રમ તેમ જ પાઠપતન છે તે ૭૧ મી કંડિકામાં જણાવ્યુ છે. આ ૭૧ મી કંડિકામા આગમોદય સમિતિની આવૃત્તિની ક્ષતિ ઉપરાત એક સ્થળે પ. શ્રી ભગવાનદાસજીની આવૃત્તિમા એક વધુ પાઠપતન થયુ છે તે પણ જણાવ્યું છે. આ દશ કંડિકાઓમાં નિર્દિષ્ટ સ્થાનોમાં કેવળ પં. શ્રી ભગવાનદાસજીની આવૃત્તિના જેવી જ અમૌલિક વાચના सुत्तागमे ની આવૃત્તિમાં છે, તેમાય ૭૧ મી કંડિકામાં પડી ગયેલા પાઠના સ્થાનમાં सुत्तागमे માં સ્વમતિએ નવો અશાસ્ત્રીય પાઠ બનાવીને મૂક્યો છે તે પણ જણાવ્યુ છે.

(ऐ) ૬૧ મી અને ૭૮ થી ૧૦૫ સુધીની કંડિકાઓમા જણાવેલા મૌલિક પ્રામાણિક પાઠોના સબધમાં આગમોદય સમિતિની આવૃત્તિની ક્ષતિ જણાવી છે અને પં. શ્રી ભગવાનદાસજીની આવૃત્તિમાં પ્રસ્તુત મૌલિક પ્રામાણિક પાઠો છે તે પણ જણાવ્યુ છે પં. શ્રી ભગવાનદાસજીની આવૃત્તિમા સ્વીકારાયેલા આ ૨૯ કંડિકાઓમા જણાવેલા મૌલિક સૂત્રપાઠો सुत्तागमे ની આવૃત્તિમા પણ છે. અહી ફરક એટલો જ કે ૮૦ મી કંડિકામાં જણાવેલા મૌલિક પાઠનો પ શ્રી ભગવાન-દાસજીની આવૃત્તિમાં સશોધનમાન્ય રીતે ઇશારો કરાયો છે, જ્યારે सुत्तागमे મા તે મૌલિક પાઠ સ્પષ્ટપણે સ્વીકારાયો છે. તથા ૯૯ મી કંડિકામા પ. શ્રી ભગવાનદાસજીની આવૃત્તિમા જે બે સૂત્રપદો વધારે છે, જેને પ્રમાણિત કહી શકાય નહિ, તે પ્રમાણે જ सुत्तागमे માં પણ બે સૂત્રપદો વધારે છે.

પ્રસ્તુત કંડિકાઓ પૈકીની ૮૯, ૯૧, ૯૨, ૯૩ અને ૧૦૩ થી ૧૦૫ સુધીની કંડિકાઓમાં જણાવેલા મૌલિક પાઠ શિલાગમની આવૃત્તિમાં પણ છે, બાકીના આગમોદય સમિતિ પ્રમાણે છે.

(ઓ) ૧૦૭મી કંડિકામા જે મૌલિક પ્રામાણિક પાઠ જણાવ્યો છે તે સુત્તાગમે સિવાયની તેના પહેલાંની કોઈ પણ આવૃત્તિમાં નથી તે જણાવ્યુ છે.

## ચર્ચિત આવૃત્તિઓની સંજ્ઞા

નીચેની કંડિકાઓમાં પ્રજ્ઞાપનાસૂત્રની જે જે મુદ્રિત આવૃત્તિઓની ચર્ચા કરી છે તે આવૃત્તિઓની સજ્ઞા નીચે મુજબ છે :—

ઘ : રાય શ્રી ધનપતિસિંહજીની આવૃત્તિ. म : પ. શ્રી ભગવાનદાસજીની આવૃત્તિ.

स : આગમોદય સમિતિની આવૃત્તિ. शि : શિલાગમ (આગમરત્નમજૂષા)ની આવૃત્તિ

अ : મુનિ શ્રી અમોલકઋષિજીની આવૃત્તિ. सु : સુત્તાગમેની આવૃત્તિ.

## સૂત્રપાઠોનું પર્યાલોચન

૧ ૧૮૮ મા સૂત્રમા આવેલો साणं साण भोमेज्जणगरावाससतसहस्साणं (પૃ૦ ૬૫, પં૦ ૧૦) આ પાઠ અમને બધીય સૂત્રપ્રતિઓએ આપ્યો છે, ઉપરાંત જીવાજીવાભિગમસૂત્રની ટીકામાં આચાર્ય શ્રી મલયગિરિજીએ પ્રજ્ઞાપનાસૂત્રગત આ સમગ્ર વાનવ્યન્તરસૂત્ર આપ્યુ છે તેમા પણ પ્રસ્તુત પાઠ અહી જણાવ્યા પ્રમાણે જ છે. स આવૃત્તિમા અને તદનુસારે म, शि તથા सु આવૃત્તિમાં પણ આ પાઠ આ પ્રમાણે છે—साणं साणं असंखेज्जभोमेज्जणगरावाससतसहस्साणं, જ્યારે घ અને अ આવૃત્તિમા અહી स આવૃત્તિના પાઠની મતલબનો પાઠ આ પ્રમાણે છે— साणं साणं भोमेज्जणगरा-वाससयसहस्सा असखेज्जाणं.

૨. ૫૦૭મા સૂત્રમા दसपएसिए णवपएसहीणे त्ति (પૃ૦ ૧૫૨, ૫૦ ૧૫) આ સૂત્રપાઠ બધીય પ્રાચીન-પ્રાચીનતમ સૂત્રપ્રતિઓ આપે છે. આ સ્થાનમાં स આવૃત્તિમા આવો પાઠ છે— दसपएसिए नवरं णवपएसहीणे त्ति । આવો પાઠ કોઈ પણ પ્રતિ આપતી નથી, અને તેની જરૂર પણ નથી घ અને अ આવૃત્તિમા અહી दसपएसिए णवर पदेसहीणे त्ति આવો પાઠ છે, અર્થાત્ અમે સ્વીકારેલા પાઠમા णव શબ્દ છે તેના બદલે આ બે આવૃત્તિઓમા णवर શબ્દ છે. સંશોધન-શૈલીથી ટેવાયેલા વિદ્વાનો અહી જાણી શકશે કે સાચા णव શબ્દનુ અશુદ્ધ સ્વરૂપ णवर થયુ અને તેમાંથી કેવળ णव ના બદલે णवर અને णव આવા બે શબ્દો બન્યા. म, शि અને सु આવૃત્તિમાં અહી સમિતિના પાઠનુ જ અનુકરણ થયુ છે

૩. ૧૧૧૯ મા સૂત્રમા ચતુઃપુરુષપ્રવિભક્ત ગતિના ચાર પ્રકારો આ પ્રમાણે છે—समगं पट्ठिता समगं पज्जवट्ठिता १, समगं पट्ठिया विसमं पज्जवट्ठिया २, विसमं पट्ठिया समगं पज्जवट्ठिया ३, विसमं पट्ठिया विसमं पज्जवट्ठिया ४ (પૃ૦ ૨૭૨–૭૩). આ પાઠ અમે ઉપયોગમા લીધેલી બધી જ સૂત્રપ્રતિઓ આપે છે. स આવૃત્તિમા મૂળ વાચના સાથે ટીકા પણ પ્રકાશિત કરેલી છે અને આ સ્થાનની ટીકાનો પાઠ પૂ. પા આગમોદ્ધારકજીને ખંડિત મળ્યો, તેથી શ્રી આગમોદ્ધારકજીએ આ સ્થાનના ઉક્ત પાઠને આગળપાછળ મૂકી દીધો હોય એમ લાગે છે. स આવૃત્તિમા પ્રસ્તુત પાઠની ટીકા આ પ્રમાણે છે—तच्चतुर्द्धात्वं 'समगं पज्जवट्ठिया' इत्यादिना ग्रन्थेन स्वयमेव वक्ष्यति (ટીકા, પત્ર ૩૨૯, પૃષ્ઠિ ૧-૨). ટીકાના આ પાઠના આધારે स આવૃત્તિમા મૂળ પાઠ આ પ્રમાણે છે—समगं पज्जवट्ठिया समगं पट्ठिया १, समगं पज्जवट्ठिया विसमं पट्ठिया २, विसमं पज्जवट्ठिया विसमं पट्ठिया ३, विसमं पज्जवट्ठिया समगं पट्ठिया ४ । ટીકાની પ્રાચીન તાડપત્રીય પ્રતિઓમાં આ સ્થાનની વ્યાખ્યામાં ઉપર જણાવેલી મુદ્રિત આવૃત્તિના ટીકાપાઠના બદલે સમગ્ર

સૂત્રપ્રતિઓના મૂળપાઠનો નિર્દેશ કરતો ટીકાપાઠ આ પ્રમાણે છે—तच्चतुर्द्धात्वं 'समगं पड्डिया समगं पज्जवड्डिया' इत्यादिना ग्रन्थेन स्वयमेव वक्ष्यति। ટીકાના આ શુદ્ધ પાઠ ઉપરથી સમજી શકાશે કે પ્રજ્ઞાપનાસૂત્રની બધીય સૂત્રપ્રતિઓએ આપેલો અમારા પ્રકાશનનો જ પાઠ પ્રામાણિક છે. આવાં ઉદાહરણોથી સશોધનમાં રસ ધરાવનાર અભ્યાસીઓએ એટલો ધડો તો અવશ્ય લેવો જ કે કોઈ પણ ગ્રથની ટીકાની મુદ્રિત આવૃત્તિના પાઠના આધારે સામાન્ય રીતે બધીય મૂળ સૂત્રની પ્રતિઓના પાઠને પરાવર્તિત કરવાને બદલે ટીકાનાં પ્રાચીન-પ્રાચીનતમ પ્રત્યંતરો જોવા જોઈએ ટીકાના હસ્તલિખિત પ્રત્યતરો મળવાનો સર્વથા અસંભવ હોય તોપણ મૂળ સૂત્રના પાઠને પરાવર્તિત કરવો એ તો કોઈ રીતે યોગ્ય નથી. ध આવૃત્તિમા અહી જણાવેલો સૂત્રપાઠ શબ્દસામ્યના લીધે વિચિત્ર રીતે ખંડિત થયો છે અને अ આવૃત્તિમાં આમ તો स આવૃત્તિના જેવો જ પાઠ છે, પણ તેમાં ત્રીજા અને ચોથા પ્રકારમાં ફરક છે. म અને सु આવૃત્તિમાં કેવળ स આવૃત્તિનું જ આ સ્થાનમા અનુકરણ છે. પ્રસ્તુત સૂત્રમા જ્યા જ્યા पज्जवड्डिया પાઠ છે તેના બદલે शि આવૃત્તિમાં 'पज्जुवड्डिया' આવો ખોટો પાઠ મૂકીને નિરાધાર એક અશુદ્ધિનો વધારો કર્યો છે. આ સિવાય આ સ્થાનમાં शि આવૃત્તિનો પાઠ પણ स આવૃત્તિના જેવો જ છે.

૪. ૨૯૪ મા પૃષ્ઠની ૧૩ મી ટિપ્પણીમા [1]इंदगोवे इ वा પાઠ છે તે સૌપ્રથમ કેવળ स આવૃત્તિમાં મૂળ વાચનામાં લેવાયો છે. અમને કોઈ પણ સૂત્રપ્રતિમા આ પાઠ મળ્યો નથી, અને ध તથા अ આવૃત્તિમાં પણ આ વધારાનો પાઠ નથી. ટીકાની વ્યાખ્યાના વક્તવ્યને બરાબર ન સમજવાના કારણે આ વધારાનો પાઠ અહીં કોઈ વિદ્વાને ઉમેર્યો હોય તેમ લાગે છે; આ હકીકત ટીકાનો પાઠ જોતા સમજાશે. મૂળ સૂત્રમા बालिंदगोवे इ वा પાઠ છે તેની ટીકા આ પ્રમાણે છે—बालेन्द्रगोपकः सद्यो जातः इन्द्रगोपकः, स हि प्रवृद्धः सन् ईषत्पाण्डुरक्तो भवति ततो बालग्रहणम्; इन्द्रगोपकः—प्रावृट्प्रथमसमयभावी कीटविशेषः। પ્રસ્તુત સ્થાનમાં મૂળ સૂત્રની સમગ્ર સૂત્રપ્રતિઓની વાચના અને તદનુસારી ટીકાકારની વ્યાખ્યા ઉપરથી સ્પષ્ટ જ છે કે અહી ઇન્દ્રગોપ નહી પણ બાલેંદ્રગોપ જ પ્રસ્તુત છે. बालिंदगोव–बालेन्द्रगोप માં સૂચવાયેલા ઇન્દ્રગોપનો પરિચય ટીકાકારે આપ્યો તેના ઉપરથી જ કોઈએ મૂળ અને ટીકા–કારને અનભિપ્રેત इंदगोवे इ वा આ પાઠ મૂળમા ઉમેરી દીધો હોય તેમ લાગે છે. स આવૃત્તિ પછીની म, शि અને सु આવૃત્તિમા પ્રસ્તુત વધારાનો ખોટો પાઠ स આવૃત્તિની વાચના પ્રમાણે જ લેવાયો છે.

૫. ૧૨૩૮ મા સૂત્રમાં આવેલા अणोवमा इ वा (પૃ૦ ૨૯૭) આ સૂત્રપાઠના પહેલા उवमा इ वा આવો વધારાનો સૂત્રપાઠ અમને म० સજ્ઞક સૂત્રપ્રતિમાં મળ્યો છે. અને पु २ સજ્ઞક પ્રતિમાં આ વધારાનો પાઠ પાછળથી શોધકે ઉમેરેલો છે. આ સિવાયની અમે ઉપયોગમા લીધેલી સર્વ સૂત્રપ્રતિઓમાં આ વધારાનો उवमा इ वा પાઠ નથી. स આવૃત્તિમા પ્રસ્તુત વધારાનો પાઠ મૂળ વાચનામા સ્વીકાર્યો છે ટીકામાં પ્રસ્તુત સૂત્રમાં જણાવેલા મિષ્ટ ખાદ્ય પદાર્થો પૈકીના गुले खंडे અને मच्छंडिया શબ્દનો પરિચય આપ્યો છે पप्पडमोयए પદથી अणोवमा સુધીના સૂત્રપદો માટે ટીકાકારે पर्पटमोदकादयः सम्प्रदायादवसेयाः આમ લખીને તજ્જ્ઞ દ્વારા જાણી લેવાની ભલામણ કરી છે. પ્રસ્તુત સૂત્રમાં જણાવેલાં ઉદાહરણદર્શક પદો મિષ્ટ ખાદ્ય પદાર્થનાં છે એટલી વાત નક્કી છે. અને આથી જવલ્લે જ કોઈક પ્રતિમા મળતો હોવા છતા उवमा इ वा સૂત્રપાઠ અનુપયોગી અને પાછળથી ઉમેરાયેલો જણાય છે. उवमा નો અર્થ उपमा છે, જે આજે પણ મદ્રાસી વાનગી તરીકે પ્રસિદ્ધ છે. उपमा ખારી હોય છે, એટલે આ સદર્ભમાં उवमा શબ્દ બરાબર નથી, પણ

---

૧ स આવૃત્તિમા इदगोपे इ वा છે, અર્થાત્ वे ના બદલે पे છે

ઉપમાથી વિપરીત સ્વાદ અર્થાત્ મિષ્ટ સ્વાદ જેનો હોય તે વાનગી અનુપમાના નામે પ્રાચીન કાળમાં પ્રચલિત હશે, જે અહીં મૂળ સૂત્રમા अणोवमा શબ્દથી સૂચવાઈ છે. પ્રસ્તુત વધારાનો અપ્રમાણિત उवमा इ वा પાઠ ध અને शि આવૃત્તિમા નથી, જ્યારે अ અને તે પછીની भ તથા सु આવૃત્તિમાં છે અહીં અનુપમાના ઉલ્લેખથી ઉપમા નામની વાનગીની પ્રાચીનતા આનુષંગિક રીતે અનુપમા જેટલી જ નિશ્ચિત થાય છે.

૬. ૧૨૪૭ મા સૂત્રમાં આવેલુ अणंतगुणा સૂત્રપદ અમને બધીય સૂત્રપ્રતિઓમાં મળ્યુ છે, ध તથા अ આવૃત્તિમા પણ આ સ્થાનમા આવો જ પાઠ છે; ટીકામાં પણ આ પાઠ પ્રમાણે જ વ્યાખ્યા છે; જ્યારે स આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના સ્થાનમા असखेज्जगुणा આવો ખોટો પાઠ છે. भ, शि તથા सु આવૃત્તિમા પ્રસ્તુત स આવૃત્તિના ખોટા પાઠનુ જ અનુકરણ થયુ છે.

૭. ૧૬૨૦ મા સૂત્રનો ચોથો ભગક આ પ્રમાણે છે.—अत्थेगइए जीवे एगइयाओ जीवाओ ज समयं काइयाए आहिगरणियाए पाओसियाए किरियाए अपुट्ठे तं समयं पारियावणियाए किरियाए अपुट्ठे पाणाइवायकिरियाए अपुट्ठे ४। (પૃ० ૩૫૭, પં० ૬–૮). અમને સમગ્ર સૂત્રપ્રતિઓએ આપેલો આ સૂત્રપાઠ अ સિવાયની અદ્યાવધિ પ્રકાશિત થયેલી કોઈ પણ આવૃત્તિમાં નથી. જે હસ્તલિખિત પ્રતિના આધારે મુદ્રિત થયેલી આવૃત્તિમા આ પાઠ નથી તે હસ્તલિખિત પ્રતિમા ટીકાની વ્યાખ્યા ઉપલક દૃષ્ટિએ જોવાથી કદાચ પ્રસ્તુત સૂત્રપાઠ ન લેવાયો હોય તેવુ અનુમાન કરી શકાય. પ્રસ્તુત સમગ્ર સૂત્રની ટીકા આ પ્રમાણે છે –'जीवे णं भंते! ज समयं काइयाए अहिगरणियाए' इत्यादि। अत्रापि समयग्रहणेन सामान्यतः कालो गृह्यते, प्रश्नसूत्रं सुगमम्, निर्वचनसूत्रे भङ्गत्रयी—कश्चिज्जीवमधिकृत्य कश्चिज्जीवो यस्मिन् समये–काले क्रियात्रयेण स्पृष्टस्तस्मिन् समये पारितापनिक्यापि स्पृष्टः प्राणातिपातक्रियया चेत्येको भङ्गः, पारितापनिक्या स्पृष्टः प्राणातिपातेनास्पृष्ट इति द्वितीयः, पारितापनिक्या प्राणातिपातक्रियया चास्पृष्ट इति तृतीयः एष च तृतीयो भङ्गो बाणादेर्लक्ष्यात् परिभ्रंशेन घात्यस्य मृगादेः परितापनाद्यसम्भवे वेदितव्यः। **यस्तु यस्मिन् समये यं जीवमधिकृत्याद्यक्रियात्रयेणास्पृष्टः स तस्मिन् समये तमधिकृत्य नियमात् पारितापनिक्या प्राणातिपातक्रियया चास्पृष्टः, कायिक्याद्यभावे परितापनादेरभावात्।** (ટીકા, પત્ર ૪૪૬, પૃષ્ઠિ ૧). આ ટીકાપાઠમાં આવેલો મોટા અક્ષરવાળો ટીકાપાઠ અહીં સૂચવેલા ચોથા ભગકની જ વ્યાખ્યા છે પ્રસ્તુત સૂત્રના પ્રશ્નવાક્યોનો ઉત્તર ૧ થી ૩ ભંગકમા આવી જાય છે, એટલે જ ટીકામા निर्वचनसूत्रे भङ्गत्रयी આમ જણાવ્યું છે જેને આ સૂત્રનો પ્રશ્ન સ્પર્શતો નથી તે ચોથા ભગકનુ પણ સ્પષ્ટ નિરૂપણ કરવુ તે એક વિશિષ્ટ રચનાશૈલીનો પ્રકાર છે અમને લાગે છે કે ઉપર જણાવેલા ટીકાપાઠમા આવેલા भङ्गत्रयी શબ્દના આધારે કોઈ કોઈ હસ્તલિખિત પ્રતિમા પ્રસ્તુત ચોથો ભગક ન પણ લેવાયો હોય.

૮ ૧૮૯૮ [૧] સૂત્રના પ્રારંભમા આવતો आभिणिबोहियणाणि-सुतणाणीसु[2] આ પાઠ બધીય સૂત્રપ્રતિઓ આપે છે, અને અર્થસગતિની દૃષ્ટિએ, પૂર્વાપરના સૂત્રો જોતાં પણ, આ જ પાઠ પ્રામાણિક છે. ध તથા अ આવૃત્તિમા પણ અમારા પ્રકાશન જેવો જ શુદ્ધ પાઠ છે. स આવૃત્તિમા છપાયેલી ટીકામા પ્રસ્તુત પાઠનું 'आभिणिबोहियनाणी सुयणाणी य' આવું ખોટુ અવતરણ હોવાને કારણે स આવૃત્તિના મૂળ પાઠમા પણ પ્રસ્તુત પાઠના સ્થાને आभिणिबोहियणाणी सुयणाणी य આવો અપ્રમાણિત

---

૨. અમારા પ્રકાશનમા દૃષ્ટિદોષથી °सुतणाणिसु છપાયું છે, જેની પ્રસ્તુત બીજા ભાગના શુદ્ધિપત્રકમા નોધ લીધી છે.

પાઠ સ્વીકારાયો છે. ખંભાત અને જેસલમેરના ભંડારની ટીકાની તાડપત્રીય પ્રતિઓમા ટીકાપાઠનું ઉક્ત અવતરણ આ પ્રમાણે છે—आभिणिबोहियणाणीसु सुयनाणीसु य, જે સમગ્ર સૂત્રપ્રતિઓના શુદ્ધ પાઠને સંવાદી છે. म, शि અને सु આવૃત્તિમાં स આવૃત્તિના ખોટા પાઠનુ અહી અનુકરણ જ છે.

૯. ૪૩૬ મા પૃષ્ઠની પહેલી પક્તિના પ્રારંભમા આવેલા संखेज्जगुणा (સૂ૦ ૨૧૨૯ [૧]) સૂત્રપદના બદલે स આવૃત્તિમા असंखेज्जगुणा પાઠ છે. स આવૃત્તિમાં પ્રકાશિત થયેલી ટીકામા પણ આ સૂત્રપદની असङ्ख्यातगुणाः આવી વ્યાખ્યા છે. પણ એક તો અમે મૂળ વાચનામા સ્વીકારેલો પ્રસ્તુત પાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે, તે ઉપરાંત ખભાત-જેસલમેરના ભંડારની તાડપત્રીય પ્રતિઓ સહિત અમે જોયેલી ૧૬ મા-૧૭મા શતકની કાગળ ઉપર લખાયેલી ટીકાની પ્રતિઓમા પણ આ સ્થાનની વ્યાખ્યામા सङ्ख्यातगुणाः પાઠ જ છે, આથી અમે મૂળમાં રાખેલો પાઠ પ્રમાણભૂત માન્યો છે. આ સ્થાનમા ध અને अ આવૃત્તિમા અમે સ્વીકારેલા પાઠ જેવો જ પાઠ છે, જ્યારે म, शि અને सु આવૃત્તિમાં स આવૃત્તિના પાઠનું જ અનુકરણ છે.

૧૦ ૨૧૭૫મુ સૂત્ર પૂર્ણ થયા પછી (પૃ૦ ૪૪૫) स આવૃત્તિમાં આ પ્રમાણે વધારે પાઠ છે—तत्थ सिद्धो भवति। આ પાઠ અમે ટિપ્પણીમાં નોંધ્યો છે, જુઓ પૃ૦ ૪૪૫, ટિ૦ ૬. અમને આ વધારાનો પાઠ કોઈ પણ સૂત્રપ્રતિએ આપ્યો નથી, અને તેની ઉપયોગિતા પણ નથી ध તથા अ આવૃત્તિમા પણ આ વધારાનો પાઠ નથી ટીકામાં પણ આ વધારાના પાઠની વ્યાખ્યા નથી પ્રસ્તુત ૨૧૭૫મા સૂત્રની ટીકા પૂર્ણ થયા પછી ૨૧૭૬મા સૂત્રની ઉત્થાનિકાનો ટીકાપાઠ આ પ્રમાણે છે—तदेवं केवली यथा सिद्धो भवति तथा प्रतिपादितम्, इदानीं सिद्धा यथास्वरूपास्तत्रावतिष्ठन्ते तथा प्रतिपादयति। ટીકાની આ ઉત્થાનિકામા આવેલા यथा सिद्धो भवति પાઠ ઉપરથી કોઈ સૂત્રપ્રતિમાં કોઈએ પ્રસ્તુત વધારાનો પાઠ પ્રક્ષિપ્ત કર્યો હોય તેવી પ્રતિ પૂ પા. આગમોદ્ધારકજીને મળી હશે તેમ લાગે છે; જોકે અમે જે પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓ જોઈ તેમા આ અપ્રમાણિત પાઠ નથી જ. म, शि અને सु આવૃત્તિમાં અહી स આવૃત્તિનું જ અનુકરણ છે.

૧૧ ૧૭૩૭ [૨] સૂત્રમા सत्त य वाससहस्साइं अबाहा। પાઠ છે તેના બદલે દૃષ્ટિદોષથી કે અનવધાનથી स આવૃત્તિમા सत्तरि य वाससहस्साइं अबाहा આવો ખોટો પાઠ છપાયો છે, અને તેનુ જ અનુકરણ म, शि અને सु આવૃત્તિમા થયુ છે. પં શ્રી ભગવાનદાસજીએ આ પાઠનો અર્થ તો સાત હજાર જ લખ્યો છે. सय=સો અને सहस्स=હજાર—આ બે સખ્યાની પ્રતિપાદ્ય વિષયમાં સંગતિ વિચારાઈ હોત તો પ્રસ્તુત પાઠમા सत्त ના બદલે ખોટો सत्तरि પાઠ ન બનત. અમે જોયેલી સમગ્ર સૂત્રપ્રતિઓમા, ध તથા अ આવૃત્તિમા પણ આ સ્થાનમા सत्त જ પાઠ છે

૧૨. બીજા સૂત્રમા આવેલી છઠ્ઠી ગાથાનુ ઉત્તરાર્ધ અમારી આવૃત્તિમા સમગ્ર સૂત્રપ્રતિઓના પાઠ મુજબ આ પ્રમાણે છે—कम्मस्स बंधए २४ कम्मवेदए २५ वेदस्स बंधए २६ वेयवेयए २७॥६॥ (પૃ૦ ૪). ध તથા अ આવૃત્તિમાં પણ આવો જ પાઠ છે. આના બદલે स આવૃત્તિમા તથા તદનુસારે म અને सु આવૃત્તિમા [कम्मस्स] बंधए [कम्मस्स] वेद[ए] वेदस्स बंधए वेयवेयए॥ આવો પાઠ છે. અહી [ ] આવા કોષ્ટકમાં પાઠ મૂકવાનો આશય તો આર્યાછંદનુ ઉત્તરાર્ધ માત્રા-મેળથી બંધ બેસતુ કરવાનો જણાય છે. પણ આગમગ્રથોમા અનેક સ્થળે છંદોભંગ સ્વીકારીને રચાયેલી ગાથાઓ ઠીક ઠીક પ્રમાણમા ઉપલબ્ધ થાય છે, તેનો ખ્યાલ રાખીને આપણે પ્રતિઓના પાઠની સાધક-બાધકતા વિચારવી જોઈએ. ટીકાકારની વ્યાખ્યા પણ સર્વ સૂત્રપ્રતિઓના પાઠ મુજબ જ છે, અર્થાત્ અહી અમે સ્વીકારેલો પાઠ જ મૌલિક છે. આ સ્થાનમા स આવૃત્તિમા [ ] આવા કોષ્ઠકમાં મૂકેલા સાચા પાઠનું અનુકરણ થતા થતાં છેવટે એ અનર્થ થયો કે शि આવૃત્તિમા છંદોમેળ

બંધબેસતો કરવા ખાતર આ કોષ્ઠકમા મૂકેલો પાઠ પણ રદ કરીને પ્રસ્તુત ઉત્તરાર્ધ આ પ્રમાણે છાપ્યુ છે—वंधए वेदवेदरस वंधए वेयवेयए ॥ શિલાંગમનો–આગમમંદિરનો આ પાઠ મોટી ક્ષતિયુક્ત છે. પ્રસ્તુત સ્થાનમા स આવૃત્તિમાં અમારા પ્રકાશનના कम्मवेदए ના બદલે [कम्मस्स] वेद[ए] પાઠમા જે रस્ત છે તે કોઈ પણ પ્રતિ આપતી નથી.

૧૩. ૩૬૯મા પૃષ્ઠની ચોથી અને એકવીસમી પંક્તિમાં આવતુ सरीरंगोवंगणामे (સૂ૦ ૧૬૯૩ તથા સૂ૦ ૧૬૯૪[૪])–આ સૂત્રપદ તેમ જ આ જ પૃષ્ઠની ૨૨–૨૩ પંક્તિઓમા આવતુ °सरीरंगोवंगणामे (સૂ૦ ૧૬૯૪[૪]) આ સૂત્રપદ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. घ તથા ब્ર આવૃત્તિમા પણ આ પાઠ અમારી વાચના જેવો જ છે. ટીકામા પણ આ પ્રામાણિક પાઠને અનુસરીને જ વ્યાખ્યા કરી છે, તે આ પ્રમાણે—[3]शरीराङ्गोपाङ्गनामेति शरीरस्याङ्गान्यष्टौ शिरःप्रभृतीनि, उक्तं च—'सीसमुरोयरपिट्टी दो बाहू ऊरुया य अट्टंगा' इति, उपाङ्गानि च अङ्गावयवभूतान्यङ्गुल्यादीनि, शेषाणि तत्प्रत्यवयवभूतान्यङ्गुलिपर्वरेखादीनि अङ्गोपाङ्गानि, 'स्यादावल्ल्यर्थेये' इत्येकशेषः, तन्निमित्तं नाम [4]शरीराङ्गोपाङ्गनाम। (ટીકા, પત્ર ૪૬૯, પૃષ્ઠિ ૨) પ્રસ્તુત सरीरंगोवंगणामे સૂત્રપદના બદલે स આવૃત્તિમા અને તદનુસારે म, शि તથા सु આવૃત્તિમાં પણ સર્વત્ર सरीरोवंगनामे આવો ખોટો પાઠ છે આ પ્રમાણે ૧૭૦૨[૧૪]મા સૂત્રમા આવેલા °सरीरंगोवंगणामाए આ સૂત્રપદના બદલે स આવૃત્તિમા અને તદનુસારે म, शि અને सु આવૃત્તિમા °सरीरोवंगनामाए આવો ખોટો પાઠ છે. અહી घ તથા अ આવૃત્તિમાં આ સૂત્રખંડ (૧૭૦૨[૧૪])નો પાઠ પડી ગયો છે.

૧૪. ૩૯૦મા પૃષ્ઠની ૨૩મી પંક્તિમા આવેલો जहा किरियासु पाणाइवायविरतस्स (સૂ૦ ૧૭૮૪[૩]) આ સૂત્ર સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. પ્રસ્તુત સ્થાનમા મૂળ વાચનામા બધા ભંગકો ન જણાવતા, આ બધા ભંગકો બાવીસમા 'ક્રિયા' નામના પદમાં આવેલા ૧૬૪૩મા સૂત્રથી જાણી લેવાની ભલામણ કરવા માટે અહી મૂળ વાચનામા પ્રસ્તુત સૂત્રપાઠ છે. घ તથા अ આવૃત્તિમાં પણ આ મૌલિક પાઠ છે જ. પણ स આવૃત્તિમા પ્રસ્તુત પાઠ નથી સ્વીકારાયો. અને म, शि તથા सु આવૃત્તિમા स આવૃત્તિનુ અનુકરણ કરીને આ પાઠ સ્વીકારાયો નથી. અમને વિશ્વાસ છે કે જેમાં આ પાઠ ન હોય તેવી સૂત્રપ્રતિ મળવાનો સંભવ નથી.

૧૫ ૧૭૮૬મા સૂત્રમા પ્રજ્ઞાપનાસૂત્રના પચીસમા 'બંધ' નામના પદને જણાવતુ वंवे સૂત્રપદ (પૃ૦ ૩૯૦) બધીય સૂત્રપ્રતિઓ આપે છે. घ તથા अ આવૃત્તિમાં પણ આ પદ છે. અને ટીકાકારે પણ આ ૧૭૮૬ મું આખું જ સૂત્ર ટીકામાં લખ્યુ છે; તેમા પણ પ્રસ્તુત 'બંધે' સૂત્રપદ છે જ (જુઓ ટીકા, પત્ર ૪૯૭, પૃષ્ઠિ ૧). આ वंवे શબ્દ જો ન હોય તો ૧૭૮૬મા સૂત્રનુ શું વ્યક્તવ્ય છે તેની કોઈ સમજ પડે તેમ નથી ટીકાની મુદ્રિત આવૃત્તિમા ટીકાકારે આપેલા આ સૂત્રમાં આવતો वंवे શબ્દ [ ] આવા કોષ્ઠકમા મૂક્યો છે. પૂ. પા. આગમોદ્ધારકજીને તેમણે ઉપયોગમાં લીધેલી મૂળ સૂત્રની પ્રતિમા वंवे શબ્દ નહી મળ્યો હોય તેથી ટીકામાં આવતો આ સૂત્રપાઠ કોષ્ઠકમાં મૂક્યો હશે કે બીજા કોઈ કારણે, તે સમજાતુ નથી स આવૃત્તિની મૂળ વાચનામા પ્રસ્તુત वंवे સૂત્રપદ નથી म, शि અને सु આવૃત્તિમા અહી स આવૃત્તિનુ અનુકરણ જ કર્યું છે. આ બે-અક્ષરપરિમિત સૂત્રપદ ન હોવાને કારણે તેનો અનુવાદ પં. શ્રી ભગવાનદાસજીની આવૃત્તિમા આ પ્રમાણે છે—'જેમ જ્ઞાનાવરણીયને વેદતાં જેટલી પ્રકૃતિનો બંધ કહ્યો છે તેમ મોહનીય કર્મ વેદતાં કહેવો' આનું તાત્પર્ય એ થયુ કે મોહનીય કર્મ વેદનાર સપ્તવિધબંધક પણ હોય, અષ્ટવિધબંધક

---

૩–૪ આ બે સ્થાનોમા મુદ્રિત ટીકામા અનુક્રમે सरीरोपाङ्गनामेति અને शरीरोपाङ्गनाम આવો પાઠ છે ઉપરનો પાઠ અમને ટીકાની અનેક પ્રાચીન પ્રતિઓમાથી મળ્યો છે

પણ હોય, ષડ્વિધબંધક પણ હોય અને એકવિધબંધક પણ હોય (જુઓ જ્ઞાનાવરણીયવેદક જીવને લગતુ સૂત્ર ૧૭૭૬ મુ). અહીં ફક્ત એઅક્ષરપરિમિત बंधे સૂત્રપદથી જાણી શકાય છે કે મોહનીય કર્મનો વેદક એકવિધબંધક હોતો નથી, જુઓ સૂ૦ ૧૭૫૫ (પૃ૦ ૩૮૫).

૧૬. ૧૨૫૨ મા સૂત્રમા આવેલો कण्हलेसा णं सा, णो खलु सा णीललेस्सा, तत्थ गता उस्सक्कति (પૃ૦ ૩૦૦, પ. ૨૦) આ સૂત્રપાઠ બધી ય હસ્તલિખિત સૂત્રપ્રતિઓ આપે છે. घ તથા अ આવૃત્તિમાં પણ આવો જ પાઠ છે. ટીકાકાર પણ આ પાઠને અનુસરતી જ વ્યાખ્યા આ પ્રમાણે કરે છે—परमार्थतः पुनः कृष्णलेश्यैव, नो खलु नीललेश्या सा स्वस्वरूपापरित्यागात्, न खल्वादर्शादयो जपाकुसुमादिसन्निधानतस्तत्प्रतिबिम्बमात्रमादधाना[५] नादर्शादय इति परिभावनीयमेतत्, केवलं सा कृष्णलेश्या 'तत्र' स्वस्वरूपे 'गता' अवस्थिता सती उत्ष्वष्कते तदाकारभावमात्रधारणतस्तत्प्रतिबिम्ब-मात्रधारणतो वोत्सर्पतीत्यर्थः। (ટીકા, પત્ર ૩૭૨, પૃષ્ઠિ ૧) આ પ્રમાણે મૂળ પાઠની સુસ્પષ્ટ વ્યાખ્યા હોવા છતા स આવૃત્તિમાં પ્રસ્તુત સૂત્રપાઠનું અતિમ વાક્ય આ રીતે છપાયુ છે—तत्थ गता ओसक्कइ उस्सक्कइ वा. स આવૃત્તિના આ પાઠમા જે ओसक्कइ શબ્દ વધારે છે તે તદ્દન ખોટો, કોઈ પણ હસ્તલિખિત પ્રતિના આધાર વિનાનો છે, કારણ કે કૃષ્ણલેશ્યાથી હીન બીજી કોઈ લેશ્યા નથી, જેથી તેનું અવષ્વષ્કણ બતાવતા ओसक्कइ શબ્દની ઉપયોગિતા હોય. જેમ ૧૨૫૫ મા સૂત્રમા શુક્લ લેશ્યાના સબધમાં તેનું અવષ્વષ્કણ જણાવ્યુ છે, પણ ઉત્ષ્વષ્કણ જણાવ્યું નથી, કારણ કે શુક્લ લેશ્યાથી કોઈ ઉચ્ચ લેશ્યા નથી, તેમ કૃષ્ણલેશ્યા માટે અવષ્વષ્કણ હોઈ શકે જ નહી. અમે નિ:શંકપણે માનીએ છીએ કે ઉપર જણાવેલા ૧૨૫૨ મા સૂત્રમાં स આવૃત્તિમાં જે વધારાનો ओसक्कइ શબ્દ છે તે ખોટો છે. स આવૃત્તિના આ ખોટા પાઠનું જ અનુકરણ म, शि અને सु આવૃત્તિમાં થયું છે આથી ભલે स આવૃત્તિની પછી પ્રકાશિત થયેલી म આવૃત્તિના પ્રકાશનમા હસ્તલિખિત પ્રતિનો ઉપયોગ થયો હોય તોપણ આવાં કેટલાંય સ્થળે મૌલિક પાઠોની ચકાસણી કોઈએ કરી નથી. शि આવૃત્તિમાં ઉપર જણાવેલા ૧૨૫૨ મા સૂત્રના વધારના ખોટા પાઠનુ स આવૃત્તિ પ્રમાણે અનુકરણ તો થયુ જ છે; આ ઉપરાંત શુક્લલેશ્યા સંબધિત ૧૨૫૫ મા સૂત્રમાં આવતા तत्थगता ओसक्कइ આ સૂત્રપાઠની પછી પોલુ મીડું છાપીને શુક્લલેશ્યાના ઉત્ષ્વષ્કણસૂચક उस्सक्कति શબ્દ સમજવા માટેનો નવો ભ્રમ ઊભો કર્યો છે.

૧૭. ૩૧ મા પૃષ્ઠમાં આવેલા ૭૨ મા સૂત્રના અંતમા °गोकण्णमादी। से त्तं दुखुरा આ સૂત્રપાઠ છે. અમે ઉપયોગમાં લીધેલી બધીય સૂત્રપ્રતિઓએ આ પાઠ આપ્યો છે તેમજ घ તથા अ આવૃત્તિમા પણ આવો જ પાઠ છે; જ્યારે स આવૃત્તિમા આ સ્થાનમાં गोकण्णमादि। जे यावण्णे तहप्पगारा। से त्तं दुखुरा આવો પાઠ છે. એટલે કે આ સ્થાનમા जे यावण्णे तहप्पगारा આટલો પાઠ स આવૃત્તિમાં વધારે છે. અલબત્ત, પ્રસ્તુત સૂત્રની આજુબાજુનાં સૂત્રોમાં (સૂ૦ ૬૩, ૬૭, ૭૧, ૭૪) અને અન્યત્ર પણ તે તે પ્રતિપાદ્ય ભેદોને જણાવ્યા પછી जे यावण्णे तहप्पगारा આવો સૂત્રપાઠ નિરપવાદરૂપે મળે છે, પણ સાથે સાથે એ વસ્તુ પણ સ્પષ્ટ જ છે કે જ્યા જ્યાં जे यावण्णे तहप्पगारा સૂત્રપાઠ છે ત્યાં ત્યા તેના પહેલાં आदि કે आइ આવુ 'વગેરે' અર્થને જણાવતુ સૂત્રપદ નથી જ. પ્રસ્તુત સ્થાનમાં બધીય હસ્તલિખિત સૂત્રપ્રતિઓમાં गोकण्णमादी સૂત્રપદમાં જે आदी શબ્દ છે તે જ जे यावण्णे तहप्पगारा આ સૂત્રપાઠના સ્થાને છે. અર્થાત્ અહી आदी શબ્દ છે તેથી તેના પછી जे यावण्णे तहप्पगारा પાઠ હોય જ નહી. स આવૃત્તિમાં અહી જણાવેલો વધારાનો સૂત્રપાઠ પૂર્વાપર

---

૫. ટીકાની મુદ્રિત આવૃત્તિમા °मात्रामादधाना પાઠ છે ઉપર ટીકાની પ્રાચીન પ્રતિઓને અનુસરીને શુદ્ધ પાઠ મૂકયો છે.

સૂત્રોના આધારે સ્વયં ઉમેરાયો હશે કે તેવી કોઈ હસ્તલિખિત પ્રતિ મળી હશે, તેની અમને ખબર નથી. અહી અમે એટલુ જ જણાવીએ છીએ કે આ વધારાનો પાઠ અમૌલિક અને વધારે પડતો છે. म, शि અને सु આવૃત્તિમાં અહી स આવૃત્તિના ખોટા પાઠનુ જ અનુકરણ થયું છે.

૧૮. ૧૦૭મા સૂત્રમા આવેલા दामिली (પૃ૦ ૩૮) નામના લિપિભેદના બદલે માત્ર प्र० સંજ્ઞક પ્રતિમા दोमिली પાઠ છે. અહી दामिली શબ્દના પહેલાં આવેલો 'ा' આવો દંડ જો જોડાઈ જાય તો પડિમાત્રા બનીને दोमिली બની જાય: આવું અનુમાન અસ્થાને નથી. प्र० સંજ્ઞક પ્રતિ સિવાયની બધી જ સૂત્રપ્રતિઓમા અહી दामिली પાઠ છે અને તે દ્રાવિડી લિપિ સૂચવે છે તેમ સમજી શકાય છે. ध તથા अ આવૃત્તિમાં આ સ્થાનમાં दोमिली શબ્દ છે. स આવૃત્તિમાં તથા તેને અનુસરીને म, शि તથા सु આવૃત્તિમાં આ સ્થાનમા[૬] दोमिलिवी પાઠ છે, જે અમને કોઈ પણ પ્રતિએ આપ્યો નથી

૧૯. ૧૦૪૯મા સૂત્રમાં આવતું सद्धाणे (પૃ૦ ૨૫૮, ૫૦ ૯)–સૂત્રપદ स આવૃત્તિમા પડી ગયુ છે અને તદનુસારે म, शि અને सु આવૃત્તિમાં પણ એ નથી. अ આવૃત્તિમાં પ્રસ્તુત સૂત્રપદ છે. ध આવૃત્તિમા આ સૂત્રપદ સાથેનુ આખુ વાક્ય પડી ગયુ છે અર્થાત્ वणस्सतिकाइयाणं सद्धाणे वड्ढेल्लगा अणंता આટલો સૂત્રપાઠ નથી

૨૦. ૧૦૫મા સૂત્રમા આવતો णरदावणिया (પૃ૦ ૩૮) શબ્દ પ્રાચીન-પ્રાચીનતમ સૂત્ર-પ્રતિઓ આપે છે. અહી म० અને प्र० સંજ્ઞક પ્રતિમા णरवावणिया પાઠ છે. અને તેની શુદ્ધ સગતિ કરી હોય તેવો पु २ સંજ્ઞક પ્રતિમાં णरवाहणिया પાઠ છે. અમારા સંશોધનકાર્યના અનુ-ભવના આધારે અહી અમે એટલુ જણાવી શકીએ કે णरदावणिया શબ્દમાં આવેલા दा નો લિપિદોષે वा થવાનો અસભવ નથી અને તેથી म० અને प्र० સંજ્ઞક પ્રતિમાં णरवावणिया પાઠ થયો હોય તેમ લાગે છે. पु २ સંજ્ઞક પ્રતિના લેખક વિચક્ષણ છે એટલુ તો તેની સમગ્ર વાચના જોતા સમજી શકાય છે. આ કારણે જ તેમને મળેલો णरवावणिया શબ્દ બધ બેસે તેવો ન લાગતાં તેમણે णरवाहणिया શબ્દ લખ્યો હોય તેવુ અનુમાન કરી શકાય. આવી જ એટલે पु २ પ્રતિ જેવી જ કોઈ વિરલ પ્રતિના આધારે અદ્યાવધિ પ્રકાશિત સમગ્ર આવૃત્તિઓમાં અહી णरवाहणिया શબ્દ છે. પ્રસ્તુત णरदावणिया શબ્દની સવિશેષ મૌલિકતા તો પ્રજ્ઞાપનાસૂત્રની પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓના આધારે નિર્ણીત થઈ જ છે. આ ઉપરાંત અનુયોગદ્વારસૂત્રમા અમને णरदावणिए શબ્દ મળ્યો છે, જુઓ શ્રી મહાવીર જૈન વિદ્યાલય દ્વારા પ્રકાશિત नंदिसुत्तं अणुओगद्दाराइं च ગ્રંથનુ પૃ૦ ૧૩૧, સૂ૦ ૩૦૩.[૭]

---

૬ શ્રી આગમોદય સમિતિ દ્વારા પ્રકાશિત સમવાયાગસૂત્રના ૧૮ મા સમવાયમા પ્રસ્તુત લિપિભેદોના નામ ૧૮ ના બદલે ૨૦ છપાયા છે તેમા भूयलिवी શબ્દને ક્રમાક આપ્યો નથી તોપણ લિપિભેદોની સંખ્યાનો ક્રમાક ૧૮ ના બદલે ૧૯ નો બતાવ્યો છે सुत्तागमे ની સમવાયાગની વાચનામા પણ સમિતિ પ્રમાણે જ છે તેમા भूयलिवी શબ્દને [ ] આવા કોષ્ટકમા મૂકીને પણ સમિતિપ્રમાણે કુલ ૧૯ ભેદો જ જણાવ્યા છે

૭ અનુયોગદ્વાર સૂત્રના સંશોધનમા ઉપયોગમા લીધેલી પ્રતિઓ પૈકીની જેસલમેરના ભડારની જૈ૦ સંજ્ઞક પ્રતિ અને શ્રી સઘભંડાર–પાટણની સં૦ સંજ્ઞક પ્રતિ, આ બે તાડપત્રીય પ્રતિઓ અને અન્ય બે કાગળ ઉપર લખાયેલી પ્રતિઓ સિવાયની અનુયોગદ્વારસૂત્રની મોટા ભાગની સૂત્રપ્રતિઓમા અને તેની અમારા સિવાયની સમગ્ર પ્રકાશિત આવૃત્તિઓમા ઉપર જણાવેલો णरदावणिए શબ્દ નથી પ્રજ્ઞાપનાસૂત્રમા આવતા णरदावणिया શબ્દને લક્ષમા રાખીને અમે અનુયોગદ્વારમા અલ્પ પણ પ્રાચીન પ્રતિઓએ આપેલા णरदावणिए શબ્દને મૂળ વાચનામા સ્વીકાર્યો છે

२१. ९२२ मा सूत्रमा आवेलो वाणमंतराणं जहा णेरइयाणं ओरालिया आहारगा य (पृ० २२८, पं० ८)— आ सूत्रपाठ समग्र सूत्रप्रतिओ आपे छे, एव अद्यावधि प्रकाशित थयेली बधीय आवृत्तिओमां पण आ प्रमाणे ज आ सूत्रपाठ छे. आ पाठमा वानव्यतर देवोना औदारिक अने आहारक शरीरना संबंधमां नारको प्रमाणे जाणी लेवानी भलामण करी छे. हवे वानव्यंतर देव सबधी आ ज सूत्रमा आगळ आवता तेया-कम्मया (पृ० २२८, पं० ११) आ सूत्रपाठना पहेलां स आत्तिमा आहारगसरीरा जहा असुरकुमाराण (अर्थात् वानव्यंतरना आहारक शरीरोनु वक्तव्य असुरकुमारनी पेठे जाणी लेवु ) आटलो सूत्रपाठ वधारे छे एक ज सूत्रमा अने ते पण १३–१४ शब्दोना ज अतरे एक ज वक्तव्यनी बे वार भलामण करवी पडे ते बराबर नथी, अने तेथी ज पु २ सिवायनी प्राचीन-प्राचीनतम सूत्रप्रतिओमां अने घ तथा अ आवृत्तिमा आ वधारानो सूत्रपाठ नथी. म अने सु आवृत्तिमा अही स आवृत्ति जेवो वधारानो अप्रमाणित पाठ छे. शि आवृत्तिमा आ वधारानो बिनजरूरी पाठ नथी लेवायो

२२. ९८५ [७] सूत्रना प्रश्नवाक्यमां आवेलो ओगाहणपएसट्ठयाए पाठ अमने समग्र सूत्रप्रतिओए आप्यो छे. आ प्रश्नवाक्यना उत्तरवाक्यमा–जवाबमां पण आ बे पदोनु प्राधान्य छे. आम छतां स आवृत्तिमां प्रस्तुत पाठना स्थानमां ओगाहणट्ठयाए पएसट्ठयाए ओगाहण-पएसट्ठयाए आवो पाठ छे. म, शि अने सु आवृत्तिमां आ स्थानमां उक्त स आवृत्तिना खोटा पाठनुं ज अनुकरण थयु छे. घ तथा अ आवृत्तिमां प्रस्तुत पाठना स्थानमां ओगाहणट्ठयाए पदेसट्ठयाए आम बे पद अलग अलग छे, अर्थात् स आदिनी आवृत्तिमां जे वधारानुं त्रीजुं पद छे ते नथी.

२३. ११११ मा सूत्रमा मंडूए उप्फिडिया आ पाठ छे. अही उप्फिडिया शब्दने अनुसरीने टीकामां उत्प्लुत्य अर्थ कर्यो छे. आ स्थानमां अमने प्रत्यंतरोमा मंडूए–उप्पडिता, उप्फडिता अने ओफिडित्ता आवा पाठभेद मळ्या छे घ तथा अ आवृत्तिमां आ स्थानमां मंडूए उप्पडित्ता पाठ छे; ज्यारे स आवृत्तिमा तथा तेने अनुसरीने म, शि अने सु आवृत्तिमा आ स्थानमा मंडूओ फिडित्ता आवो अशुद्ध पाठ छे.

२४. ११३१ मा तथा ११४५ मा सूत्रमां (पृ० २७५ तथा २७८) आवेला स च्चेव पुच्छा पाठमां च अने व ना लिपिदोषनो ख्याल न आववाना कारणे स आवृत्तिमां अनुक्रमे एवं सव्वे वि पुच्छा अने सव्वे वि पुच्छा आवो खोटो पाठ थई गयो छे ११४५ मा सूत्रमा अमे स आवृत्तिनो पाठभेद टिप्पणीमां आप्यो नथी. अही हकीकतमां स च्चेव पाठना बदले हस्तलिखित प्रतिओमां मळेला सव्वे व पाठने उतावळथी शुद्ध करवा जतां सव्वे वि पाठ बनी गयो लागे छे. बाकी, रचना अने अर्थनी दृष्टिए आ बे स्थानोमां सव्वे वि पाठ उपयोगी नथी· कोई सूत्रप्रति आवो पाठ आपती पण नथी. घ तथा अ आवृत्तिमा प्रस्तुत बे स्थानना पाठना स्थाने अनुक्रमे आ प्रमाणे पाठ छे—सो चेव पुच्छा अने सव्वे व पुच्छा। अही शि आवृत्तिमा अनुक्रमे एवं सव्वेसि पुच्छा अने सव्वे व पुच्छा आवो पाठ छे. अही सव्वे व पाठ बराबर न जणातां तेने आधार विना शुद्ध करवानी कोशिश पूरतो ज सव्वेसिं पाठ बनावी देवायो छे, जे संगत न कहेवाय. अस्तु म अने सु आवृत्तिमा प्रस्तुत बन्ने स्थानमा स आवृत्तिना जेवो ज पाठ छे.

२५. १२१८ मा सूत्रमां आवता पदेसावगाढ (पृ० २९१, पं० २१) पाठना बदले स आवृत्तिमा पदेसोगाढ पाठ छे. अमे उपयोगमा लीधेली सूत्रप्रतिओ पैकीनी पु १, पु २ अने पु ३ आ त्रण प्रतिओ सिवायनी शेष हस्तलिखित प्रतिओमां प्रस्तुत पाठना स्थानमां पदेसा आटलो ज पाठ

છે. અર્થાત્ અવગાહ-અધિકારને જણાવતો સૂત્રપાઠ પડી ગયો છે. પ્રસ્તુત પાઠની ટીકા આ પ્રમાણે છે—[८]एकादशः प्रदेशप्ररूपणाधिकारः, द्वादशोऽवगाहाधिकारः (ટીકા, પત્ર ૩૫૮, પૃષ્ઠિ ૧). આથી ઉપર જણાવેલી ત્રણ પ્રતિઓએ અગિયારમા અને બારમા અધિકાર માટે જે पदेसावगाह પાઠ આપ્યો છે તેને શુદ્ધ અને પ્રામાણિક પાઠ કહી શકાય. આગળ ૧૨૪૪ મા સૂત્રના (પૃ૦ ૨૯૯) कण्हलेस्सा णं भंते कइपएसोगाढा આ પાઠમાં ओगाढ શબ્દ આવે છે તેના આધારે કોઇ સૂત્રપ્રતિમાં ओगाढ શબ્દ લખાયો હોય તેવી પ્રતિના આધારે કે સ્વયં સંગતિ વિચારીને स આવૃત્તિમા पदेसोगाढ પાઠ સ્વીકારાયો હોય તેમ લાગે છે. ध તથા अ આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના સ્થાનમાં અનુક્રમે पदेसोवगाह અને पदेसोवगाढ આવો પાઠ છે. म, शि અને सु આવૃત્તિમા પ્રસ્તુત સ્થાનમાં સમિતિની આવૃત્તિનું અનુકરણ થયુ છે.

૨૬. ૧૨૨૮ મા સૂત્રમા આવેલા तंवच्छिवाडिया इ वा (પૃ૦ ૨૯૪, પં૦ ૨) આ પાઠના બદલે स આવૃત્તિમાં તથા તદનુસારે म, शि અને सु આવૃત્તિમાં પણ तंबच्छिवाडियाए इ वा પાઠ છે. આ પાઠમાં एકાર વધારાનો અને નિરર્થક જ છે. ध તથા अ આવૃત્તિમાં આ સ્થાને અનુક્રમે આવો અશુદ્ધ પાઠ છે—तंबच्छिवा विडाइवा અને तंवच्छिवा विडाइतिवा.

૨૭. ૧૨૩૦ મા સૂત્રમાં આવેલો कणियारकुसुमे इ वा (પૃ૦ ૨૯૪) આ સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. ध તથા अ આવૃત્તિમાં પણ આવો જ પાઠ છે. અહીં स તથા તદનુસારે म, शि અને सु આવૃત્તિમાં कण्णियारकुसुमे इ वा પાઠ છે. આ પાઠ કોઈ પણ સૂત્રપ્રતિ આપતી નથી. સમિતિ દ્વારા પ્રકાશિત થયેલી ટીકામાં कन्नियारकुसुमे इ वा આવું પ્રતીક છે તેના આધારે स આવૃત્તિમાં कण्णियारकुसुमे इ वा પાઠ આવ્યો હોય તેમ લાગે છે. કદાચ તેવી કોઈ મૂળ સૂત્રની પ્રતિ મળી પણ હોય, તોપણ સમિતિના પાઠને પ્રમાણિત ન કહી શકાય, કારણ કે ટીકાની ખંભાતના ભંડારની તાડપત્રીય પ્રતિમાં कणियारकुसुमे इ वा આવું સમગ્ર સૂત્રપ્રતિઓને સંવાદિ પ્રતીક મળે છે.

૨૮. ૧૨૩૧ મા સૂત્રમા આવેલો सिंदुवारवरमल्लदामे આ સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. ध અને अ આવૃત્તિમા પણ અહી આવો જ પાઠ છે. આ સ્થાનમા स આવૃત્તિમાં અને તદનુસારે म, शि તથા सु આવૃત્તિમા પણ सिंदुरवारमल्लदामे પાઠ છે. અર્થાત્ અમે સ્વીકારેલા પાઠમાંનો वर શબ્દ તેમાં નથી. ટીકામાં પ્રસ્તુત સૂત્રમા આવેલા सालिपिट्ठरासी પદથી सेयबंधुजीवए સુધીનાં પદોની સંક્ષિપ્ત વ્યાખ્યા આ પ્રમાણે છે—शालिपिष्टराशि-कुटजपुष्पराशि-सिन्दुवारमाल्यदाम-श्वेताशोक-श्वेतकणवीर-श्वेतबन्धुजीवाः प्रतीताः। અહી ટીકાની કોઈ પણ પ્રતિમાં सिन्दुवारवरमाल्यदाम આવો મૂળ સૂત્રપદને અનુસરતો પાઠ મળતો નથી, પણ આનો અર્થ એ નથી કે સામાન્ય રીતે બધીય સૂત્રપ્રતિઓમા મળતો वर શબ્દ મૂળ વાચનામાંથી દૂર કરવો. ટીકામા वर શબ્દ નથી તેનુ સમાધાન બે રીતે થઈ શકે: ૧ सिन्दुवारના અંતમાં રહેલો र અને वर શબ્દનો र, આ બે रકારે લેખકને ચુકાવી દીધો હોય, અર્થાત્ वर શબ્દ પડી ગયો હોય. આમ સ્વીકારીએ તો ટીકાનો પાઠ આ રીતે જાણવો જોઈએ—सिन्दुवार[वर]माल्यदाम. ૨. મૂળસૂત્રનાં ૭ પદોનો નામોલ્લેખ કરતુ સામાસિક વાક્ય છે, તેથી સુપરિચિત वर શબ્દને આ વાક્યમા લેવાની આવશ્યકતા ટીકાકારને ન

૮ આગમોદયસમિતિ તરફથી પ્રકાશિત થયેલી આવૃત્તિમા આ ટીકાપાઠના પ્રારંભનો પાઠ આ પ્રમાણે છે—एकादशोऽप्रदेश प्रदेशप्ररूपणाधिकार અહી ઉપર જણાવેલો પાઠ ટીકાની જેસલમેર અને ખંભાતના ભંડારની તાડપત્રીય પ્રતિઓએ આપ્યો છે

પણ લાગી હોય અહી તો અમે એટલો જ આગ્રહ રાખીએ કે મૂળ સૂત્રની બધીય પ્રતિઓ પાઠ આપતી હોય તેને દૂર કરવો તે બરાબર નથી.

૨૯. ૧૩૬૨ મા સૂત્રમાં આવેલો सागारोवउत्ते (પૃ૦ ૩૧૪) આ સૂત્રપાઠ અમને સમગ્ર સૂત્રપ્રતિઓએ આપ્યો છે. ध અને अ આવૃત્તિમાં પણ અહી આવો જ પાઠ છે. स આવૃત્તિમાં અને તદનુસારે म, शि તથા सु આવૃત્તિમાં આ સ્થાને सागारोवओगोवउत्ते પાઠ છે. આ પાઠ કોઈ પણ સૂત્રપ્રતિ આપતી નથી. અમને લાગે છે કે કદાચ મુદ્રિત ટીકામાં છપાયેલા सागारोवओगोवउत्ते णं भंते ! (ટીકા, પત્ર ૩૯૨, પૃષ્ઠિ ૧) આ અવતરણ ઉપરથી स આવૃત્તિમા આ પાઠ સ્વયં સુધારીને સ્વીકારાયો હોય જેસલમેરના ભડારની ટીકાની તાડપત્રીય પ્રતિમાં આ સ્થાને सागारोवउत्ते णं भंते ! આવુ સૂત્રપ્રતિઓના પાઠને સવાદિ અવતરણ છે, આથી અહી स આવૃત્તિનો પાઠ આદરણીય નથી. પ્રસ્તુત સૂત્રના પછીના ૧૩૬૩ મા સૂત્રમાં अणागारोवउत्ते પાઠ છે. આ પાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે અને સમિતિની આવૃત્તિ સહિત સમગ્ર પ્રકાશિત આવૃત્તિઓમાં પણ આવો જ—अणागारोवउत्ते પાઠ છે. આથી પણ અમે અહી જણાવેલા सागारोवउत्ते પાઠની મૌલિકતા સ્પષ્ટ થાય છે.

૩૦. સૂત્રાક ૧૫૯૭[૨]થી ૧૫૯૯[૧] સુધીનો સૂત્રપાઠ (અર્થાત્ ૩૫૪ મા પૃષ્ઠની ત્રીજીથી નવમી પંક્તિ સુધીનો સૂત્રપાઠ) અમે ઉપયોગમા લીધેલી આઠ પૈકીની માત્ર ત્રણ જ સૂત્રપ્રતિઓએ આપ્યો છે. પ્રસ્તુત પાઠ તે તે લેખકોની ચૂકથી તેમની હસ્તલિખિત પ્રતિઓમા પડી ગયો છે. ध તથા स આવૃત્તિમાં અને તદનુસારે म, शि અને सु આવૃત્તિમાં પણ આ સૂત્રપાઠ પડી ગયો છે; જ્યારે अ આવૃત્તિમા પ્રસ્તુત સૂત્રપાઠ છે. આથી એ સ્પષ્ટ જ છે કે આપણે અન્યાન્ય પ્રત્યંતરો જોવાનો કંટાળો લાવીએ તો આવા સ્થાનોમા મૂળ વાચના ખંડિત રહેવાનો સભવ રહે જ.

૩૧. ૨૦૫૨ [૬] ક્રમાંકવાળા સૂત્રમાં આવેલો पहारेमाणीओ (પૃ૦ ૪૨૩, પં૦ ૪) આ સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. ध તથા अ આવૃત્તિમાં પણ અહી આવો જ પાઠ છે; જ્યારે स આવૃત્તિમાં અને તદનુસારે म, शि તથા सु આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના સ્થાનમાં संपहारेमाणीओ પાઠ છે.

૩૨. ૨૧૭૦ મા સૂત્રની પહેલી અને બીજી કંડિકામાં અનુક્રમે આવેલો समोहण्णति (પૃ૦ ૪૪૩, પં૦ ૨૫) અને समोहण्णंति (પૃ૦ ૪૪૩, પં. ૨૬) આ સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. ટીકામા પણ 'समोहन्नइ' इति समवहन्ति (ટીકા, પત્ર ૬૦૨ अ) આ પ્રમાણે મૂળ પાઠનુ પ્રતીક છે. આમ છતાં ध આવૃત્તિમાં અને स આવૃત્તિમાં તેમ જ તેને અનુસરતી म, शि અને सु આવૃત્તિમાં પ્રસ્તુત બે શબ્દોના સ્થાનમાં અનુક્રમે समोहणइ અને समोहणति શબ્દો છે. આવો પાઠ કોઈ પણ સૂત્રપ્રતિમાં નથી તેથી તેને સગત કહી શકાય નહી.

૩૩. स આવૃત્તિમાં નીચેના પાંચ સ્થાનોમાં વર્ણસામ્યના લીધે સૂત્રપાઠ પડી ગયો છે અને તે પછીની म, शि તથા सु આવૃત્તિમા પણ તે તે સ્થાનમાં स આવૃત્તિની જેમ સૂત્રપાઠ પડી ગયો છે. ફક્ત शि આવૃત્તિમાં આ પાચ સ્થાન પૈકીના એક સ્થાનમાં પાઠપતન નથી થયુ. આ સ્થાનો નીચે પ્રમાણે છે.—

(૧) ૧૩૮ સૂત્રમાં આવેલો से त्तं आरिया (પૃ૦ ૪૪, પં. ૧૩) આ સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે, અને તે જોઈએ પણ ખરો. પ્રસ્તુત સૂત્રપાઠ स આવૃત્તિમાં વર્ણસામ્યના લીધે પડી ગયો છે. અહી ટીકામા બધાં નિગમનો સુગમ જણાવ્યાં છે. ध તથા अ આવૃત્તિમાં પ્રસ્તુત સૂત્રપાઠ છે.

(૨) ૪૭૮ મા સૂત્રમા આવેલો मतिअण्णाणी वि આ સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે અને ઘ તથા अ આવૃત્તિમા પણ આ સૂત્રપાઠ છે. स અને તદનુસારે म, शि તથા मु આવૃત્તિમાં વર્ણસામ્યના લીધે પ્રસ્તુત પાઠ પડી ગયો છે.

(૩) ૪૮૧[૨] સૂત્રમાં આવેલો तिहि अण्णाणेहिं (પૃ૦ ૧૪૬, પં૦ ૨૧) આ સૂત્રપાઠ પણ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે, અને ઘ તથા अ આવૃત્તિમા પણ એ છે; જ્યારે स અને તદનુસારે म, शि તથા मु આવૃત્તિમા વર્ણસામ્યના લીધે પડી ગયો છે.

(૪) ૬૬૬[૨] સૂત્રમાં આવેલો पंचिंदिएसु उववज्जंति (પૃ૦ ૧૭૯, પં૦ ૫) આ સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે પ્રસ્તુત સૂત્રપાઠ ઘ, स તથા તદનુસારે म અને मु આવૃત્તિમા વર્ણ-સામ્યના લીધે પડી ગયો છે. अ આવૃત્તિમા પ્રસ્તુત સૂત્રના પ્રશ્નવિભાગ પછીના સમગ્ર ઉત્તરવિભાગનો પાઠ પડી ગયો છે શિ આવૃત્તિમા પ્રસ્તુત પાઠ લેવાયો છે.

(૫) ૧૬૮૪[૨] સૂત્રમાં આવેલુ अणिट्ठस्सरया (પૃ૦ ૩૬૭, પં૦ ૬) આ સૂત્રપદ વર્ણ-સામ્યના લીધે स આવૃત્તિમા અને તદનુસારે म, शि તથા मु આવૃત્તિમા પડી ગયુ છે. ઘ તથા अ આવૃત્તિમા પ્રસ્તુત પાઠ છે.

૩૪. ૬૫૯ મા સૂત્રનો પાઠ અમને બધીય સૂત્રપ્રતિઓએ આ પ્રમાણે આપ્યો છે—एवं चेव वेमाणिया वि सोहम्मीसाणगा भाणियव्वा। ઘ તથા अ આવૃત્તિમાં પણ અહી આવો જ પાઠ છે. આથી સહજ રીતે સ્પષ્ટ જ છે કે કોઈ વિરલ પ્રતિ સિવાયની સમગ્ર સૂત્રપ્રતિઓમાં અહી ઉપર જણાવ્યા પ્રમાણેનો જ પાઠ છે આ સક્ષિપ્ત પાઠના સ્થાનમાં स આવૃત્તિમાં તથા તદનુસારે म, शि અને मु આવૃત્તિમા આ પ્રમાણે વિસ્તૃત પાઠ છે—वेमाणिया णं भंते ! कओहिंतो उववज्जंति ? किं नेरइएहिंतो किं तिरिक्खजोणिएहिंतो मणुस्सेहिंतो देवेहिंतो उववज्जंति ? गोयमा ! णो णेरइएहिंतो उववज्जंति, पंचिंदियतिरिक्खजोणिएहिंतो उववज्जंति, मणुस्सेहिंतो उववज्जंति, णो देवेहिंतो उववज्जंति। પ્રારંભમા જણાવેલા સમગ્ર સૂત્રપ્રતિઓના સક્ષિપ્ત પાઠથી પતિપાદ્ય વસ્તુનુ વક્તવ્ય સ્પષ્ટ થાય છે. આમ છતા પ્રસ્તુત સક્ષિપ્ત સૂત્રપાઠના (સૂ ૬૫૯) પ્રારભમાં આવેલા एवं શબ્દથી ૬૫૭ મું સૂત્ર જોવાની અને ૬૫૭ મા સૂત્રના વક્તવ્યને સમજવા માટે તેમા (૬૫૭ મા સૂત્રમાં) ૬૪૮ મા સૂત્રને (અર્થાત્ અસુરકુમારના વક્તવ્યને) જોવાની તકલીફમાંથી મુક્ત થવા માટે અહી કોઈ વિદ્વાને સમગ્ર સૂત્રપાઠ નોંધ્યો હશે તેવી જવલ્લે જ મળતી સૂત્રપ્રતિના આધારે સમિતિની વાચનામા પ્રસ્તુત વિસ્તૃત સૂત્ર આવ્યુ હોય તેમ લાગે છે. અહી વિસ્તૃત સૂત્રથી કોઈ અશાસ્ત્રીય વસ્તુ બની જાય છે તેમ નથી; ફક્ત સૂત્રપ્રતિઓની પ્રામાણિક વાચના આપવી હોય તો અમે જે પાઠ સ્વીકાર્યો છે તે બરાબર લાગે છે.

૩૫ ૧૯૪ મા પૃષ્ઠની પાચમી પક્તિમા આવેલુ दव्वट्ठयाए (સૂ૦ ૭૭૯) આ સૂત્રપદ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. તથા ઘ અને अ આવૃત્તિમા પણ અહી જણાવેલુ સૂત્રપદ છે જ; જ્યારે स આવૃત્તિમાં તથા તદનુસારે म, शि અને मु આવૃત્તિમા પ્રસ્તુત સૂત્રપદ પડી ગયુ છે.

૩૬. ૮૫૮ મા સૂત્રમા આવેલુ किपहवा (પૃ૦ ૨૧૩) સૂત્રપદ પુ ૨ સંજ્ઞક પ્રતિ સિવાયની બધીય સૂત્રપ્રતિઓ આપે છે; ઘ તથા अ આવૃત્તિમા પણ અહી આવુ જ સૂત્રપદ છે. ટીકામાં પણ પ્રસ્તુત સૂત્રપદની 'किंप्रभवा' कस्मात् प्रभवः–उत्पादो यस्याः सा किंप्रभवा (ટીકા, પત્ર ૨૫૬, પૃષ્ઠિ ૨) આવી સ્પષ્ટ વ્યાખ્યા છે અહી પુ ૨ સંજ્ઞક પ્રતિનો પાઠ किपवहा (પૃ૦ ૨૧૩, ટિ. ૧) છે. આ પાઠભેદ કોઈ સાચો પાઠભેદ નથી પણ લેખકની ક્ષતિ છે. અનેક ગ્રથોની હસ્તપ્રતિઓમાં જોડાજોડ આવેલા તે તે વર્ણના સ્વરોને જેમના તેમ રાખીને વ્યંજનો આગળપાછળ લખવા એ

લેખકની સહજ ક્ષતિ છે. સંશોધનકાર્યમા હસ્તલિખિત પ્રતિઓનો ચોક્કસાઈથી ઉપયોગ કરનાર સૌકોઈ ને આ હકીકત સહજ સમજાશે. આ વસ્તુના ઉદાહરણ માટે પ્રસ્તુત સૂત્રમાં આવેલા सरीरपहवा અને ૮૫૯ મા સૂત્રની ૧૯૨ મી ગાથામા આવેલા पहवति તથા ૧૯૩ મી ગાથામા આવેલા सरीरप्पहवा આ ત્રણ સૂત્રપદોના બદલે અનુક્રમે म० સંજ્ઞક પ્રતિ सरीरपवहा, ध० સંજ્ઞક પ્રતિ पवहति અને सरीरप्पवहा આવા પાઠભેદ આપે છે તે (પૃ० ૨૧૩, ટિ. ૨ થી ૪) જોવાથી ખ્યાલ આવશે. અસ્તુ. स આવૃત્તિમાં અહી પ્રારંભમા જણાવેલા किंपहवा સૂત્રપદના સ્થાનમાં किनवहा પાઠ છે અર્થાત્ અમને पु २ સંજ્ઞક પ્રતિએ આપ્યો છે તેવો પાઠ છે. અહી જણાવેલા ૮૫૮ મા સૂત્રમા બીજી વાર આવેલુ सरीरपहवा, અને ૮૫૯ મા સૂત્રનાં पहवति અને सरीरप्पहवा આ ત્રણ સૂત્રપદો स આવૃત્તિમા અમે સ્વીકાર્યાં છે તેવાં જ, એટલે स આવૃત્તિમા ૮૫૮ મા સૂત્રના પ્રારંભમાં આવેલો જે किपवहा પાઠ છે તે પૂર્વાપરની સંગતિ વિનાનો પાઠ છે એમ કહી શકાય. भ, शि અને सु આવૃત્તિમાં स આવૃત્તિના પ્રસ્તુત અશુદ્ધ પાઠનુ જ અનુકરણ થયુ છે.

૩૭. ૧૨૧૫ [૩] સૂત્રમાં આવેલો दुरूहित्ता रुक्खं दुरुहति (પૃ० ૨૯૧) આ સૂત્રપાઠ અમને બધીય સૂત્રપ્રતિઓએ આપ્યો છે. ध, स અને તદનુસારે भ, शि તથા सु આવૃત્તિમાં પ્રસ્તુત સૂત્રપાઠ પડી ગયો છે. अ આવૃત્તિમાં આ પાઠ છે.

૩૮. ૧૩૮ મા પૃષ્ઠની બારમી પક્તિમાં આવેલો ठितीए सिय हीणे આ સૂત્રપાઠ અમને બધીય સૂત્રપ્રતિઓએ આપ્યો છે ध તથા अ આવૃત્તિમા પણ અહી આવો જ પાઠ છે; જ્યારે स આવૃત્તિમાં અને તદનુસારે भ, शि તથા सु આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના સ્થાનમાં આ પ્રમાણે પાઠ છે—ठिनीए तिट्ठाणवडिए सिय हीणे. स આદિ આવૃત્તિના પાઠમાં આવેલુ વધારાનુ આ तिट्ठाणवडिए સૂત્રપદ અમને કોઈ પણ સૂત્રપ્રતિમાં મળ્યુ નથી.

૩૯. ૨૧૧૯ [૩] સૂત્રમા मणूसेसु સૂત્રપદ છે તેના બદલે ध० म० प्र० સંજ્ઞક પ્રતિઓમાં मणुस्साणं પાઠ છે. અહી ટીકામાં સામાન્ય ઇશારો જ છે, કારણ કે આ સૂત્રનુ વક્તવ્ય સમજવા માટે આ સદર્ભની પહેલાં ટીકાકારે વ્યાખ્યા કરી જ છે. આ સૂત્રની આગળ-પાછળના સૂત્રો વાંચતાં અભ્યાસી જિજ્ઞાસુઓને આ સ્થાનમા मणूसेसु પાઠ સુસગત જણાશે જ. ध અને अ આવૃત્તિમાં પણ અહી मणूसेसु પાઠ છે; જ્યારે भ, शि અને सु આવૃત્તિમા અહી स આવૃત્તિના પાઠનું અનુકરણ થયુ છે.

૪૦. ૧૦૫૦ [૩] સૂત્રના અતમા આવેલા वि। (પૃ० ૨૫૮, પ० ૧) થી આરંભી ૧૦૫૨ મા સૂત્રમાં આવેલા सव्वट्ठसिद्धदेवत्ते સુધીનો સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે તથા ध, अ અને शि આવૃત્તિમાં પણ પ્રસ્તુત સૂત્રપાઠ છે જ; જ્યારે સૂચિત સૂત્રપાઠ स આવૃત્તિમાં અને તદનુસારે भ તથા सु આવૃત્તિમા પણ પડી ગયો છે.

૪૧ ૧૨૦૨ સૂત્રમા આવેલુ तेउलेस्सा (પૃ० ૨૮૮, પં० ૨) આ સૂત્રપદ સમગ્ર સૂત્ર-પ્રતિઓ આપે છે. અહી स આવૃત્તિમાં તથા તદનુસારે भ અને सु આવૃત્તિમા કેવળ लेस्सा આવું અર્થહીન સૂત્રપદ છે. તેમ જ ૧૨૦૩ [૩] સૂત્રમા આવેલો तेउलेस्से पुढविक्काइए (પૃ० ૨૮૮ પ० ૧૦) આ સૂત્રપાઠ પણ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. स આવૃત્તિમા તથા તદનુસારે भ અને सु આવૃત્તિમા પ્રસ્તુત સૂત્રપાઠ પડી ગયો છે. ध, अ તથા शि આવૃત્તિમા આ કંડિકમા જણાવેલાં બે સ્થાન અમારી વાચનાના જેવાં જ છે.

૪૨ ૧૩૦૭ મા સૂત્રમા આવતો जाव बादरवाउक्काइए वि। (પૃ० ૩૦૮) આ સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે, ध અને अ આવૃત્તિમા પણ આવો જ સૂત્રપાઠ છે; જ્યારે स આવૃત્તિમા

અને તદનુસારે શિ આવૃત્તિમાં આ પાઠના સ્થાને जाव बादरतेउकाइए वि बादरवाउकाइए वि। આવો અસંગત પાઠ છે. म અને सु આવૃત્તિમાં स આવૃત્તિના પાઠમાં રહેલો जाव શબ્દ અસંગતિ-કારક જણાતાં નિરાધાર રીતે તેને દૂર કરીને, એટલે बादरतेउकाइए वि बादरवाउकाइए वि। આવો પાઠ રાખીને, સગતિ જાળવવા પ્રયત્ન કર્યો છે.

૪૩. ૧૭૯૪ [૩] સૂત્રના પ્રારંભમાં આવેલુ ओरालियसरीरी (પૃ૦ ૩૯૨) આ સૂત્રપદ મ૦ અને पु २ સંજ્ઞક પ્રતિ સિવાયની પ્રાચીન-પ્રાચીનતમ સૂત્રપ્રતિઓ આપે છે આ પાઠના સ્થાનમાં અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં ओरालियसरीरा આવો પાઠ છે. જોકે મુદ્રિત ટીકામાં આ સ્થાનની વ્યાખ્યામા ओरालियसरीरा આવુ પ્રતીક છે (જુઓ ટીકા, પત્ર ૫૦૦ પૃષ્ઠિ ૨), પણ ખંભાતના ભંડારની ટીકાની તાડપત્રીય પ્રતિમા, પ્રાચીન પ્રતિઓના પાઠ મુજબ, ओरालियसरीरी આવુ પ્રતીક મળવાથી અમે પ્રસ્તુત પાઠ મૂળમા સ્વીકાર્યો છે.

૪૪. ૧૨૧૭ મા સૂત્રના અંતમાં આવેલો एगम्मि होमाणे (પૃ૦ ૨૯૧, પં૦ ૨૦) આ પાઠ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. ध તથા अ આવૃત્તિમાં આ પાઠના સ્થાને एगम्मि होज्जमाणे આવો પાઠ છે, અર્થાત્ ફક્ત होमाणे ના સ્થાને होज्जमाणे આવો ખોટો પાઠ છે, જ્યારે स તથા शि આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના સ્થાને एगम्मि नाणे होज्जा આવો અસંગત પાઠ છે, અને म તથા सु આવૃત્તિમા एगम्मि नाणे होमाणे પાઠ છે. અહી स આવૃત્તિમાં આવેલો नाणे શબ્દ અમને કોઈ પણ સૂત્રપ્રતિમાં મળ્યો નથી. આ વધારાનો नाणे શબ્દ स આવૃત્તિ પછીની બધી આવૃત્તિઓમાં આવ્યો છે.

૪૫. ૧૬૭ મા સૂત્રમાં આવેલો पूय-रुहिर (પૃષ્ઠ ૫૦, પં૦ ૨૦) આ સૂત્રપાઠ જે૦ અને મ૦ સંજ્ઞક પ્રતિઓ સિવાયની સૂત્રપ્રતિઓનો છે. ध આવૃત્તિમા અહીં આવો જ પાઠ છે. શેષ આવૃત્તિઓમાં અહી ટિપ્પણીમાં આપેલા જે૦ અને મ૦ પ્રતિના પાઠ જેવો पूयपडल-रुहिर પાઠ છે. ટીકાકારે ટીકામાં અમે મૂળમાં સ્વીકારેલા પાઠનું જ પ્રતીક લીધુ છે (જુઓ ટીકા પત્ર ૮૦, પૃષ્ઠિ ૨). તેથી અને બહુસખ્ય પ્રતિઓમા હોવાને કારણે પણ અમે અહી पूय-रुहिर પાઠને મૂળ વાચનારૂપે સ્વીકાર્યો છે.

૪૬. ૧૮૮ મા સૂત્રમાં આવેલા वियसंत (પૃ૦ ૬૪, પં૦ ૨૫) શબ્દ પ્રમાણે ટીકાની વ્યાખ્યા છે અને તે જે૦ તથા पु २ સિવાયની સૂત્રપ્રતિઓ આપે પણ છે. આથી જે૦ અને पु २ સજ્ઞક પ્રતિઓએ પ્રસ્તુત પાઠના બદલે આપેલા बिहसंत શબ્દને અમે નીચે ટિપ્પણીમાં આપ્યો છે. स આવૃત્તિમાં તથા તદનુસારે म, शि અને सु આવૃત્તિમાં અહી विहसंत શબ્દ છે. ध અને अ આવૃત્તિમા અહી અનુક્રમે वियसिय અને वियसित પાઠ છે, અર્થાત્ અમારી વાચના સાથે સંવાદી પાઠ છે.

૪૭ ૧૯૫ [૧] સૂત્રમાં આવેલા गगणतलमणुलिहमाण (પૃ૦ ૬૮, પં૦ ૧૬) આ સૂત્રપાઠમાં જે अणुलिहमाण શબ્દ છે તેના બદલે જે૦ ध० અને पु २ પ્રતિઓમાં अहिलंघमाण શબ્દ છે. અહી ટીકામાં આ પ્રમાણે વ્યાખ્યા છે— अनुलिखत्–अतिलङ्घयत्. આથી અમે મૂળ વાચનામા अणुलिहमाण શબ્દ સ્વીકાર્યો છે. अ આવૃત્તિમા અહી અમારા જેવો જ મૂળ પાઠ છે, જ્યારે શેષ આવૃત્તિઓમાં अहिलंघमाण પાઠ છે. ફરક એટલો જ કે सु આવૃત્તિમા अभिलंघमाण પાઠ છે.

૪૮. ૧૯૬ અને ૨૧૦ મા સૂત્રમાં આવેલા गह-णक्खत्त (પૃ૦ ૬૯, પં૦ ૨) અને गह-नक्खत्त (પૃ૦ ૭૭, પં૦ ૮) આ બે સૂત્રપાઠમાં આવેલા गह શબ્દના બદલે ૧૯૬મા સૂત્રમાં માત્ર ध० સંજ્ઞક પ્રતિ અને ૨૧૦મા સૂત્રમાં प्र० તથા पु २ સજ્ઞક પ્રતિઓ गहगण શબ્દ આપે છે. અહી કોઈ બાધક કારણુ ન હોવાથી અમે બહુસંખ્ય પ્રતિઓના પાઠનુ પ્રાધાન્ય ગણીને મૂળ વાચનામાં પ્રસ્તુત બન્ને સ્થળે એકરૂપતા જાળવી છે अ આવૃત્તિમાં પ્રસ્તુત બન્ને સ્થાનોમાં गहगण શબ્દ છે. અને તે સિવાયની

અન્ય આવૃત્તિઓમાં પ્રસ્તુત બે સ્થાનોમાં અનુક્રમે गह (સૂ० ૧૯૬) અને गहगण (સૂ० ૨૧૦) પાઠ છે. ફરક એટલો જ કે शि આવૃત્તિમા ૨૧૦ મા સૂત્રના સુચિત સ્થાનવાળો પાઠ પડી ગયો છે.

૪૯. ૬૫૭મા સૂત્રના અંતમાં આવેલો जेहितो असुरकुमारा। (પૃ० ૧૭૭) આ પાઠ અમને प्र० સંજ્ઞક પ્રતિ સિવાયની બધી પ્રાચીન-પ્રાચીનતમ સૂત્રપ્રતિઓએ આપ્યો છે. આ પાઠથી પ્રસ્તુત સૂત્રગત પ્રશ્નના ઉત્તરને સમજવામા જરાય મુશ્કેલી પડતી નથી, એટલુ જ નહી, રચનાની દૃષ્ટિએ સૂત્રપાઠ આવો હોવો વધારે સગત પણ લાગે છે. પ્રસ્તુત પાઠના સ્થાનમા स તથા शि આવૃત્તિમા जेहिंतो असुरकुमारा तेहिंतो भाणियव्वा આવો પાઠ છે. સમિતિની मु० સંજ્ઞક પ્રતિનો આ પાઠ અમારી આવૃત્તિમાં નોંધવો રહી ગયો છે, તેથી તેને પ્રસ્તુત ગ્રંથના પહેલા ભાગના શુદ્ધિપત્રકમાં જણાવ્યો છે. ध તથા अ આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના સ્થાનમાં અનુક્રમે આવો પાઠ છે—जेहितो असुरकुमारा तेहितो वि भाणियव्वा। તથા जेहिंतो असुरकुमारा तेहिंतो वाणमंतरा वि भाणियव्वा। અહી प्र० સંજ્ઞક પ્રતિનો પાઠ નીચે ટિપ્પણીમા આપ્યો છે તે મુજબ भ તથા सु આવૃત્તિમાં जेहितो असुरकुमारा तेहितो वाणमंतरा उववज्जावेयव्वा। આવો પાઠ છે.

૫૦ ૧૭૬૫ [૨] સૂત્રના અંતમા આવેલો एवं णव भंगा। (પૃ० ૩૮૭) આ સગત સૂત્રપાઠ સમગ્ર સૂત્રપ્રતિઓએ આપ્યો છે. ध આવૃત્તિમાં અહી આવો જ પાઠ છે. અને તે સિવાયની અન્ય આવૃત્તિઓમા પ્રસ્તુત પાઠના સ્થાને एवं एए णव भंगा भाणियव्वा પાઠ છે. અહીં ટિપ્પણીમાં मु० સંજ્ઞક પ્રતિનો પાઠ અનવધાનથી भंगा भाणियव्वा આવો છપાયો છે તેના બદલે एवं एए णव भंगा भाणियव्वा આવો પાઠ સમજવો.

૫૧. ૧૮૬૪મા સૂત્રમા બે વાર આવેલુ पप्पा (પૃ० ૪૦૦, પં० ૯–૧૦) સૂત્રપદ અમને प्र० અને पु २ સજ્ઞક પ્રતિઓ સિવાયની અન્ય પ્રાચીન-પ્રાચીનતમ સૂત્રપ્રતિઓએ આપ્યુ છે. અહો प्र० અને पु २ સંજ્ઞક પ્રતિમા અને અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમા पप्प શબ્દ છે પ્રાચીન બહુસખ્ય પ્રતિઓના પાઠની દૃષ્ટિએ અને પ્રાચીન પ્રયોગની દૃષ્ટિએ પ્રસ્તુત पप्पा શબ્દનુ આગવું મહત્ત્વ છે. અભ્યાસીની અનુકૂળતા માટે કોઈવાર વિદ્વાન લેખકે કે શોધકે લખેલી કે શોધેલી પ્રતિઓમા પ્રાચીન પ્રયોગનુ પરિવર્તન થતુ તેના ઉદાહરણરૂપે પ્રસ્તુત પાઠભેદ સૂચવી શકાય.

૫૨. ૧૩૧૯ મા સૂત્રમાં આવેલુ दोण्णि (પૃ० ૩૦૯) સૂત્રપદ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. પ્રસ્તુત સૂત્ર જેમાં છે તે ચોથા દ્વારના પ્રારંભથી સૂત્રો જોવાથી પણ અહી પ્રથમા વિભક્તિ અર્થાત પ્રસ્તુત दोण्णि પાઠ સગત જ જણાય છે. આમ છતા અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં પ્રસ્તુત શબ્દના બદલે दोण्ह શબ્દ છે. ષષ્ઠી વિભક્તિથી પણ અર્થસગતિ થઈ શકે તેમ છે જ, છતાં અમે ઉપયોગમાં લીધેલી પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓનો પૂર્વાપર સૂત્રસદર્ભને અનુસરતો આ પાઠ સાચો છે

૫૩ ૧૩૬૦ મા સૂત્રમા આવેલો संजयासजए जहण्णेणं આ સૂત્રપાઠ અમે ઉપયોગમાં લીધેલી સમગ્ર સૂત્રપ્રતિઓએ આપ્યો છે તેથી તે મૌલિક પાઠ છે; જ્યારે અદ્યાવધિ પ્રકાશિત થયેલી આવૃત્તિઓમા આ પાઠના સ્થાનમાં सजयासंजएणं पुच्छा। गो० जहण्णेणं આવો પાઠ છે. અર્થની દૃષ્ટિએ જરાય બાધક નહી એવો આ પાઠભેદ વિરલ પ્રતિમાં મળતો હોવો જોઈએ.

૫૪ ૧૭૫૧ મા સૂત્રમાં આવેલો उक्कोससंकिलिट्ठपरिणामे वा तप्पाउग्गविसुज्झमाणपरिणामे वा (પૃ० ૩૮૪, પં० ૧૩) આ સૂત્રપાઠ અમે ઉપયોગમાં લીધેલી સમગ્ર સૂત્રપ્રતિઓએ આપ્યો છે. ઉત્કૃષ્ટ આયુષ્ય બધકના નિરૂપણરૂપ સંદર્ભમા પ્રસ્તુત સૂત્રપાઠ છે. આ પાઠની ટીકા આ પ્રમાણે છે

—उत्कृष्टसङ्क्लिष्टपरिणामो नारकायुर्बन्धकः, तत्प्रायोग्यविशुद्ध्यमानपरिणामोऽनुत्तरसुरायुर्बन्धक (ટીકા, પત્ર ૪૯૧) આ પ્રમાણેની ટીકાની વ્યાખ્યાથી પ્રસ્તુત સૂત્રપાઠની મૌલિકતા સ્પષ્ટ જ છે. આમ છતાં કોઈ પણ પ્રતિમા નહી મળતો અને ન જ જોઈએ તેવો असंकिलिट्ठपरिणामे वा આવો ખોટો પાઠ અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમા છપાયો છે, તે આ પ્રમાણે ઉ૦ संकिलिट्ठपरिणामे वा असंकिलिट्ठपरिणामे वा तप्पाउग्गविसुज्झमाणपरिणामे वा. આ પાઠમા ઉ૦ છે તેના બદલે ध તથા अ આવૃત્તિમા उक्कोसेणं, म આવૃત્તિમાં उक्कोस અને सु આવૃત્તિમાં उक्कोस છે. અભ્યાસી વાચકો સહજ સમજી શકે તેમ છે કે तप्पाउग्गविसुज्झमाणपरिणामे वा પાઠ જ असंकिलिट्ठ-परिणामे પાઠને બિનજરૂરી સાબિત કરે છે.

૫૫ ૧૪૦૯મા સૂત્રમાં આવેલો एवमेते चउवीसं चउवीसदंडगा ५७६ भवति । આ સગત અને મૌલિક સૂત્રપાઠ પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓ આપે છે. આ પાઠમા આવેલા एवमेते પાઠના બદલે म०, पु १, पु ३ સંજ્ઞક પ્રતિઓ एवमेव પાઠ આપે છે अ આવૃત્તિ સિવાયની સમગ્ર આવૃત્તિઓમા અહી एवमेव પાઠ છે. અહી અર્થની દૃષ્ટિએ પણ જોતાં एवमेते પાઠ સુસગત છે.

૫૬. ૧૦૭ મા સૂત્રમા આવેલા पहराइयाओ (પૃ૦ ૩૮) આ સૂત્રપદના સ્થાનમા કેવળ म० સંજ્ઞક પ્રતિમાં पहराइया પાઠ છે અહીં એક સિવાયની પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓ पहराइयाओ પાઠ આપે છે, તેથી पहराइया પાઠને સ્વીકારવાની લાલચ જતી કરીને પણ બહુસખ્ય પ્રતિઓના પાઠને પ્રાધાન્ય આપ્યુ છે. અદ્યાવધિ પ્રકાશિત બધીય આવૃત્તિઓમાં અહી पहराइया પાઠ છે.

૫૭ ૧૨૨૪મા સૂત્રના અંતમાં આવેલા सुक्कलेस्सं । આ સૂત્રપદના બદલે पु २ સંજ્ઞક પ્રતિમા આ પ્રમાણે વિસ્તૃત પાઠ છે—सुक्कलेस्सं पप्प जाव सुज्जो भुज्जो परिणमइ? हंता गोयमा! तं चेव। અહી અભ્યાસી વાચકોને ૧૨૨૦થી ૧૨૨૩ સુધીના સૂત્રો જોતા સહજભાવે જ જણાશે કે ૧૨૨૪ મા સૂત્રના પ્રારભમા આવેલો एवं શબ્દ જ અમે મૂળ વાચનામા સ્વીકારેલા પાઠને સુસગત સાબિત કરે છે. અહી જણાવેલો पु २ પ્રતિનો વધારાનો પાઠ કોઈ વિદ્વાને પ્રતિપાદ્ય વિષયને અતિ સુગમ કરવા ખાતર પાછળથી ઉમેરેલો છે એમ સ્પષ્ટ થાય છે. અદ્યાવધિ પ્રકાશિત સમગ્ર આવૃત્તિઓમા અહી જણાવેલા पु २ પ્રતિના જેવો વિસ્તૃત પાઠ છે. આ પાઠને મૌલિક માની શકાય નહિ.

૫૮. ૨૦૩૩ મા અને ૨૦૩૫ મા સૂત્રમાં આવેલા परियाइयणया આ સૂત્રપદના સ્થાનમાં માત્ર पु २ પ્રતિ અનુક્રમે परियायणया અને परियाइणया પાઠ આપે છે. અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં પ્રસ્તુત બન્ને સ્થાનમા परियाइणया પાઠ છે, જે પછીના સમયની કોઈક જ પ્રતિ આપે છે, તેથી અમે મૂળ વાચનામા તે સ્વીકાર્યો નથી. અહી મુદ્રિત ટીકાના અવતરણમા પણ परियाइणया પાઠ છે, છતાં ખભાત અને જેસલમેરના ભંડારની ટીકાની તાડપત્રીય પ્રતિઓમા परियाइयणया અવતરણ છે. આથી અમે સ્વીકારેલો પાઠ સુસંગત છે.

૫૯. ૯૮મા સૂત્રમા આવેલા चुंचुया (પૃ૦ ૩૬) શબ્દના બદલે અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં वंचुया શબ્દ છે. અહી જોકે जे०, म०, प्र० અને पु २ સંજ્ઞક પ્રતિઓ પણ वंचुया પાઠ આપે જ છે, છતાં અમે મૂળમા સ્વીકારેલો પાઠ મૌલિક છે તેમ કહી શકીએ. પ્રસ્તુત સમગ્ર પાઠ ઉપરની ટિપ્પણીમાં પ્રવચનસારોદ્ધારનો મૂળ અને ટીકાનો પાઠ આપ્યો છે, તેમા અનુક્રમે चंचुय અને चञ्चुकाः પાઠ છે, તેથી અહી જણાવેલા चुंचुया શબ્દને અમે મૂળમા સ્વીકાર્યો છે. અન્યાન્ય ગ્રથો પણ આપણને મૂળ વાચનાના નિર્ણયમા ક્યારેક ઉપયોગી ઉકેલ આપે છે, એ આ ઉપરથી જોઈ શકાય છે.

૧૦. ૧૮૦૯ મા સૂત્રમાં આવેલા णवरं ओसण्णकारणं ण भवति (પૃ૦ ૩૯૫, ૫૦૪) આ સૂત્રપાઠગત भवति શબ્દના બદલે જે૦ સિવાયની સમગ્ર સૂત્રપ્રતિઓમા અને અદ્યાવધિ પ્રકાશિત સમગ્ર આવૃત્તિઓમાં भण्णति શબ્દ છે. ટીકામા આ સૂત્રપાઠનું પ્રતીક લીધુ છે તેમાં हवइ (ટીકા, પત્ર ૫૦૬, પૃષ્ઠિ ૧) પાઠ હોવાથી અમે અહી મૂળ વાચનામાં જે૦ પ્રતિનો भवति શબ્દ સ્વીકાર્યો.

૬૧. ૧૫૯૧ મા સૂત્રના અંતમા આવેલા भाणियव्वो। આ સૂત્રપદ પછી માત્ર पु २ સંજ્ઞક પ્રતિમા जाव वेमाणिय त्ति। આટલો પાઠ વધારે છે. ध, म અને તદનુસારે सु આવૃત્તિમાં પ્રસ્તુત સ્થાનની વાચના અમારા પ્રમાણે છે; જ્યારે શેષ ત્રણ આવૃત્તિઓમા અહી જણાવેલો पु २ પ્રતિનો વધારાનો પાઠ છે.

૬૨. ૨૦૩૨ મા સૂત્રના પ્રારંભમાં આવેલો अणंतराय आहारे (પૃ૦ ૪૧૯) આ સૂત્રપાઠ અમને કેવળ જે૦ સંજ્ઞક પ્રતિએ જ આપ્યો છે; શેષ હસ્તલિખિત પ્રતિઓમા તથા स અને शि આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના સ્થાનમા अणंतरगयाहारे પાઠ છે. આ સિવાયની અન્ય પ્રકાશિત આવૃત્તિઓમાં આ સ્થાનમા આવેલો अणंतरागयाहारे પાઠ અમને કોઈ પણ પ્રતિએ આપ્યો નથી. મુદ્રિત ટીકામા અને અમે જોયેલી ટીકાની કેટલીક હસ્તલિખિત પ્રતિઓમાં પ્રસ્તુત સૂત્રપદનુ અવતરણ अणंतरागयाहारे છે. આની વ્યાખ્યા પણ ટીકાની મુદ્રિત આવૃત્તિમા अनन्तरागताहारको છે. આ ઉપરથી કોઈ પણ સૂત્રપ્રતિમાં નહી હોવા છતાં જે તે આવૃત્તિની મૂળ વાચનામાં अणत-रागयाहारे પાઠ લેવાયો હશે એમ લાગે છે. પણ ટીકાની પ્રાચીન તાડપત્રીય પ્રતિઓમા આ પદનુ અવતરણ अणंतराहारे છે અને આની વ્યાખ્યામાં પણ अनन्तराहारको છે. તેમ જ પ્રસ્તુત સૂત્ર પછીના ૨૦૩૩ મા સૂત્રમાં આવેલા अणतराहारा સૂત્રપદની મુદ્રિત ટીકામા अनन्तरागताहाराः પાઠ છે, જ્યારે ટીકાની તાડપત્રીય પ્રતિઓમાં अनन्तराहाराः પાઠ છે. આથી મૂળ વાચનામાં અમે રાખેલા સૂત્રપદને મૌલિક ગણવું જોઈએ.

૬૩. ૨૧૬૫ મા અને ૨૧૬૬[૧] સૂત્રમાં આવેલા असंखेज्जतिभागं (પૃ૦ ૪૪૨, ૫૦ ૧ અને પં૦ ૮) પાઠના બદલે ध૦, म૦ અને प्र૦ પ્રતિઓમા संखेज्जतिभागं પાઠ છે, (જે નીચે પહેલી અને ત્રીજી ટિપ્પણીરૂપે નોંધ્યો છે) તેને મૂળમાં લઈને મૂળમા સ્વીકારેલા असखेज्जतिभागं પાઠને ટિપ્પણીમાં લેવાનો સુધારો અમે પ્રસ્તુત ગ્રથના પહેલા ભાગના શુદ્ધિપત્રકમા જણાવ્યો છે. અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં આ સ્થાનમા असंखेज्जतिभागं પાઠ છે. અહી અમે संखेज्जतिभागं પાઠની મૌલિકતા આ કારણે માની છે—મુદ્રિત ટીકામાં આ સ્થાનની વ્યાખ્યા આ પ્રમાણે છે. तैजससमुद्घातमारभमाणाना जघन्यतोऽपि क्षेत्रमायामतोऽङ्गुलासङ्ख्येयभागप्रमाणं भवति न तु सङ्ख्येयभागमानम्। (ટીકા, પત્ર ૫૯૭, પૃષ્ઠિ ૨). ટીકાની આ વ્યાખ્યાથી તો મૂળ વાચનામાં અહી असखेज्जतिभागं પાઠ બંધ બેસે છે. પણ અમે ખભાત-જેસલમેરના ભંડારની તેમ જ અન્ય બીજી જે કોઈ કાગળ ઉપર લખાયેલી ટીકાની પ્રતિઓ જોઈ તેમા ઉક્ત ટીકાના પાઠમાં न तु सङ्ख्येयभागमानम् આ પાઠના બદલે न त्वसङ्ख्येयभागमानम् આવો પાઠ છે. અમને એટલો વિશ્વાસ છે કે ટીકાની હસ્તલિખિત સમગ્ર પ્રતિઓમા પણ न त्वसङ्ख्येयभागमानं પાઠ હશે ध તથા स આવૃત્તિમાં પ્રકાશિત થયેલી ટીકામા તેમની સામેની ટીકાની હસ્તલિખિત પ્રતિમા તો પ્રસ્તુત न त्वसङ्ख्येयभागमानं પાઠ જ હશે, પણ તે બન્નેએ ઉપયોગમા લીધેલી સૂત્રપ્રતિઓના મૂળ પાઠમા તેમને सखेज्जतिभागं પાઠ નહિ મળ્યો હોય, એટલે કે असखेज्जतिभागं પાઠ મળ્યો હશે, તેથી તેમણે ટીકાના न त्वसख्येयभागमानं પાઠને સ્વયં સુધારીને न तु सङ्ख्येयभागमानं છાપ્યો લાગે છે. અલબત, ટીકાની બધી પ્રતિઓ અહી જે न त्वसख्येयभागमानं પાઠ આપે છે તે પાઠની સાર્થકતા તો અહી જણાવેલા

